પુસ્તક ૮મું. અંક ૪ થો.

# सत्संग.

કાર્તિક સં. ૧૯૭૩

काव्यशास्त्रविनोदेन कालो गच्छति धीमताम् ।
व्यसनेन तु मूर्खाणाम् निद्रया कलहेन वा ॥

માસિક

## યથાશક્તિ દાન દેવાનો રિવાજ.

### બધા કુટુંબમાં રાખવાની જરૂર છે.

માણુસના હૃદયમાં કાંતો દેવી અને કાંતો આસુરી પ્રકૃતિ રાજ્ય કરતી હોય છે. હમણા આપણે દેવી પ્રકૃતિને લીધેજ આ પવિત્ર પર્યુ-ષણ ઉજવવા એકઠા મળ્યા છીએ. માટે દેવી પ્રકૃતિવાળા આપણે દેવોજ છીએ. વળી આપણે ક્ષત્રીય નરેશના પુત્રો છીએ, નહીં કે પોતી-યાદાસ વાણીયા। આપણે વિશ્વપતિ મહાવીરના વારસરૂપ છીએ એમ સમજી આપણું સ્વમાન ખીલવવું જોઇએ અને વિશ્વપતિની આજ્ઞાનો બરાબર અમલ કરવો જોઇએ. આપણા તીર્થં-કરો ક્ષત્રીય હોઇ પ્રથમ રાજ્ય મેળવવામાં પ્રભુતા સમજતા. પછી જેમજેમ એમની દૃષ્ટિ વિકાસ પામતી ગઇ, તેમતેમ "સ્થૂળ રાજ્ય લક્ષ્મી બીજાઓને અર્પણ કરી" ત્રણ લોકનું સામ્રા-જ્ય મેળવવા પાછળ લાગ્યા હતા. દુનિયામાં મનુષ્ય માત્રનું ભલું કરવાની ઇચ્છાવાળા જે પુરૂષો થયા છે તેઓને "મહાત્મા" કહેવાય છે પણ મહાવીર તો મનુષ્ય ઉપરાંત ન્હાનામાં ન્હાના જીવોનું-પાણી વનસ્પતિને દવાનાં પણ જીવોનું ભલું ઇચ્છનારા હોઇ તેઓ "પરમાત્મા" કહેવાય છે. એમને દુઃખ આપનાર સર્પ તથા ગોસાળાનું "ભલુ" એમણે ભલું ઇચ્છયું હતું. એવી ઉદાર બુદ્ધિ આપણે શીખવી જોઇએ છીએ. "જે માણુસ દશ હજાર યોધ્ધાઓ ઉપર 'જય" મેળવે છે તેનાં કરતાં પોતાની દુષ્ટ પ્રકૃતિ ઉપર વિજય મેળવનાર માણુસ વધારે મહાન ગણાય છે" તે કાંઇ ખોટું નથી. ધર્મ કોઇ જાતિ કે કુળમાં નથી પણ આત્મામાં છે અને તિર્થંકરનો તથા તિર્થંકરનો આત્મા એકસરખો માની આપણે તિર્થંકરની માફક આત્મ સંયમ કરી આત્માને ઢાંકનાર પડદાઇ દૂર કરવા જોઇએ છીએ. બીજા પંથો એમ માને છે કે પરમાત્મા દુનિયાના તારણ માટે મનુષ્ય દેહે અવતરે છે. જ્યારે મહાવીરે એમ શીખવ્યું છે કે માણુસ પોતાના સ્વબળથી ઉત્ક્રાંત થતો થતો પરમેશ્વર બને છે. "માણુસ એ અદૃશ્ય ઇશ્વરનું દૃશ્ય રૂપ છે." એમ એક અમેરીકન વિદ્વાન એમર્સન કહે છે. આજે શ્વેતામ્બર, સ્થાનકવાસી ને દિગંબર ત્રણે વર્ગો જુદા મનાય છે. પણ એ જુદાઇ ક્યાં છે? મહાવીરના વાવટા તળે સૌ એકજ છે અને અહિં આપણે તેઓ સર્વને સામાન્ય પિતાની ભક્તિ કરવા આવેલા જોઇએ છીએ. શ્રી વીરે દુનિયાના કલ્યાણ માટે આત્મભોગ ઘણી રીતે અને ઘણી વખતે આપેલો છે.

મુક્તિની તીવ્ર ઉત્કંઠા છતાં માતાપિતા અને બન્ધુની લાગણી દુઃખાય તેઓ દીલગીરી અથવા અંતર ધ્યાન ધરી કુગતિ પામે નહીં, એટલા ખાતર મુક્તિદાતા દિક્ષા પણ તેમણે વર્ષો સુધી મુલતવી રાખી હતી. મહાવીરના ગુણો શું થોડા કલાક કે થોડા દિવસમાં પુરેપુરા કહી શકાય તેમ છે. નહીં, જ્યાં સુધી તે દેવાધિદેવનું શાસન કાયમ રહે અને આપણું શરીર હયાત રહે ત્યાં સુધી તો એમના ગુણગાનનું ભાષણ સમાપ્ત નહીંજ કરવાનો. પણ તે "ભાવથી" "દ્રવ્યથી" માન આપી મ્હારે કહેવું જોઇએ કે લગ્ન જેવા માંગલિક પ્રસંગે હજારો રૂપિયાનું બલીદાન ચાલ્યા આવતા રીવાજ મુજબ થાય છે. તેવા પ્રસંગે સ્વધર્મનો ઉદય થવા તરફ પ્રેમ દૃષ્ટિ કરી યથાશક્તિ દાન દેવાનો રીવાજ બધા કુટુંબોમાં દાખલ થવાની જરૂર છે.

ઓધવજી રામજી સરવૈયા

---

૧ દેવાસ (માળવા) ખાતે ત્યાંના દરબાર ઘાર સરકારે સત્તાવાર જાહેર કર્યું છે કે મોર પક્ષીનો કોઇએ પણ શીકાર કરવો નહિ. જે કોઇ કરશે તે સખત સજાને પાત્ર થશે.

૨ જીવદયા ॥ જાણીતા હીમાયતી રથા. મુની શ્રી :રૂપાલાલજીના સદ્‌ઉપદેશથી સાગર, સાજાપુર, સુજાલપુર (માળવા) ખાતે સેંકડો મુસલમાન તથા ઘણા સરકારી અમલદારોએ જીવહિંસા તથા માંસાહારનો ત્યાગ કર્યો છે.

૩ રાસમી (મારવાડ) ખાતે દર વરસે દેવીના મંદીરમાં પાડાનું બલીદાન આપવામાં આવતું હતું તે રથા. મુનીશ્રી છોતરમલજીનાં સદ્‌ઉપદેશથી બલીદાન બંધ કરવામાં આવ્યું છે.

૪ તે શિવાય ઉપરોક્ત મુનીશ્રીના સદ ઉપદેશથી પાડુના (મારવાડ) ખાતે ત્યાંના ખાટકી કસાઇઓએ જીંદગી સુધી જીવહિંસા કરવાનો ત્યાગ કર્યો છે.

# નવા વર્ષનાં પત્રો.

---

નૂતન વર્ષના અભિનંદનમાં અમને મળેલાં લગભગ ૧૦૦ ઉપર પત્રોમાંના કેટલાક પત્રોનાં લખાણ અમને ઘણાં આકર્ષક લાગવાથી જાહેરની જાણ માટે પ્રકટ કરવામાં આવે છે જે જોઇ પ્રજાની વધતી જતી ભાવના સંબંધી કંઇક ઝાંખી થશે.

(૧)

(વસંત તિલકા.)

વિશ્વે વિલાસ કરતી વિદ્યા વિચારે,
લક્ષ્મી વિનોદ ધરતી કંઇ યુક્ત ધારે;
આ વર્ષ દર્શ વિમળે આનંદકારી,
ધર્માર્થ કામ ફળશે મહીં મોક્ષ-ભારી.

વાદ વિવાદ છે કે લક્ષ્મી અને સરસ્વતી સાથે સ્થાન લેતી નથી, પરંતુ સત્ય એ છે કે સંવતના સ્થાપન કરનાર વીર વિક્રમના મહેલે શ્રી લક્ષ્મીને શારદા બંને જોડે રહી સાથીઆ પુરતી. તેજ વિક્રમ સંવતના નવીન વર્ષે પ્રથમ દિવસે શ્રી અને ધીની પૂર્ણ કૃપા આપ પર હો.

કાલીઆવાડી) નારણજી બાપુભાઇ દેસાઇ.

(૨)

(મન્દા ક્રાન્તા)

શ્રી, ધી શાન્તિ, સતત સુખડાં, સત્ય પંથે પળીને,
પામોઃ જુઓ સકળ જગમાં નામ કીર્તિ રળીને;
હૈડે ધારી મમત, જનની જન્મભૂમિ તણુંને,
વ્હાલાં સંગે નવીન વરસે હવે મોદિ રહેજો.

મુંબાઇ] સીતારામ જે. શર્મા.

(૩)

(સ્ત્રગ્ધરા)

પોતાના વિક્રમોથીઅમર થઇગયા વિશ્વમાં પૂર્વકાળે,
એવા દેવીજીવોના સ્મરણ ધ્વજરૂપે સંવતો આજઆજે.
સોનેરી વર્ણવાળા કર દિનકરના વ્યોમમાં જેહ વ્યાપે,
આત્માનંદે રહેલાં અનુપમ સુખને શાંતિ સમૃદ્ધિ આપે.

નડીઆદ] ફુલચંદ ઝવેરદાસ શાહ.

(૪)

(હરિગીત)

લાગી નૂતન ઉષા અને પ્રગટયા કિરણ નભમંડળે,
તે જ્યોત અર્પે જીવન કંઇ ચેતન અચેતન સર્વને,
આવે સમીર શીતળ અને પુષ્પોની પરિમળ આવતી
આ સૃષ્ટિને કુદરત કંઇ વિધવિધ રીતે શણગારતી.
ફળજો તમારી આશ સુખ ઐશ્વર્યના ભોક્તા થજો
ને જીવનદુર્ગે યશધ્વજાના ધવલમંગળ ચિહ્ન હો।
સિદ્ધિ થજો તમ કાર્યની પુચ્છા પુરણ પ્રભુજી કરે
આ નૂતન વર્ષે નવલ એ અભ્યર્થના પ્રભુની કરે.

નવસારી) ઉમયાશંકર જયશંકર મ્હેતા

(૫)

(હરિગીત)

વીર વિક્રમનું નૂતન આ વર્ષ અતિ સુખમય થજો!
પરિવાર સર્વે સાથને કલ્યાણ કારી નીવડજો!
સૌ બાલ ભારતમાતના આનંદમાં નિશદિન રહો
બની ધીરવીર વિક્રમ સમા કારીગરીમાં તો વહો!
હૃદયે ધરીને રૂપ રકું, રસિક જગના તાતનું!
હિતકારી થઇ વીરા દીપાવો નામ ભારતમાતનું

વડોદરા) ચંદુલાલ હરગોવિંદ શાહ.

(૬)

આવો આવો આજે, નવીન વર્ષે હેતથી મળીએ, આપણા ભાગ્યનો વિચાર એકઠા મળી કરીએ ને શુભ વર્ષે ઉન્નતિ કર્મનો આરંભ કરીએ.

અમદાવાદ) વ્રજલાલ જાદવજી ઠક્કર.

(૭)

(તોટક.)

ભૂમિ ભારતના નર રત્ન અહો.
શુભદિન નવીન મુબારક હો,
સુખ સંપતિ સંતતિ લાભ મળો,
અવનીપર, નામ મુબારક હો.

અમદાવાદ) લીનકરરાય અચરતલાલ સૈયદ.

(૮)

(હરિગીત)

નૂતન થયું જુનું ગયું, જુનું નહિ સંભારશો,
કુટુંબમાં આનંદસહ આ વર્ષ આખું ગાળજો,
હુન્નર અને ઉદ્યોગની નવી શોધ ખુબ કરાવજો,
શુભ કાર્યમાં આગળ વધી કીર્તિ બધે પ્રસરાવજો,
સ્ત્રી જાત છે અર્ધાંગ એ ઉદ્ધારવાને સંચરો,
અહીંનું સહુ અહીંઆ ગણી પરદુઃખને વળી પરહરો
સાહિત્યના ઉદ્ધાર માટે ભોગ નિશદિન આપજો,
પરહિતમાં નિજહિત સમજી વર્ષ હર્ષે ગાળજો.

પુના) ખંડુભાઇ કુબેરજી ભટારકર.

(૯)

(વસંતતિલકા.)

લક્ષ્મી તણા અમર પદ્મની આસપાસ,
ફૂટી ખીલી ખરી જતી કંઇ પાંખડીઓ;
વર્ષો તણાં શતક તેમ અનન્તતામાં,
ફૂટી ખીલી ખરી જવા વહતાં હજારો:
વ્હાલાં સખા, સખિ, સહોદર, બાળભોળાં,
લક્ષ્મી તણા કુસુમના મધુનાં વિહારી।

* * *

સેવા ધરૂં નવિન શી ચરણારવિન્દે?
ગુંથી ક્યાં કુસુમનો લઇ હાર આપું?
લાવી ધરૂં હૃદય તો પણ આ તમોને,
લાવી ધરૂં હૃદય તે નિજ સાથ લેજો;
પાજો પિતાડી મધુ અમૃત પુષ્પનું સૌ,
બીજું ધરે પ્રભુજી તે લઇ મમ રહેજો।।

કલાપી.

નવસારી) ભગવતરાય ઇશ્વરરાવ સાળુંકે.

(૧૦)

ઝુલણા છંદ.

નૂતન આ વર્ષમાં હર્ષથી આપને,
શુભ આશિષનો પત્ર આપું,
દીર્ઘ આયુ હજો લાભ લાખો થજો
પ્રેમીના પ્રેમને ઉર સ્થાપું;
દિન પરે દિનધણી વેલ વિધા તણી
પુત્ર પરિવારને ઉર વાધો,
દેશનું હિત ને પ્રીત આર્યો પરે
રાખતાં શીખીને ધર્મ સાધો
રંક પર રાખજો પ્રેમ દૃષ્ટિ અને
હાથ લંબાવજો દાન માટે,

પુણ્ય ભાથુ તમે બાંધજો આ ભવે
ધર્મ ના ભૂલશો શિર સાર;
સકળ ઇચ્છા કરો હરી સહુ આપની
જગતના જનતણો પ્રેમ જામો,
સકળ શાંતિ હજો દુઃખ દૂરે જજો
રિદ્ધી સિદ્ધી અને સુખ પામો.
અમદાવાદ) વામનરાવ ચીમનલાલ.

(૧૧)
(દોહરા)

ગયુ વર્ષ શુભ દેવીનું નૂતન બેસતું આજ,
મંગળકારી નીવડજો વિધવિધ વૃદ્ધિ કાજ.
સુપ્રયત્ન પરમાર્થમાં સરલ શાંતિ સુખકાજ,
આનંદ મંગલ વર્ષ આ વિધવિધ વૃદ્ધિ કાજ.
બોરસદ] રતનલાલ નાગરદાસ વક્તા.

(૧૨)

આપનું વદન, કમળના પુષ્પની જેમ પ્રફુલ્લિત રહો.

(વસંત તિલકા)

આ નવ્ય વર્ષ સુખરૂપ હજો તમોને!
ને શાંતિમાં વિલસજો ચિરકાલ મિત્રો!
આનંદ વૃદ્ધિ વરસો વસતાં તમે જ્યાં.
ને દિવ્ય તેજ બનજો તમ માર્ગ દર્શી
આવાં અનેક વિતજો વરસો તમારાં,
આનંદ યશ ઉન્નતિ આશ પૂર્ણ.
હરીઆ] ગોપાળજી

(૧૩)

૩૦૭, શરાફ બજાર, મુંબઈ ન. ૨.
વિક્રમ નૂતન વર્ષારંભ.

મહેરબાન સાહેબ,

આપને, આપના કુટુંબને, આપના મિત્રમંડળને તેમજ જગતનાં પ્રાણી માત્રને આજે શરૂ થતું નૂતન વર્ષ દરેક પ્રકારે આનંદકારી નીવડે અને પરમકૃપાળુ પરમાત્માની કૃપાદષ્ટિને પાત્ર થવાને દરેક વ્યક્તિ શક્તિવાન થાય એવી તે મહાન પિતાના પવિત્ર ચરણકમળમાં પ્રાર્થના કરતાં હું આપને તે માંગલિક દિવસે અભિનંદન આપું છું તે સ્વિકારશો.

લલ્લુભાઇ ગુલાબચંદ ઝવેરી
ના યથાયોગ્ય.

(૧૪)

આર્ય જનસમૂહનું નવું વર્ષ સૃષ્ટિના નિયમાનુસાર બેસી ચૂક્યું છે. તે આપને, આપના કુટુંબ વર્ગને આનંદિત થાઓ. આપના ઇષ્ટ કાર્યોની ઉન્નતિ, કુટુંબની, ઋદ્ધિ, સિદ્ધી, અને આપ્ત વર્ગ પ્રત્યેના શુદ્ધ સ્નેહમાં વૃદ્ધિ થાઓ એવી તે મહાન કૃપાળુ પરમાત્મા પ્રત્યે મારી પ્રાર્થના છે. અસ્તુ!

ભીમભાઇ કલ્યાણજી નાયક

(૧૫)
—કવાલી—

ઉલટથી આજ આનંદે,
નવીન વર્ષે સુખી થઇએ,
સુસંપે પ્રેમથી સંગે,
રહીને કાર્ય સૌ કરીએ,
ગહા આનંદથી બાળો,
કરી કલ્લોલ ને ખેલે,
રસીક રંગી રૂડી ભામા,
રહવારે હર્ષને રેલે,
વણજ વેપારમાં વધીને,
ભલા શ્રીમંત નર હોજો.
બની યશવાન ને ધીરા,
દુઃખીના દિલને જોજો
સુકનના દિનમાં શ્રીકાર,
કામોમાં સદા વધજો,
કનક સમ દિપતી ભારી,
મુબારક સાલ આ ફળજો.
આણંદ મોહનલાલ કાશીદાસ શા

(૧૬)
(માલિની)

મધુર કુસુમ ખીલ્યાં, રમ્ય આનંદ કારી,
નતન વરસ ખીલો વંશ વાડી તમારી,
પ્રતિદિન જયમ વાધે આ મધુરી લતાઓ,
સુખ રૂપ દીર્ઘાયુ શાન્તિથી વૃદ્ધિ થાઓ.
ધંધુકા] સામળદાસ નાનુભાઈ પારે

17

Many happy years be Yours
Filled with gladness that endures,
Lit with Sunshine from above
Blest with
Fortune, cheered by love.

The best that time has in his store,
Be Yours to-day and evermore.

(Bombay) Manilal K. Desai.

(૧૮)

પુણ્યશ્લોકી પિતાઓ ! મકદાશયી માતાઓ ! ભીડભંજન ભ્રાતાઓ ! દેવાંશી દાતાઓ !

આપના જીવનની પ્રત્યેક પળ સુખ શાન્તિમાં વહો. ધનધાન્ય સંપત્તિ-સંતતિના ઇચ્છિત પદાર્થો આપના જીવન કર્તવ્યને દેદીપ્યમાન કરો. વૈરભાવનાઓની વિષમય વૃત્તિઓ વિસ્મૃતિઓના વારિધિમાં ડુબી જાઓ અનાથ રંકજનોનાં રૂદન અશ્રુ આપના ઉદાર કર-કમળથી લુંછાઇ જાવ ! નીતિ-મય વિનોદ આપના જીવનનું સ્વર્ગ દ્વાર બનો. વિદ્યા-કળા અને વિજ્ઞાનનાં વાજીંત્રો આપની શ્રવણેંદ્રિયને સબળ કરો. અતિથી-અભ્યાગતોનું સ્વાગત કરવાને આપ દરેક રીતે શક્તિવાન બનો. પુરૂષો પ્રેમના પરિક્ષક પત્નિઓના પરમેશ અને સંતાનોના શુભેચ્છક બનો સ્ત્રીઓ. પ્રણયની સહચારિકાઓ તથા સંસારની માર્ગદર્શક માતાઓ બનો. સંતાનો ગુણી નીવડો. આર્યો આર્યજ રહો. અનાર્યો આર્ય બનો. પ્રાણીમાત્ર પ્રભુનાં બાળકો છે એ ભાવનાઓ લક્ષમાં રાખી દયા, દાન અને દીનતાના ઉત્તમ ગુણો આચારમાં મુકો. પાત્રને દાન આપવાનું અને દરેક પ્રસંગે તેમના તરફ સહાનુભૂતિ રાખવાનું કર્તવ્ય જાગૃત રહો. ફુલ નહી તો ફુલની પાંખડી રૂપે છેવટે એકાદ બે રૂપીઆનું દાન અનાથોને આપવામાં ઉત્સાહી બનો.

નડીઆદ હિંદુ અનાથાશ્રમ.

(૧૯)

આકાશોદધિમાં ઝગે દિનમણિ,
તિમિર સૌ ભેદીને !
સિંચો પ્રેમ-સુધા રંગેરગ મહીં,
ઉદ્વેગ સૌ છેદીને !
વાધો બુદ્ધિ, વશુ વધુતમ તણી,
ને શત્રુ સૌ મિત્ર હો !
નીતિ, રીતિ સજી સદા સરઉરે,
બન્ધુત્વ ભાવે રહો ! ૧
લાંબુ આયુષ ભોગવી વિચરજો !
ને દુઃખ કૈં ના નડો !
ભાવે ભાવ ધરી ધરાધિપતિનો,
હે ! સત્ય પથે પડો !
કાસારો મહીં પદ્મ જૂથ ખીલીને,
આનંદ આપે અતિ !
ચાહું બક્ષ દિને દિને દિનપતિ !
શાન્તિ અને સન્મતિ ! ૨

કનસાડ) ખુશાલભાઇ સવરામભાઇ દેસાઇ.

(૨૦)

ઉદય પામતા નવા વર્ષના મંગળ પ્રભાતે આપને કૈં કૈં નવલ મુબારક પત્રિકાઓ મળી હશે. આ એક ક્ષુદ્ર પત્રિકા તેમાં વધારો કરે છે. પણ તે એક આપ્ત હૃદયના ઉમળકાનું પ્રણય શિકર હોવાથી આપના આવકારને પાત્ર થશે એમ અભિલાષ છે. રિવાજને અનુસરતાં હું શું મુબારકબાદી આપું? કયા શબ્દોમાં આપું? આપના સાહિત્યાનુરાગી જીવનમાં વિશેષ પ્રગતિ થાય અને સર્વ રીતે સુખપ્રાપ્તિ થાય એજ મ્હારો આશિર્વાદ કહો કે નવલ વર્ષની મુબારકી કહો—

અરવાળા) ધીરજ.

(૨૧)

શુભ મંગળ આજ ઉષા પ્રગટે;
'નવું વર્ષ થયું' જન એમ રટે.
સવિતા, પણ પુણ્યપ્રભા ભરતો,
મન મોદ ધરી નભમાં ઉમતો.

નવ વર્ષ તણું સુપ્રભાત હસે,
શુચિતા સઘળે મધુરી વિલસે.
ગયું વર્ષ જૂનું ! બસ આયુ ઘટ્યું !
નવ વર્ષ થયું ! પણ એ ન વધ્યું !!

પ્રભુ ! શું નવું કાળપ્રવાહ વિષે ?
નવું-જુનું બધો ભ્રમ છેક દીસે !
જુનું વર્ષ વીત્યું ત્યમ આ વીતશે !
બસ કાળ સદૈવ છુપો હસશે !!

ગતિ કાળની નાથ ! અનંત દીસે !
કંઇ વર્ષ ગયાં કંઇ વર્ષ જશે !
રસચેતન તું અહિં મૂકય પ્રભો !
અમ અંતર ભવ્ય બનાવ વિભો !

પ્રસરાવ પ્રભો ! અમિનું ઝરણું.
વિકસાવ મનોબળ લોકતણું.
ઇશ ! રાખ સુધારક રોજ સહુ;
અવિદિત નથી ! વધુ શું વદવું !
જગનો તું નિયામક નાથ ! સદા,
જન પામર શું સમજે પ્રભુતા ?
કરૂણા કરી ઇશ ! નવું બળ દે.
નવ વર્ષ વિષે વિનતિ બસ એ !

બરવાળા (ધંધુકા) ધીરજ.

## दयाधर्मियोंका दया धर्मसे प्रेम ?

સાદરી (મારવાડ) અહીંપંડિત મુનીશ્રી ખુબચંદજીના સદ્ઉપદેશથી ૭૫ ઘરવાલા મેગવાલ (ઢેડ) લોકોને પર્યુષણના (૯) દીવશ તથા અજવાલી ૮-૧૪ના દીવશે કોઇ પણ જાતની જીવહીંસા કરવી નહી એવો ઠરાવ કરી રથા. જૈનો ને લખી આપ્યો છે કે આ ઠરાવ હમારી આલ ઓલાદ રહેશે ત્યાંસુધી પાલીશું અને આ ઠરાવ નહી પાલીએ તો તમારા કસુરવાન છીએ.

એજરીતે સાદરીથી ૯ માઇલ પર માદા કરીને ગામછે ત્યાંના મેગવાલ (ઢેડ) લોકોએ ઘર ૩૦ વાલાએ પણ ઉપર મુજબ ઠરાવ લખી આપ્યો છે મુનીશ્રી ખુબચંદજીના બીરાજવાથી જીવદયાનો પ્રબંધ સારો થયો છે.

સાદરી (મારવાડ) હજારીમલ તેલીશરા.

## સ્વર્ગની ટીકીટ અપાવવી એટલે શું ?

અજ્ઞાનીને જ્ઞાન આપવું અથવા અપાવવું એ તેઓને સ્વર્ગની ટીકીટ અપાવવા જેવું છે. નાસ્તિકોને સત્ય ધર્મમાં લાવવા એ તેઓને સ્વર્ગની ટીકીટ અપાવવા જેવું છે પોલમ પોલમાં પડયા રહેતા લોકોને તેઓની ફરજ સમજાવી કર્તવ્ય કર્મમાં વળગાડવા એ તેઓને સ્વર્ગની ટીકીટ અપાવવા જેવું છે- ગુલામગીરી જેવા બંધનોમાં પડયા રહેતા લોકોને સ્વતંત્રતા અપાવવી એ તેઓને સ્વર્ગની ટીકીટ અપાવવા જેવું છે. જડ બુદ્ધિવાળા થઇ ગએલાં માણસોને તીવ્ર બુદ્ધિવાળાં બનાવવાં, તથા બુઠ્ઠિ લાગણીવાળાં થઇ ગએલાં માણસોને નાજુક લાગણીવાળાં બનાવવા એ તેઓને સ્વર્ગની ટીકીટ અપાવવા જેવું છે. મૃત્યુ પછી જે ચીજો પોતાને કંઇ પણ કામ આવે તેવી નથી પણ ઉલટી બંધન કર્તા થઇ પડે એવી છે, તેવી ચીજોના મોહમાં જીંદગી ખોઇ નાખનારા માણસોને એ મોહ મટાડવો એ તેઓને સ્વર્ગની ટીકીટ અપાવવા જેવું છે. કાંઇ પણ ઉંચ હેતુ ધ્યાનમાં રાખ્યા વિના ગમે તેમ રખડનારા, ગમે તેમ બકનારા, ગમે તેમ ખાનારા અને કાંઇ પણ નિયમ વિના અશે

લટખુપણામાંજ જીંદગી ખોઇ નાખનારાં માણસોને પ્રભુ પ્રીત્યર્થે પોતાના બાંધવોની સેવામાં લગાડવાં એ તેઓને સ્વર્ગની ટીકીટ અપાવવા જેવું છે, આળસુ માણસોને ઉદ્યોગી બનાવવા, ધંધા રોજગાર વિના રખડતાં માણસોને ધંધા રોજગારમાં લગાડવાં, કુદરતની ખુબીઓ નહીં સમજનાર માણસોને કુદરતની ખુબીઓ સમજાવવી તથા એ બધાં માણસોને એ બધી બાબતોમાં કાંઇક ઉંચ હેતુ લક્ષમાં રાખીને કામ લેતાં શીખવવું એ તેઓને સ્વર્ગની ટીકીટ અપાવવા જેવું છે. વંશ પરંપરાથી

ઓછા હકવાળા તથા નીચ ગણાતા માણુસોને જમાનાને અનુસરતા વધારે વધારે હકો આપવા તથા ઉંચે ચ્હડાવવા એ તેઓને સ્વર્ગની ટીકીટ આપવવા જેવું છે, અને ટુંકામાં એજ કે, મનુષ્યમાં જે પશુ વૃત્તિઓ રહેલી છે તે પશુ વૃત્તિઓનું જોર ઓછું થાય એમ કરવું. અને તેને બદલે મનુષ્યમાં રહેલું મનુષ્યપણું એટલે કે આત્માનું બળ ખીલવવું, એ સ્વર્ગની ટીકીટ અપાવવા જેવું છે. બલકે એ કરતાં પણ ઘણુંજ વધારે એટલે કે ખુદ સ્વર્ગને બનાવવા જેવું છે, અને એ બધું ધનવાનોના ધનમાંથી થઇ શકે તેમ છે, વિદ્વાનોની વિદ્વત્તામાંથી થઇ શકે તેમ છે, ગુણીઓના ગુણમાંથી થઇ શકે તેમ છે, ભલાઓની ભલાઇમાંથી થઇ શકે તેમ છે. વગ વસીલાવાળાઓના વગ વસીલામાંથી થઇ શકે તેમ છે, સત્તાવાળાઓની સત્તામાંથી થઇ શકે તેમ છે. સાધુઓનાં સાધુપણામાંથી થઇ શકે તેમછે, જોરાવરોના જોરમાંથી થઇ શકે તેમછે, હરિજનોના ધર્મના બળથી થઇ શકે તેમ છે, નાજુક લાગણીવાળી, અદભૂત સૌંદર્યવાળી અને પુરૂષોને પોતાની હથેળીમાં નચાવનારી પ્રેમઘેલુડી સુંદરીઓની મદદથી થઈ શકે તેમ છે, અને ગરીબો સાચા દિલે કામ કરે તેમાંથી થવાનું છે. માટે આપણા દેશને આબાદ કરવા સારૂ આપણા બંધુઓને સુખી કરવા સારૂ અને આપણા આત્માના કલ્યાણ સારૂ સૌ ભાઇ બેનોઓ પોતપોતાની શક્તિના પ્રમાણમાં પોત પોતાની લાઇનમાં બહુજ ઉદારતાથી વર્તવું જોઇએ. અને પોતાના ગજા પ્રમાણે કાંઇક પણ રૂડું કામ કરીને પોતાના બંધુઓમાં અસર કારક દાખલો બેસાડવો જોઇએ. તોજ દેશ આબાદ થઇ શકશે, અને અને તોજ જીંદગી સફળ થઇ શકશે. બાકી એ વિના ખાઇ પીને જાડા પાડા થવું, ઇંદ્રિયોના ગુલામ થવું, ગમે તે પહેરવું ઓઢવું અને ગમે તે બકતે બકતે મરી જવું એમાં કાંઇ મોટી વાત નથી, એમ તો પશુઓ પણ કરે છે, પણ ઉંચ હેતુઓ રાખીને સૌની સાથે ઉદારતાથી વરતવું ને આ જીંદગીમાં કાંઇક પણ ભલાઇ કરી લેવી એજ મોટી વાત છે. અને એ બધું આપણે સૌ આપણી પોતપોતાની સ્થિતિના પ્રમાણમાં પરમાર્થ કરીએ તેમાંથીજ થઇ શકે છે. માટે પરમાર્થ કરવાની ને સ્વર્ગ મેળવવાની જેને ખાસ ઇચ્છા હોય તેને વિનંતિ કરૂં છું કે, ભાઇઓ ને બ્હેનો ! એ સોનેરી તક જવા દેશોમા પણ એ મહાન્ લ્હાવા તો ખૂબ લેવાય તેમ કરશો. એ અલૌકિક લ્હાવા તો જેમ ખૂબ લેવાય તેમ કરજો.

ચોરવાડ.) વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીયાર.

---

(૭૩) જમ્મુ અને કાશમીર રાજ્યના નામદાર મહારાજા સાહેબના સ્વદેશ ખાતાના પ્રધાન મેજર જેનરલ રાયબહાદુર બીશંનદાસ સી. આઇ. ઈ. પોતાના તા. ૧૩ મી ઓકટોબર ૧૯૧૫ના જમ્મુથી લખેલાં નં ૧૮૭૮ના કૃપાપત્ર માં લખી જણાવે છે કે:— એચ એ.

"નામદાર મહારાજા સાહેબ બહાદુર તર[ફ] મોકલવામાં આવેલી આપની અરજીની નક[લ] મારી ઓફીસમાં આવી છે. હું આ સા[થે] આ રાજ્યની અંદર જાનવરો ઉપ[ર] ગુજારવામાં આવતું ઘાતકીપણું અટકાવવ[ા] માટે જે જે કાયદાઓ અમલમાં મુકવામાં આવ્ય[ા] છે તેની એક નકલ મોકલું છું તે ઉપરાંત ગા[ય] તથા બળદો માટે ખાસ કાયદો ઘડવામાં આવેલો છે અને ગાયનો વધ આ રાજ્યના ફોજદારી કાયદા મુજબ એક મ્હોટામાં મ્હોટો ગુન્હો ગણવામાં આવે છે. આ રાજ્યના કોઇ પણ ભાગની અંદર ગાયનું માંસ અત્રેના જકાતના કાયદા મુજબ લાવવા દેવામાં આવતું નથી. આ કાયદાઓ જે ધારણાથી ઘડવામાં આવ્યા છે તે આપે માગેલી હકીકત પુરી પાડવા માટે હાલ સંપૂર્ણ છે.

# કર્તવ્યમાં મુકવા લાયક શિક્ષા વચનો.

૧ જીવનની એક ક્ષણ કરોડો સોના મ્હોરથી પણ ખરીદી શકાતી નથી, તેને વ્યર્થ ગુંમાવવા જેવી બીજી કઇ નુકશાની છે ?

૨ સદ્ઉદ્યોગ સદ્‌ભાગ્યનો સહોદર છે, આજની કિંમત આવતી કાલથી બમણી છે. આજે બને તે કાલ ઉપર રાખો નહીં.

૩ વખત કુદરતનો ખજાનો છે, ઘડી અને કલાકો તેની તીજોરીઓ છે, પળો કે ક્ષણો તેના કિંમતી હીરા છે.

૪ જ્ઞાન અને વિવેક ખરી આંખો છે, એના વિના માણસ છતી આંખે આંધળો છે, તે ખાડામાં પડે તેમાં નવાઇ શું ?

૫ ડોક્ટર બેરિસ્ટર કે પ્રોફેસરની ડિગ્રી મેળવવામાંજ કેળવણીનો હેતુ પુરો થતો નથી. પણ જાહેર સેવા બજાવવામાં અને આત્મ શ્રેય સાધવામાં ખરો હેતુ પાર પડે છે, ખરી રીતે જેનાથી મન મારતાં શિખાય તેજ ખરી કેળવણી.

૬ જે માણસ પોતાની ઇચ્છાને કાબુમાં રાખી શકે નહિ. તે જીવનની મુશ્કેલીઓ દૂર કરી વિજય મેળવી શકે નહી.

૭ સમાજ સેવા અને દેશ સેવા એ ઉત્તમ છે પણ આત્મ સેવા એ સર્વથી ઉત્તમ છે કેમકે જગતના સર્વ પ્રાણીઓને આત્મવત્ ગણે, પરધન પથ્થર સમ ગણે, અને પરસ્ત્રી માતા તુલ્ય માને તેનાથીજ આત્મસેવા થઇ શકે છે.

૮ પ્રશંસાની ઇચ્છા રાખો નહીં પણ પ્રશંસા થાય તેવા કાર્યો કરો, કીર્તિ સત્કાર્યની સાથે જ રહે છે.

૯ જો તમારે મ્હોટા થવું હોય તો પ્રથમ ન્હાના બનો; ઉંડો પાયો નાખ્યા વિના મ્હોટું મકાન ચણી શકાતું નથી.

૧૦ મ્હોટાઇનું માપ ઉમ્મરથી કે શ્રીમંતાઇથી નહી પણ અક્કલથી કે ઉદારતાથી થાય છે, માટે ડાહ્યા અને ઉદાર બનો.

૧૧ તલવારની કિંમત મ્યાનથી નહી પણ ધારથી થાય છે, તેમ માણસની કિંમત ધનથી નહી પણ સદાચારથી થાય છે.

૧૨ વેર લેવું એ હલકાઇનું કામ છે; ત્યારે ક્ષમા કરવી મ્હોટાઇનું કામ છે; વૃક્ષો પથ્થર મારનારને પણ ફળો આપે છે.

૧૩ વાદળાંઓ વરસે અને વૃક્ષો ફળે ત્યારે નીચે નમે છે, તેમ સમૃદ્ધિ પામ્યાં પછી વધારે નમ્ર બને તેજ સજ્જન ગણાય.

૧૪ વરસાદ માંગ્યા વગર વરસે છે તેમ સમૃદ્ધિ પરોપકારના કામોમાં ખરચે છે.

૧૫ મોટી પદવીએ ચઢયા પછી ગરીબોના ઉપર દયા ન રાખે તેજ શેતાન. શેતાનના ઉપર કાંઇ શીંગડા ઊગતાં નથી

૧૬ સખાવત સ્વર્ગની કુંચી છે અને દયા આનંદાનીનો ખજાનો છે; પથ્થર જેવા હૃદયની સાથે આનંદાની રહેતી નથી.

૧૭ નદીનું પાણી અસલ સમુદ્રમાં મળે છે, તેમ દાન આપનારની દોલત પાછી વ્યાજ સાથે દાતારનેજ મળે છે.

૧૮ ભુંડાઇને બદલે પણ ભલાઇ કરે અને અપકારીનો પણ ઉપકાર કરે તે ખરો સત્પુરૂષ સમજવો.

૧૯ ચડતીમાં ગર્વ ન કરે, પડતીમાં ખેદ ન કરે અને શરણાગતનો કદી પણ ત્યાગ ન કરે, તેજ મ્હોટો માણસ.

૨૦ સાંભળે કે અહણ કરે તેનેજ શિખામણ આપવી સારી; મૂર્ખને શિખામણ દેવી તે સર્પને દુધ પાવા બરાબર છે.

૨૧ બીજાને ઠપકો આપો તેજ અવગુણ પોતામાં હોય તો પ્રથમ પોતાનો અવગુણ દૂર કરવો પછી બીજાને કહેવું.

૨૨ ચોર, વ્યભિચારી, ધર્મદ્રોહી માણસથી હમેશ દૂર રેહેવું, તેમની સોબત પાયમાલીમાં ઉતારનારી છે.

૨૩ અનેક યુદ્ધોમાં જીત મેળવનાર યોદ્ધા કરતાં મનોરાજ્ય ઉપર જીત મેળવનાર મ્હોટો યોદ્ધો ગણાય.

૨૪ શ્રીમંતો અને ત્યાગીઓને સંતોષમાં જે સુખ તે બીજી કોઇપણ ચીજમાં મળતું નથી.

૨૫ ધનમાં, મોજશોખમાં અને ખાવાપીવામાં સંતોષ રાખવો પણ જ્ઞાનમાં, દાનમાં અને ધર્મમાં સંતોષ ન રાખવો.

૨૬ જેનાથી દુઃખ મટે તેનીજ પાસે હૃદય ખોલવું; જેની તેની પાસે હૃદય ખોલવાથી માણસની હલકાઇ થાય છે.

૨૭ અફીણ કરતાં કરજ વધારે ઝેરી છે અફીણ ખાનારનેજ મારે છે, ત્યારે કરજ દીકરાના દીકરાને પણ મારે છે.

૨૮ ઉત્તમ પુસ્તકો સત્સંગ જેટલું કામ કરે છે, ત્યારે ખરાબ પુસ્તકો સત્સંગની સારી અસરને ભુંસી નાંખે છે.

૨૯ ધર્મનું મૂળ વિનય છે; કપટથી નહી પણ ખરાં દિલથી વડીલો, સજ્જનો અને ગુરુઓનો વિનય સાચવવો.

૩૦ ઉપકારીનો ઉપકાર ભૂલી જનારમાં માણસાઇનો ગુણ રહી શકતો નથી; પશુઓ પણ ઉપકારનો બદલો વાળે છે.

૩૧ જો તમારે પવિત્ર જીવન ગુજારવું હોય તો અંતઃકરણ પવિત્ર કરવા પુરતો પ્રયત્ન કરો બહારના સાધનો નકામા છે.

૩૨ પરમાત્મા પવિત્ર છે, તે પવિત્ર પ્રભુને મેળવવા તમારે પણ ખુલ્લાં હૃદયથી, નિષ્કપટી અને પવિત્ર થવું જોઇએ.

૩૩ સત્યવ્રત સર્વથા ઉત્તમ વ્રત છે એક વખત પણ જુઠું બોલવાથી પ્રમાણિકપણામાં ખામી આવે છે.

૩૪ મનુષ્યો તમારા વિચારના નહીં થાય પરંતુ તમે વિશાળ વિચારવાળાં થઇ દરેક મનુષ્ય સાથે પ્રેમથી નિભાવી લો.

---

# સાતમી મદ્યનિષેધક પરિષદ્.

---

## સ્વાગત કમિટીના પ્રમુખ ઓન. રમણભાઈ મહીપતરામ નીલકંઠનું ભાષણ.

પ્રતિનિધિ બન્ધુઓ, ગૃહસ્થો અને બાનુઓ,

સાતમી મદ્યનિષેધક કમિટીના સ્વાગત મંડળની વતી ગુજરાતની રાજધાની અમદાવાદમાં આપ સર્વેનું હું સ્વાગત કરૂં છું. આ પુરાણા શહેરમાં મદ્યનિષેધક મિતાહારના હિમાયતીઓ પહેલીજ વખતે મળે છે અને મુંબઇ તેમજ પ્રાંતના અન્ય વિભાગોમાંથી જેઓ અત્રે પધાર્યા છે તેમના આગમનથી આપણને આજે અનહદ આનંદ થાય છે. આજની પરિષદ ભરવાનું માન મુંબઈ ટેમ્પરન્સ કાઉન્સીલના સેક્રેટરી મિ. ડી. ડી. ગીલ્ડરને ઘટે છે. કારણ કે આ પરિષદ્ અહિં ભરવાની સૂચના આપણા ઓન. સેક્રેટરીને તેમણેજ કરી હતી. ખરૂં કહીએ તો તેમની એ અમૂલ્ય સૂચનાના પરિણામેજ આપણે અત્રે ભેગા થઇ શક્યા છીએ અને જે વિષય ઉપર આપણે ચર્ચા ચલાવવાના છીએ તે આ પ્રાન્ત તેમજ આખા સામ્રાજ્યના અન્ય વિભાગોને માટે પણ સરખોજ ઉપયોગી છે. આ કોન્ફરન્સ અગાઉ મુંબઇમાં ત્રણ વખત બે વખત સોનાવાલામાં અને એક વખત સુરતમાં ભરાઇ હતી. આમાની ત્રણ પરિષદોનું પ્રમુખપદ મિતાહારના ચુસ્ત હિમાયતી સર ભાલચન્દ્ર કૃષ્ણાએ સ્વીકાર્યું હતું. આજની પરિષદનું પ્રમુખપદ સ્વીકારવાની ઓ. ગોકળદાસ કહાનદાસ પારેખે કૃપા કરી છે અને તેઓ સામાજીક ઉન્નતિ માટે સતત પ્રયત્ન કરનાર ભારતમાતાના પુત્રોમાના એક છે એ આપણે સર્વે સારી રીતે જાણીએ છીએ. મ્હારી ખાત્રી છે કે અગાઉની પરિષદોએ તેના વિદ્વાન પ્રમુખોની આગેવાની હેઠળ જે જે કાર્ય કર્યાં છે તેના કરતા

આજની પરિષદ્ વધારે ફતેહમંદ કાર્યો બજાવવા ભાગ્યશાળી નિવડશે. આપણી આજની પરિષદનો વિષય સાર્વજનિક હોઇ હિન્દુ મુસલમાન, ખ્રીસ્તી પારસી અને યાહુદી વગેરે સર્વ કોમને સરખી રીતે સર્વે એકત્ર મળીને તે વિષે સાથે ચર્ચા ચલાવી શકીએ તેમ છીએ.

### કોન્ફરન્સની જરૂર.

આપણામાંના કેટલાકો આવી કોન્ફરન્સની આવશ્યકતા છે એમ માને છે. જ્યારે કેટલાક યુરોપ આદિ દેશોમાં મદ્યનો સડો જેટલો સામાન્ય થઇ પડયો છે તેટલો તે હિન્દમાં નથી થઇ પડયો એમ ધારીને આવી કોન્ફરન્સોની જરૂર જોતા નથી ચાલુ ભયંકર વિગ્રહને લીધે મદ્ય બિલકુલ નહિ વાપરવાનો જે પ્રતિબન્ધ કરવામાં આવ્યો છે તે ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે એ દુર્વ્યસનના ફ્રાંન્સ, ઇગ્લંડ, રૂશિઆ, આદિદેશોના યોદ્ધાઓ શત્રુઓને હંફાવવામાં ફતેહમંદ નિવડયા છે. ખુદ સમ્રાટ પંચમ જ્યોર્જે પણ યુદ્ધ ચાલતાં સુધી રાજ્યકુટુંબમાં દારૂ નહિ વાપરવાની પ્રતિજ્ઞા લીધી છે. આવાં સબળ કારણોથી આપણા આજના વિષયને પુષ્ટિ મળે છે.

આપણા ગવર્નર લોર્ડ વિલિંગ્ડનને પણ ગવર્નમેંન્ટ હાઉસમાં દારૂ નહિ વાપરતાં તે બદલ બચતાં નાણાં વોર રીલીફ ફન્ડમાં મોકલી આપવાની ગોઠવણ કરી છે. હવે જે ટીકાકારો આવી કોન્ફરન્સ વિરૂદ્ધ હોય તેઓનું ધ્યાન નીચેના આબકારી ખાતાના વસુલાતી આંકડા તરફ દોરવાનું મને યોગ્ય લાગે છે.

### આબકારી વસુલાત.

દરેક પાંચ વર્ષની સરાસરી

| વર્ષ પ્રમાણે— | રકમ. |
|---|---|
| સને ૧૮૮૧-૮૨ | રૂા. ૪૦,૨૫,૮૬૦ |
| ,, ૧૮૮૭-૮૮ | ,, ૭૬,૩૫,૦૪૮ |
| ,, ૧૮૯૭-૯૮ | ,, ૫૦,૪૮,૨૫૦ |
| ,, ૧૯૧૦-૧૧ | ,, ૧,૬૫,૧૧,૩૩૮ |
| ,, ૧૯૧૪-૧૫ | ,, ૧,૫૮,૧૮,૮૭૦ |

આપણે જોઇ શકીએ છીએ કે છેલ્લાં પાંત્રીશ વર્ષોમાં આબકારી વસુલાતમાં ૫૦૦.ટકા જેવડો ભયંકર વધારો થવા પામ્યો છે.

(અત્રે રમણભાઇએ આ પ્રાન્તના અમુક અમુક ગામના દારૂનો કેટલા ટકા પ્રમાણે વપરાશ છે તે સંબંધી કેટલાક આંકડાઓ રજુ કર્યા હતા.)

રા. રા. રમણભાઇએ આગળ જણાવ્યું હતું કે આ આંકડા જોઇને આ પ્રાન્તના જુદા જુદા વિભાગના આગેવાનોને દારૂનું દુષ્ટ વ્યસન લોકોમાંથી નિર્મૂળ કરવા માટે આવી પરિષદો ભરવાની જરૂર નથી જણાતી ! થાણા. વસઇ. અલિબાગ અને પનવેલ વગેરે જીલ્લાઓમાં દારૂનો પ્રચાર વિશેષ જોવામાં આવે છે અને તેથી તે જીલ્લાઓના પ્રતિષ્ઠિત આગેવાનોને આ ભયંકર દુર્વ્યસનનો અટકાવ કરવા માટે ચાંપતા ઇલાજો લેવાની હું વિનંતી કરૂં છું.

આ પ્રાન્તમાં સુરત જીલ્લામાં પણ દારૂનું વ્યસન વધુ પ્રમાણમાં ફેલાયલું છે. ભરૂચ, પંચમહાલ, અમદાવાદ ખેડા વગેરે જીલ્લાઓમાં આ દુષ્ટ વ્યસનનું પ્રમાણ કાંઇક ઓછું છે પરંતુ કમનસીબે ગયાં બે વર્ષ થયાં ખેડા જીલ્લામાં દારૂની બીજી પચીસ દુકાનો ખુલવામાં આવી છે. આ જીલ્લામાં જો મદ્યનિષેધક-સોસાયટી હોત તો તેણે કાંઇપણ હિલચાલ કરી હોત હું ધારૂં છું કે નડિયાદના બુદ્ધિમાન આગેવાનો હજી પણ ટેમ્પરન્સ સોસાયટી સ્થાપે તો આ જીલ્લાની પ્રજાને દારૂ વ્યસનનું ૪-૪ ટકા જેટલું પ્રમાણ છે. ઘણું કરીને આ વ્યસન મીલના કામ કરનારા હિન્દુ અને મુસલમાન કારીગર બન્ધુઓમાં વધારે જોવામાં આવે છે. જો કે હિન્દુ તેમજ મુસલમાન શાસ્ત્રોમાં દારૂ પીવાની સાફ મનાઇ છે, છતાં પણ દિનપ્રતિદિન આ લત ઘટવાને બદલે વૃદ્ધિગત થતી જાય છે એ ખરેખર શોચનીય છે. આ લોકોના મગજમાં એક એવી ખોટી માન્યતા ઠસી ગઇ છે કે દારૂ પીવાથી તેઓનો આખો દિવસનો શ્રમ ઉતરી જાય છે પણ આ માન્યતા તદન

ભૂલ ભરેલી છે. કારણકે દારૂએ ઉત્તેજક વસ્તુ હોઇ શકે અને મનુષ્યને ક્ષણિક આનંદમાં લટ્ટુ બનાવી શકે. પરંતુ જણાયા વગર રહેતી નથી. દારૂડીઆ પ્રથમ તો પોતાના ખર્ચે પોતાના ભાઇબંધને થોડા દિવસ પોતાની ગાંઠના પૈસા ખરચીને પોતાના જેવા વ્યસની બનાવે છે. પરન્તુ પાછળથી તેઓ ખસી જાય છે. એક વખત દારૂના વ્યસનની ટેવ પડી એટલે તેમાંથી છુટી શકાતું નથી. આ દુષ્ટ વ્યસનની ટેવ પડવાથી આપણે કેટલા સારા સારા કુટુંબોને પાયમાલ થતાં જોયાં છે? ગોલાઓ તેમજ મરાઠાઓને પોતાના ઘર વગેરે વેચીને પણ દારૂ પીવા માટે દેવું વગેરે કરતાં આપણે જોયા છે. આવા વ્યસની માણસોને કોઇ પૈસા ધીરતું નથી. તેમની શાખ કોઇ પણ જગ્યાએ હોતી નથી; તેમની સ્ત્રીઓ કે જેઓ આ દુષ્ટ વ્યસનનો ભોગ થઇ પડેલી હોતી નથી, તેઓ સ્વપ્રતિષ્ઠાને લીધેજ નાણું મેળવી શકે પણ તેમના પતિને કોઇ ધીરતું નથી. દારૂનો પ્રચાર આ પ્રમાણે વધી પડયો છે એટલુંજ નહિ પણ સરકાર તરફથી ચોકસાઇ રાખવામાં આવતી હોવા છતાં આજકાલ કેટલાક લોકોને કોકેઇન ખાવાની ટેવ પડી ગઇ છે. વધુ દિલગીરી થવા જેવું તો એ છે કે કેટલીક ગામડાની અજ્ઞાન સ્ત્રીઓ પોતાના હમેશના કામકાજ નિશ્ચિંતપણે કરી શકયા એટલા સારૂ પોતાના બાળકોને સુવાડી રાંધવા સારૂ અફીણની બનાવેલી બાળ-ગોળીઓ ખવરાવે છે. અફીણને લીધે બાળકની હોજરી બગડે છે. તેમને ધાવણ બરાબર પચતું નથી અને પરિણામે બાળક રોગી થાય છે. જો કે ગાંજાનો પ્રચાર અહિંયાં એટલો બધો જણાતો નથી તોપણ કેટલાક હિન્દુ તેમજ મુસલમાન ભીખારીઓમાં એ ટેવ વધારે જોવામાં આવે છે. સુરતમાં લોકોમાં ઉન્હાળામાં ઠંડક તરીકે ભાંગ પીવાનો ચાલ છે. આ શહેરમાં તેમજ બીજે સર્વ ઠેકાણે બીડી પીવાનો જે ચાલ હાલ ઘણોજ વધી પડયો છે તે તરફ આપણે હવે વળીશું તો જણાશે કે આજથી પચીસ વર્ષ પહેલાં આ શહેરમાં બીડી વેચનારાઓની દુકાનો બહુજ થોડી હતી. પણ હાલ તો એક ન્હાની ગલીમાં પણ બે ત્રણ કે તેથી પણ વધારે બીડી-વાળાઓની દુકાનો જોવામાં આવે છે. વૃદ્ધ કરતાં યુવાન પુરૂષોને બીડી પીવી એ ઘણુંજ નુકશાનકારક છે. યુનાઇટેડ સ્ટેટસ તેમજ ફ્રાન્સમાં અઢાર વર્ષની વય કરતાં ન્હાની ઉંમરના છોકરા તેમજ છોકરીઓને તમાકુ કે બીડી વગેરે બજારમાંથી વેચાતાં મળી શકતાંજ નથી વડોદરાના સુવિખ્યાત નરેશ **સયાજીરાવે** પણ પોતાના સ્ટેટની અંદર ફ્રાન્સ અને યુનાઇટેડ સ્ટેટસના જેવોજ કાયદો પસાર કર્યો છે આપણા પ્રાન્તમાં પણ એવો કાયદો પસાર થવાની જરૂર છે.

### કોન્ફરન્સના વિષય.

કોન્ફરન્સના પ્રોગ્રામમાં લોક ઇચ્છાને પહેલું સ્થાન મળવું જોઇએ: ૧૮૯૮માં સ્થાપવેલી **મદ્યનિષેધક એસોસીએશનના** પહેલા પ્રમુખ ઓ. રા. બ. રણછોડલાલ છોટાલાલ સી. આઇ. ઈ. હતા. ભારતવર્ષના તે સાચા મિત્રના યત્નથીજ ઓ. મિ. ડબલ્યુ. એસ. કેઇન. એમ. પી. એ આ વિષયમાં બોમ્બેની લેજીસ્લેટીવ કાઉન્સીલમાં ચર્ચા ઉપસ્થિત કરી હતી. અને હજુ પણ તે જેમનો તેમજ લટકી રહ્યો છે. દારૂના વ્યસનનો પ્રચાર અટકાવવા માટે નીચેના ઉપાયો લેવામાં આવે તો ઘણુંજ મદદરૂપ થઇ પડવા સંભવ છે. (૧) લોકોના મોટા ભાગને ઇચ્છા દેસની દારૂની દુકાનો શહેરના મધ્યભાગમાં નજ રહેવા દેવાની હોય તો એવી દુકાનો ત્યાં રહેવા દેવી જોઇએ નહિ. (૨) કલકત્તામાં જેમ એવી દુકાનો માટે લાઇસન્સ આપવાની સત્તા એકસાઇઝ એડવાઇઝરી કમિટીઓના હાથમાં છે તેમ દરેક મોટા શહેરોમાં પણ થવું જોઇએ (૩) એમ કરવા નોન ઓફિસ્યલ મેમ્બરોએ યત્ન કરવો જોઇએ. એવી કમિટિઓ હાલ અત્રે નથી (૪) મોટા

શહેરોમાં ટેમ્પરન્સ એસોસીએશનને આવી કમિટિઓમાં પ્રતિનિધિઓ મોકલવાનો હક મળવો જોઇએ (૫) દરેક હિન્દુ તેમજ મુસલમાન તહેવારને દિવસે દારૂની દુકાનો બંધ રાખવાની સત્તા ના. સરકારે પોતાના હાથમાં રાખવી જોઇએ. તેમજ હમેશાં તે વહેલી બંધ કરવા માટે અમુક ટાઇમ રખાવવો જોઇએ. (૭) આવી દુકાનો મીલ અગર માર્કેટ પાસેજ હોવી જોઇએ નહિ. અમૃતસરના નામદાર ડેપ્યુટી કમિશનર સાહેબે દારૂની તમામ દુકાનો શહેર બહાર રખાવી છે. આ પ્રાન્તના સત્તાવાળાઓએ પણ તે ઉમદા ઉદાહરણ ગ્રહણ કરવું જોઇએ (૮) મિતાહાર માટે નિશાળોમાં હાલ જે શિક્ષણ અપાય છે તેમાં સુધારો કરી તેને ઉચ્ચ પ્રતિનું બનાવવું જોઇએ.

ઉપરના વિષયમાં આપણે ના. સરકારની મદદ મેળવી તેથીજ આગળ વધવાનું છે.

**વધારે ટેમ્પરન્સ સોસાયટીઓની જરૂર.**

આબકારી ખાતામાં પ્રસિદ્ધ થયેલી ટેમ્પરન્સ સોસાયટીઓનું લીસ્ટ જોતાં કેટલાંક ઠેકાણે તો એવી સોસાયટીઓ બિલકુલ નથી. અને તેથી તેવી સોસાયટીઓના વધારાની જરૂર છે, વળી આ પ્રાન્તમાં ટેમ્પરન્સ સંબંધી એકાદ વર્તમાનપત્રની પણ જરૂર છે તેમજ મિતાહાર સંબંધીનું જ્ઞાન આપવા માટે વ્યાખ્યાન આપીને અજ્ઞાન લોકોને તેનું રહસ્ય સમજાવે એવા વક્તાઓની પણ જરૂર છે.

આપણો ઉદ્દેશ પાર પાડવા માટે દરેક જાતિનાં આગેવાનો તેમજ ધર્મ ગુરૂઓની મદદની પણ આપણને જરૂર છે. આ સાલમાં જૈનોના ધર્મગુરૂઓના બોધને અનુસરી લગભગ પાંચસો કે હોડીએ મિતાહારી રહેવાનું વચન આપ્યું હતું એ દાખલો હજુ તાજો છે. આ સિવાય સ્ત્રીઓની મદદની પણ આપણને ઓછી જરૂર નથી. કારણ કે તેમનો ઉપદેશ નહાનાં બાળકો તેમજ યુવાન છોકરાઓને સુધારવા ઘણો ઉપયોગી છે. વળી આ કામમાં યુગલ પુરૂષો પણ સારી મદદ કરી શકે છે હું ધારૂં છું કે ઉપરની સૂચનાઓનો સ્વીકાર થાય અને તદર્થે સતત પ્રયાસ ચાલુ રાખવામાં આવે તો ટેમ્પરન્સ કોન્ફરન્સના ઉદ્દેશો ફતેહમંદ રીતે પાર પડયા વગર રહેશે નહિ.

અને હવે બાનુઓ, અને ગૃહસ્થો હું મારી જગા લઉં તે પહેલાં રીતસર આપણા પ્રમુખને ચુંટી કાઢવાની હું તમો સર્વને, વિનતિ કરૂં છું.

રા. બ. રમણભાઇએ પોતાનું ભાષણ પૂરૂં વાંચી રહ્યા પછી પ્રમુખ તરીકે ઓન. મી. પારેખને ચૂંટી કાઢવાની દરખાસ્ત મૂકી હતી, તે દરખાસ્તને મી. લાલાટે તથા મી. જેઠાભાઇ મનજીભાઇએ ટેકો આપ્યો હતો, અને દરખાસ્ત પસાર થઇ હતી.

ત્યાર પછી ઓન. મી. પારેખે પ્રમુખની બેઠક લીધી હતી અને પોતાનું ભાષણ વાંચ્યું હતું તેનો સાર નીચે પ્રમાણે છે.

**ઓ. મી. ગોકળદાસ પારેખનું ભાષણ.**

આ ઇલાકાની પ્રાંતિક મીતાહારી કોન્ફરંસના પ્રમુખ તરીકે તમે મને પસંદ કરવા માટે હું તમારો આભાર માનું છું દેશને જુદા જુદા પ્રકારનાં કેફી પદાર્થો એટલું ગંભીર નુકસાન પહોંચ્યું છે કે જેઓ દેશવત્સલ છે તેમની એ દેશભક્તીની ખાતર ફરજ છે કે તે બદીને દાબી દેવાની હીલચાલમાં તેમણે ભાગ લેવો જોઇએ. ધાર્મિક સાધુઓ વગેરે ગાંજાનો ઘણો ઉપયોગ કરે છે અને તેમની સાથે તેમના અનુયાયીઓ પણ તેનો ઉપયોગ કરતા જોવામાં આવે છે. એક વેળા બાજ કેટલીક જાતોમાં અને લોકલ વ્યવસાયીઓમાં ઘણી વપરાતી હતી પણ તે હવે ઘટી ગયું છે.

દેશમાં કેફાવા આફીણ ભાંગ બાદી કેટલી છે તેની ખબર ઘણી થોડી લોકને છે અને વળી એકવારની આદત પડયા બાદ તેને દૂર કરવી પણ મુશ્કેલ થઇ પડે છે.

હીંદમાં મુખ્યત્વે હીંદુ અને ઇસ્લામી એ બેજ કોમો છે અને દેશમાંનો મોટો અજ્ઞાન વર્ગ તેમાં છે આવાં પીણાં માટે પ્રાચીન સમયમાં ગમે તે વિવેચન કર્યું હોય પણ આધુનીક ધાર્મિક સતાધીશોએ આ બદીઓને સખત રીતે વખોડી કહાડી છે. આ સંબંધમાં ગુજરાત અને કાઠિયાવાડે શ્રીમદ્ સહજાનંદ સ્વામી જેઓ સ્વામીનારાયણ પંથના મુળ આચાર્ય હતા તેમનો ઘણો આભાર માનવો જોઇએ. જેઓ એ પંથના અનુયાયી થતા ગયા–થાય છે તેઓ આ પીણાંઓની બદીથી મુક્ત થાય છે.

ગુજરાતમાં જ્ઞાતિપ્રાબલ્ય ઘણું છે અને તેના ડરથી પણ આ બદીને અટકાવવાનો ટેકો મળે છે. જ્યાંસુધી પશ્ચીમનાં વાતાવરણની અસર થઇ ત્યાંસુધી આ બદી અહીં મોટા પ્રમાણમાં જોવામાં આવતી હતી. હુન્નરી અને કામદાર પ્રજામાં ગરીબાઇથી આ પીણાંની બદી ઘણા સાંકડા પ્રમાણમાં જણાય છે. આવાં પીણાં તંદુરસ્તીને નુકશાન કરે છે જીંદગીને ટુંકી કરે છે, બુદ્ધિને મંદ કરે છે. લોકોને અનાચાર અને અનીતિ તરફ દોરે છે અને પરિણામે લોકો ગુન્હા કરે છે. ઘણા લોકોને દુઃખી બનાવે છે અને પ્રજાને દુઃખરૂપ તેવા લોકો થઇ પડે છે. હાલ આ દેશમાં ધર્મના વિચારોમાં છુટાપણું અને જ્ઞાતિબંધારણને નરમ બનાવવાનો ઉપાય લેવાય છે. જ્યાં પીણું સામાન્ય છે તેવા દેશોમાં પ્રવેશ કરવાનો અને ત્યાં લાંબો કાળ રહેવાનો અને ખાનપાનમાં ઐક્ય પ્રસારવાનો વગેરે વિચાર જોવામાં આવે છે. વળી તેઓની ધંધાદારીએ પણ આવાં પીણાં પાચનશક્તિને મદદગાર થતાં, ચેતનતા રાખનાર વગેરે હોવાનું જણાવે છે.

મિ. પારેખે આગળ જણાવ્યું હતું કે આલકોહોલનો ઉપયોગ જેમ જીંદગીને ટુંકી કરી નાંખે છે તેમ કવખતે બુઢાપો લાવે છે. માનસિક શક્તી ઉપર પણ અસર કરે છે. ઘણાક બનાવમાં આલકોહોલનો ઉપયોગ આપઘાતનું પરિણામ લાવે છે; તેનાથી તાત્કાળીક જુસ્સો આવે છે પણ તેનાં પરિણામમાં ઉદ ઓજાંગી જતાં તેનો તે જુસ્સો પીનારને પોતાને માટે અસહ્ય થઇ પડે છે. આ અને ચાલુ શારીરીક નિર્બળતા ઘણી વેળા આપઘાત કરવા તરફ દોરી જાય છે. વળી દારૂ પીનારાઓ પોતાની વૃત્તિઓની પ્રવૃત્તિઓમાં સાધન મેળવવાને ગુન્હાઓ કરે છે. પીધેલો મનુષ્ય મગજ ઉપરનો કાબુ ખોઇ દે છે અને તેની વૃત્તિઓ બીજી બાજુથી ચંચળ બને છે તેથી તેનાં કારણે તે ઘણાક ગુન્હાઓ કરે છે. ઇંગ્લેન્ડમાં ડૉકટર શલીવાન નામના શખસે બસો પુરૂષ ખુની ગુન્હેગારોની તપાસ કરતાં તેમાં ૧૫૮ આ આલકોહોલની અસર નીચે ગુન્હો કરવામાં આવ્યા ના માલુમ પડયા હતા.

ઘણાકો માને છે કે મધ્યમસર રીતે આલકોહોલનો ઉપયોગ કરવામાં આવે તો તેથી કાંઇ એટલી બધી લાગણી ઉશ્કેરાતી નથી પણ એ વાત તો ચોક્કસ છે કે તેથી તંદુરસ્તી ઉપર અસર કરે છે કેમકે એ વાત યાદ રાખવી જોઇએ, કે તે એક ઝેર છે, અને તેથી દુરજ રહેવું જોઇએ. પ્રજામાં વિજ્ઞાનનો અભ્યાસ આગળ વધવા સાથે આ માગણી નરમ થયેલી જોવામાં આવે છે.

આ સવાલ સાથે આર્થીક બાબતનો સંબંધ છે અને તે સવાલ તપાસતાં હું તમારૂં ધ્યાન ખેંચીશ કે ચાલુ વરસનાં બજેટમાં તેની મહેસુલનો આંકડો ૨,૨૦,૦૦,૦૦૦ રૂપીઆનો દશ વરસ પહેલાં તે આંકડો રૂ. ૧,૪૪,૦૦,૦૦૦ જેટલો હતો. આ રીતે દશ વરસમાં તેથી મહેસુલ રૂપીઆ છોતેર લાખ જેટલી વધુ ઉપજતી થઇ છે આ ઉપરથી આ પીણાની આદત કેટલી ઝડપે પ્રસરે છે તે જોઇ શકશો. વળી ઉપલા વધારામાં પરદેશી દારૂ ઉપરની જકાતથી ઉપજતી રૂપીઆ પાંત્રીસ લાખની રકમ ઉમેરવી જોઇએ - આ ઉપરાંત બીજા પીણાંની બાબત પણ ધ્યાનમાં લેવી જોઇએ. ઉંડા દરીયામાં નાંખેલો પૈસો જેમ

ફરી ઉપયોગમાં આવતો નથી. તેમ આ રીતે પ્રજા જે પૈસો ખર્ચે છે તેનાં બદલામાં માણ, સો ગુન્હાઓ, બીમારીઓ, દરીદ્રતા અને દુઃખજ મેળવેછે અને તે માટે દીવાનીશાળા અને બીજાં ખાતાંઓ જે ચલાવવામાં આવે છે તે માટે પ્રજાનાં ભૂંડો ધર્માદા સખાવતો અને ખાનગી મદદોનોજ ઉદ્યોગીક અને શેહેરી જીંદગી તરીકે ઉપયોગી થાય તેવી જીંદગીની બરબાદી થાય છે. દરીયા અને જમીન ઉપર અકસ્માતથી થાપણ-દારો, કામદારો અને મજુરોને જે નુકશાની થાયછે તે પણ કેટલીક વાર પીણાની આદતનું પરિણામ જણાય છે અને કમાઇ કરવાની શકતી ટુંકી થઇ જવાથી આર્થીક ગરીબાઇ પણ આવેછે.

આ બદી ઉપર દાબ મુકવાને આ ઇલાકામાં કેટલીક મંડળીઓ છે અને સુધારક સભાઓની પણ તે કામ બજાવવાની ફરજ છે. સભ્યોએ આ બાબતના ઉપદેશી બનવું જોઇએ. વળી તે માટે વોલંટીયરો ઉભા કરી તેમની સહાય પણ મેળવવી જોઇએ. આ માટે વારંવાર સભાઓ ભરવી જોઇએ, જાદુઇ ફાનસની તકતીઓ બનાવીને સમજ આપવાનું કામ પણ લાભકારકજ થશે. જ્યાં સુધી આ બદી સદંતર અદ્રશ્ય ન થાય ત્યાં સુધી તે માટે બીલકુલજ વિરામ લેવો નહીં જોઇએ. ને આ રીતે કામ શરૂ કરવામાં આવશે તો પછી તે હીલચાલમાં લાગણી ધરાવનારાં સ્વતાજ તેમા સામેલ થશે. હું એમ પણ માનું છું કે જ્ઞાતિમંડળો પણ આપણા મદદગાર બનશે.

ખાસ કરીને અમદાવાદમા અશરી હીલચાલ ઉપાડી લેવાયલી જોવાને હું ઘણો ખુશી થઇશ અહીંઆ કામદારો તરીકે જે ગામડીઆ લોકો આવે છે તે સુરત કે ભરૂચની ગાઢક પીણાની આદતનો વારસો પામેલી જાતો માંહેલા હોતા નથી અને તેથી તેમને આ બદીમાં ફસાતા બચાવવાને આવી હીલચાલ અસર થવાની ઘણી જરૂર દીસે છે.

આ માટે સરકાર પણ ગયે છે અને આપણા કથન ઉપર અમલ કરવામાં આવે એટલુંજ નહી પણ આપણો સ્વતંત્ર મત સરકારને આપણે હમેશાં જણાવતા રહેવું જોઇએ. આ માટે નિમવામાં આવતી આબકારી કમીટીમાં સરકારી અમલદારોનુ મોટું પ્રમાણ હોયછે અને તેથી તે જે રીતે કામ કરે છે તે કાંઇ ઉપયોગી થતું હોય એમ પ્રજા માનતી નથી. તાડીના વેપાર બાબે સરકારની રાજનીતિ પણ પ્રજામત વિરૂદ્ધ છે. તે પીણું આલકોહોલ પીણાં જેટલુ નુકશાનકારક નથી. જો તાજી તાડી મળી શકે તો બીજાં પીણાં તરફ ઘણા લોકો ન વળે પણ તેનાં ઝાડો ઉપરનો સરકારી કર એવો ભારી છે કે તે વેચનારાઓ તાજી અને ચોખ્ખી તાડી સાધારણ ભાવે આપી શકે નહીં અને તેમ કરવામાં આવે તો તેમને ભારે નુકશાન ખમવું પડે. આ કર ઘટાડવાને ચર્ચા ચાલુ રાખવી જોઇએ, સરકાર જેમ આ રીતે આ કામમાં મદદ કરેછે. તેમ શાળાઓની ચોપડીઓમાં આ બાબતના પાઠો દાખલ કરાવીને પણ મદદ કરી શકે અને નવી આવૃતિ વેળા તેમ કરવાને તે નામદારે વચન પણ આપ્યું છે.

આ પ્રમાણે પ્રમુખનું ભાષણ પૂરું થયા પછી મહાત્મા ગાંધીજીએ અહેવાલને અંતે જણાવેલા ઠરાવો પસાર કરવાની દરખાસ્ત મુકી હતી. દરખાસ્ત મુકતાં ગાંધીજીએ જણાવ્યું હતું કે, ભાઇશ્રી બેન્જામીનને હું ઘણા વખત થયાં ઓળખું છું ને મને તેમના માટે માન છે. તેઓ એ ધર્મના છે કે જે ક્રિશ્ચીયન ધર્મના અન્ય યાહુદિ બન્ધુઓએ અને આફ્રિકામાં મારા હિન્દી ભાઇઓ કરતાં પણ વધારે મદદ આપી છે તેમની હિલચાલો પસંદ કરવા યોગ્ય અને પ્રશંસાપાત્ર છે. મદ્યપાનનિષેધ માટે મારા વિચારો એટલા બધા સખ્તમાં છે કે જેનું સંપૂર્ણ ધ્યાન હું અત્યારે આપી શકું એમ નથી. સમુદ્રમા લાગેલી આગ જેવી આપણા દેશમાં દારૂની વધતી જતી બદીને લીધે સ્થિતિ થઇ છે. હિન્દુ જેમ વધારે વહાલી બ્રિટિશ

પ્રત્યે બતાવે છે તેમ, મને લાગે છે કે હવે તેની વફાદારી વધારે વાર તે ટકાવી રાખશે નહિ. યૂરોપમા મધપાનની બદી એટલી બધી વધી ગઇ છે કે જેની અસર આપણા દેશને પણ થઇ છે. એ તિરસ્કારણીય બદીમાં એકવાર પડયા પછી એકદમ છુટવું એ વાત મહા મુશ્કેલ છે. તે બદી નષ્ટ કરવા માટે આવાં મંડળો કેટલાં ઉપયોગી થઇ શકે એ પ્રશ્ન જુદો છે. આ વિષયનો મારાથી અભ્યાસ હજુ થયો નથી, મેં તેને માટે કાંઇ પગલાં લીધાં નથી, એટલે વિશેષ તો હું કહી શકું એમ નથી, પરંતુ પ્રસંગવશાત્ જે કંઇ થઇ શકે એટલા માટે મંડળો ઉપયોગી છે જ્યાં સુધી રાજકર્તા કોમ આ બદીનો ત્યાગ કરવાના પ્રયત્નો ન કરે ત્યાં સુધી આપણા પ્રયત્નો પૂરતા પ્રમાણમાં ફતેહમંદ ઉતરી શકે નહિ. જો કે રા. બ. રમણભાઇને કદાચ અનુભવ નહિ હોય પરંતુ તે બદીમાંથી એકદમ છૂટી શકાતુંજ નથી. કેમકે કેટલાક મજુરીઆ કારિગરોને ખાસ આવશ્યકતાને વખતે દારૂ ન મળે તો તે સંતોષકારક કાર્ય બજાવી શકે નહિ એવા દાખલા પણ ઘણા જોયા છે. મારા મિત્ર મી. હીડનને અને મારે પણ આ બાબત ઉપર ચર્ચા ચાલી હતી ને મારો પોતાનો પણ અનુભવ છે કે જ્યારે બોર લડાઇ થઇ હતી તે વખતે મારી કને સુમારે હજાર સૈનીક હતા ને તેમને હું મારા પોતાના હાથથી દારૂ આપતો હતો. આ બધું પુરાણ લાંબુ છે તેનું વર્ણન કરવાની આ તક નથી, તથાપિ ટુંકામાં વિશેષ નહિ તો આપણે એટલું તો કહી શકીએ કે જેમ બને તેમ તે લતમાં નવા-પડતા માણસોને આપણે બચાવી શકીએ. આપણે કેટલીકવાર તો મોટા મોટા ગણાતા ગૃહસ્થોને પણ આ બાબતમાં દારૂની બદીને ઉત્તેજન આપતા હોઇએ તેમ કરીએ છીએ પ્રસંગ પડતાં યુરોપિયન મહેમાનની મુલાકાત થતાં આપણે શા માટે એમના મ્હોં આગળ દારૂનો ગ્લાસ ભરીને મુકવો જોઇએ? શું આપણો સંયમ હોય તો મુલાકાતે આવનાર તે માણસ પણ એટલો સંયમ રાખી શકે નહિ? ભાઇ નત્રાજી કે જેને પૂનામાં સૌ ઓળખે છે તે જો આ વિષય ઉપર તમને વિવેચન કહી સંભળાવે તો સૌની આંખમાંથી આંસુ નીકળી પડે એવી દારૂપીનારની સ્થિતિ થયેલી હોય છે. કેટલીક દક્ષિણી બાળાઓને રસ્તા વચ્ચે બેભાન અવસ્થામાં હું જ્યારે પડેલી જોતા ત્યારે મને ઘણું સોચવું પડતું. આ બધા ઉપરથી એમ ચોકક્સ લાગે છે કે દારૂની બદી અટકાવવા આપણે સારી પેઠે પ્રયત્નો કરવા જોઇએ.

ભાષણ અને વિવેચનની અંતે જણાવેલા ઠરાવ ઉપર ગાંધીજી પછી જૂદા જૂદા ગૃહસ્થોએ સામાન્ય વિવેચન કર્યાં હતાં તે નીચે પ્રમાણે—

મુક્તિ ફોજવાળા એક ગૃહસ્થે બહુ અસરકારક ભાષામાં મધનિષેધક સવાલ ઉપર લંબાણથી વિવેચન કર્યું હતું. ત્યાર પછી રાજકોટ ટેમ્પરન્સ સોસાયટીના પ્રમુખ હબરમજીએ મધનિષેધક હીમાયતમાં જણાવ્યું હતું કે કાઠીઆવાડનાં દેશી રાજ્યોમાંથી પણ આ દુષ્ટ બદી બંધ કરવાના પ્રયત્નો ચાલે છે, અને આપણે હજુ સારા પ્રમાણમાં પ્રયત્નો કરવાની જરૂર છે. ડૉ. ઠાકોરે વળી એમ જણાવ્યું હતું કે દારૂ નહિ પીવાના ઉપદેશકોજ તે લતમાં પડેલા હોય છે તેને માટે પણ કંઇક થવું જોઇએ. સૌ. વિદ્યાગૌરીએ રજુ કરેલા સાતથી તેર ઠરાવના સંબંધમાં જણાવ્યું હતું કે ભાઇ જોસેફના તેમજ અન્યના સારા પ્રયત્નોથી આવાં મંડળો ભેગાં મળે છે તે આ દુષ્ટ બદી નષ્ટ કરવા માટે બહુ મદદગાર નીવડે છે એ વાત નિઃસંશય છે. અને આપણે આ ઠરાવ પસાર કરી તેમાં ફતેહમંદ ઉતરીએ તેવું કાર્ય આરંભવું જોઇએ. મી. ચાયવાલાએ ટેકામાં એક દારવાળાની દુકાનદારને દાખલો આપી, તે દુકાનદાર ગૃહસ્થ દારૂ પીનારાઓને સારો બોધ આપી, તે બદીથી દૂર થવાની ભલામણો કરે છે તે અનુકરણીય દાખલો છે. મિ. કેશવલાલ

જમનાદાસ પાલખીવાળાએ આ બદી અટકાવવા માટે મુખ્ય ત્રણ સાધનો રજુ કર્યા હતાં. (૧) દારૂ પીનારા માણસોને મીલ મેનેજરો નોકરીમાં ન રાખે. (૨) નોકરોમાંથી નહિ દારૂ પીનારાઓને પખવાડીયે કંઇક ઇનામ આપવાની યોજના રાખે (૩) અને તેઓમાં દર માસે ભાષણ આપવાનો નિયમ રખાય તો આ બદી અટકાવી શકાય. મી. ડાહ્યાભાઇ લક્ષ્મણ પટેલે જણાવ્યું હતું કે શેહેર કરતાં ગામડામાં આ બદી ઓછી છે. માટે તેમાં વૃદ્ધિ ન થાય તેવા પ્રયત્નો લેવા જોઇએ. આપણી અને દેશની ઉન્નતિનો આધાર મુખ્યત્વે કરીને ગામડાની પ્રજા ઉપર છે માટે તેઓની સ્થિતિ સુધારવા માટે પ્રથમ ધ્યાન આપવું જોઇએ. ત્યાર પછી શેઠ મંગળદાસ તરફથી પ્રમુખને હાર તોરા, પહેરામણી, પ્રમુખનો ઉપકાર માની સભા વિસર્જન થઇ હતી.

## મધનિષેધક કોન્ફરન્સમાં પસાર થએલા ઠરાવોનો સાર.

ઉપસંહારમાં પ્રમુખે જણાવ્યું હતું કે, જે ખરો ધર્મચુસ્ત હીંદી હોય અને આ આદતને પાપ માનતો હોય તેણે ધાર્મિક દૃષ્ટિથી, હીંદના કુમારીઓ અને કામદારોની ઉંચી હાલત જોવા માંગતો હોય તેણે તેને ખાતર અને જે પોતાના દેશભાઇઓને સુખાકારી, કેળવણી, હુન્નર, વિદ્યાન, ઉદ્યોગ, સાંપત્તીક, નૈતિક, સુખ સગવડ, સમાજ સુખ વગેરે બાબતમાં આગળ વધેલા જોવા આહતો હોય તેવા દરેક માણસે પોતાના દૃષ્ટિબિંદુની સિદ્ધિને ખાતર આ પીણાની બદીને જમીનદોસ્ત કરવાને અવિશ્રાંત પ્રયત્ન કરવો જોઇએ.

એ કોન્ફરંસમાં પસાર કરવામાં આવેલા ઠરાવોમાં નામદાર શહેનશાહ તરફ રાજભક્તિ અને વફાદારીનો ઠરાવ પસાર કરી રાજ્યોની ફતેહ માટે પ્રાર્થના કરવામાં આવી હતી. બીજો ઠરાવ દારની દુકાનો કમાં રાખવી તે માટે લોક લાગણી મુજબ અમલ કરવાને સરકારને અરજ કરવામાં આવી હતી. ત્રીજો ઠરાવ બીન સરકારી ચુંટાયલા સભ્યોની બહુમતિવાળી એક્સાઇઝ કમીટીઓ નીમી તેમાં મિતાહારી મંડળીને પોતાનો પ્રતિનિધિ મોકલવાનો હક્ક આપવા માટે સરકારને અરજ કરવા બાબેનો કરવામાં આવ્યો હતો, ચોથા ઠરાવવામાં દેશી દારૂની દુકાનો હીંદુ અને ઇસ્લામી તેહેવારોના દીવસોમાં બંધ રાખવા સાથે તે દરરોજ બંધ કરવાનો વખત આઠ વાગ્યાનો ઠરાવ સાથે, મીલ, કારખાના, મારકેટ અને મંદિરો વગેરે ધર્મના ઠેકાણામાં આગળ દારૂની દુકાન નહી રાખવા સરકાને વિંનતિ કરવામાં આવતી હતી. તે બાદ તંબાકુ અને બીડીનાં વેચાણ ઉપર કાનુ લેવાનો કાયદો ઘડવા સારૂ તથા કોલેજો અને શાળાઓમાં મિતાહારનું શીક્ષણ આપવા સારૂ સરકારને અરજ કરવાનો તથા આ હીલચાલના આગેવાનોને વધુ મંડળીઓ સ્થાપવા તથા પગારદાર ભાષણ કર્તાઓ રાખવાની ભલામણ કરનારને અને પ્રજાને સહાય માટે અરજ કરનારા ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા.

---

## સુજ્ઞ ગ્રાહકોને વિનંતિ.

અમારા સર્વગ્રાહકોને નમ્ર વિનતિ છે કે તેઓ પોતાના મિત્ર વર્ગને તથા પીછાનનારાઓને આ પત્રના ગ્રાહક થવા બોધ આપી આ પત્રને હજીપણ સારી સ્થિતિએ મૂકવાની અમારા અભિલાષને અંતઃકરણથી મદદ આપશે એવી આશા છે.

આ પત્રનું લવાજમ અમે વધારવા ઇચ્છતા નથી, પરંતુ જો ગ્રાહક વધે તો એનું કદ વધારી ગ્રાહકોને વિશેષ લાભ આપવો એ અમારો અભિલાષ છે.

**અમારો દૃઢ નિશ્ચય છે કે અમારા ગ્રાહકો જેની સાથે અમારી સ્નેહગ્રંથી થયેલી છે તેઓ આ પત્રનો પવિત્ર આશય ધ્યાનમાં લઇ પોતાના તન મનથી સત્સંગ પત્રનો પવિત્ર વિશેષ ફેલાવો કરવાના અમારા અભિલાપમાં અંતઃકરણથી મદદ આપશે.**

તંત્રી.

# ગાયકવાડ સરકારના રાજ્યમાં ગૌવધની મનાઈ.

શ્રીમાન્ ગાયકવાડ સરકારનું રાજ્ય સહુથી મોટું છે એનું ક્ષેત્રફળ ૮૨૨૬ ચોરસમૈલ તથા વસ્તી ૨૫૦૦૦૦૦ માણસની છે. શ્રીમાન્ ગાયકવાડ સરકારની રાજ્યવ્યવસ્થા હિંદમાં સર્વોત્તમ મનાય છે. દિન પ્રતિદિન દેશોદ્ધારની તથા પ્રજાહિતની અનેક નવી નવી પ્રવૃત્તિઓનો જન્મ એમના રાજ્યમાં થાય છે. એમાંની એક અપરિમિત આનન્દ આપતી પ્રવૃત્તિ નીચે મુજબછે. ગઈ તારીખ ૧૭-૧૦-૧૬ ને રોજ એક જાહેરનામું (આજ્ઞાપત્ર) શ્રીમંત સરકારના ફરમાનથી પ્રકટ થયું છે તે નીચે પ્રકટ કરવામાં આવે છે.

૧ બકરી ઇદ અથવા કોઇ પ્રસંગે ધર્મ અથવા કોઇ પણ કારણથી આ રાજ્યના કોઇ પણ ભાગમાં કોઇ પણ શખસે ગૌવધ કરવો નહી.

(૨) ઉપર્યુક્ત હુકમને અમાન્ય કરનાર શખસ ફોજદારી કાનુનની કલમ ૧૪૨ પ્રમાણે શિક્ષાને પાત્ર થશે.

ખુલાસો—ગૌવધ આ શબ્દમાં ગાય બળદ સાંઢ, વાછરાં વગેરેના વધનો સમાવેશ થાય.

આજથી ૩૦ વર્ષ પહેલાં શ્રીમાન્ ગાયકવાડ સરકારે બકરી ઇદને દિવસે ગૌવધ નહિ કરવાનો હુકમ જારી કીધો હતો, પરંતુ આ વાતને ઘણો વખત વ્યતીત થવાથી હમણા ફરી નવો હુકમ જારી કીધો છે.

૧૪૨ ફોજદારી કાનનની ૧૪૨ કલમ નીચે પ્રમાણે છે.

(૧) જો તે હુકમ અમાન્યતાથી કાયદેસર રીતે કામકરતાં કોઇ સખસને હરકત વગેરે થાય અથવા થશે એવું હોયતો એક મહિનાની કેદ અથવા ૨૦૦ રૂપીઆ દંડ અથવા બંને સજા

(૨.) હુકમની અમાન્યતાથી માણસની જીંદગીને, તંદુરસ્તીને અથવા સલામતીને જોખમ થાય અથવા થશે તેવુ થાય અથવા બખેડો થાય અથવા થશે તેવું હોય તો છ મહિનાની કેદ અથવા ૧૦૦૦ રૂપીઆ દંડ અથવા તે બને સજા.

---

## ગૌવધની મનાઇ કરનારો એક દેશી રાજાનો હુકમ.

વાંકાનેરના સ્ટેટ તરફથી ગૌવધ સંબંધે મનાઇ કરનારો એક અનુકરણીય હુકમ બહાર પડયો છે. તેમાં જણાવ્યું છે કે ગાય હીંદુ શાસ્ત્ર પ્રમાણે પવિત્ર જાનવર છે એટલુંજ નહી પણ તેનું ઉપયોગીપણું ખેતીવાડીના ઉતેજન ખાતર તેમજ લોકોના શરીર બંધારણ સંબંધે સામાન્યતયા સ્વીકારાયેલું છે તેથી તેનો વધ અહીંયા થતો નથી. તો પણ તમામ લોકોની ખાસ ખબર માટે તેને પ્રસિદ્ધ કરી નીચે મુ૦બ વિશેષ હુકમ કરવાની જરૂર હોવાથી તેમજ બળદ ખેતીનું ઘણા અગત્યનું સાધન છે અને સંવત ૧૯૫૬ ના દુષ્કાળ પછી બળદને અભાવે ખેતી પછાત છે તેથી બળદનો બચાવ કરવાની પણ અગત્ય હોવાથી નીચે મુજબ ફર્માવવામાં આવે છે.

૧ આ રાજ્યની અંદર કયારે પણ કોઇએ ગૌવધ કરવો નહી કે તેમ કરવામાં મદદગારી કરવી નહી. ગૌવધ શબ્દમાં વાછડીના વધનો પણ સમાવેશ થાય છે. ૨ બળદનો વધ કરવાની સર્વે પ્રકારે મના કરવામાં આવે છે તેથી કોઇએ બળદનો પણ વધ કરવો નહી તેમજ વધ કરવામાં મદદગારી કરવી નહી,

૩ કસાઇ કે ખાટકી જાતના કે કોઇ જાનવર મારવાનો ધંધો કરતા હશે તેવા કોઇ શખસને ગાય કે બળદ વેચવાથી અગર તેને

ત્યાં જશે એમ જાણવા કે માનવા કારણ હોય તેવા સંજોગોમાં વેચવાથી પણ કલમ (૧) તથા (૨) ના કૃત્યમાં મદદગારી કર્યાનું ગણાશે.

૪ કલમ ૧ માં લખ્યા મુજબ કોઇ કોઇ કૃત્ય કરશે તો તે ૭ માસની સખત મજુરીની કેદ અથવા રૂ૦ ૨૦૦ નો દંડ અથવા બંને સજાને પાત્ર થશે.

૫ કલમ ૨ માં લખ્યા મુજબ કોઈ કાંઇ કૃત્ય કરશે તો તે ત્રણ માસ સુધીનાં સખત કે આસાન કેદ અથવા રૂ૦ ૧૦૦ સુધી દંડ અથવા બંને પ્રકારની સજાને પાત્ર થશે,

૬. કલમ નં૦ ૪ અને ૫ માં જણાવેલા કૃત્યનો તપાસ બીજા વર્ગનાથી ઉતરતા દરજાના ન હોય એવા હરકોઇ માજીસ્ટ્રેટ કરી શકશે.

૭. એકનો એક શખસ ઉપર લખેલી જાતોના ગુનાહ માટે ફરીવાર ગુનાહમાં આવ્યાથી તે એક વરસ સુધીની સખત કેદની શિક્ષા તથા રૂ. ૫૦૦ સુધી દંડની અથવા બેમાંથી ગમે તે પ્રકારની સજાને પાત્ર થશે અને તે વખતે તેની તપાસ ફર્સ્ટ ક્લાસ માજીસ્ટ્રેટથી થઇ શકશે.

૮. આવી તરેહનાં કૃત્યની કોઇ ખરી બાતમી આપશે તો તેને જે સખસને સજા થશે તેના દંડમાંથી રૂ. ૫ સુધી ઇનામ માજીસ્ટ્રેટ આપી શકશે.

---

નોંધ લેશો કે "અત્રેના દેશમુખ" લોકો કે જેઓ અત્રે ચાલતી આવેલી રૂઢી મુજબ દશેરાના દીવસે પાડાનો વધ કરતા હતા અને જેઓ અમારા પ્રયાસથી સમજતા નહોતા તેઓએ અત્રેના જૈનોના પ્રયાસથી પાડાનો વધ કરવાનું આ વર્ષેથી બંધ કર્યું છે. એટલુંજ નહિ પણ એવો પણ ઠરાવ કરવામાં આવ્યો છે કે બીજા કોઇપણ પ્રસંગે પણ પાડાનો વધ કરવો નહિ. આ ઠરાવની અસર આજુબાજુના બીજા ગામોપર પણ થઇ છે અને તેવી રીતે બીજા પંદર ગામોના લોકોએ પણ પાડાનો વધ નહિ કરવાનો ઠરાવ કર્યો છે. * * *




(૪)

સૌ૦ સોભાગીરથી ભાભી:—

ભાભી, તમારા બન્ને પત્રો મળ્યા છે. તમારા પત્ર એટલે તમારા હૃદયનું પ્રતિબિમ્બ. તમારા પત્રમાં એક અક્ષર પણ ખોટો નથી.

ભાભી! હું તમારી સ્તુતિ કરતી નથી પણ ખરૂંજ કહું છું કે તમારા સરખી વિચારશીલ, સમજદાર, અને સુશીલ પત્ની મારા અરવિન્દભાઇને પ્રાપ્ત થઇ છે તેથી તેનું સુભાગ્યજ સમજવું. ખરેખર તમારા સરખી સુશિક્ષિત ગૃહિણી જેને પ્રાપ્ત થઈ છે તેના ગૃહસુખની સીમાજ નથી. તમારા પત્રો અત્રે સર્વે મંડળે વાંચ્યા છે તેમાંની સાંસારિક કરૂણાજનક કહાણી વાંચી કોના મનમાં દયાનાં અંકુરો ફુટયા વિના રહે? તેમાંનું અવ્યવસ્થિત સંસારનું ચિત્ર જોઇ કોનું અંતઃકરણ દુઃખથી ભરાઇ આવ્યા વિના રહે! ભાભી, તમારા બન્ને પત્રોથી મને મારી ભૂલ જણાઇ આવી છે, અને મારા મનને એક પ્રકારનું આશ્વાસન મળ્યું છે. ભાભી. તમારા પત્રની અત્રે ઘણીજ તારીફ થઇ છે. અને સર્વે એકદમ કહેવાં લાગ્યા કે, "બસ! અરવિન્દે પોતાની પત્નિને આપેલા શિક્ષણનું તેણે સાર્થક કર્યું છે. શિક્ષણથી મન સુશિક્ષિત થાય છે; અને આવેલું સંકટ ધૈર્યથી વિખેરી નાંખવા પુરતો વિચાર કરનારી અંગમાં એક દિવ્ય શક્તિ ઉત્પન્ન કરે છે. શિક્ષણના પણ પુષ્કળ પ્રકાર છે. શિક્ષણ આપવાના પણ પુષ્કળ માર્ગ છે. ઉત્તમ પ્રકારનાં આપેલાં ઉત્તમ શિક્ષણનું પરિણામ હમ્મેશાં ઉત્તમજ આવે છે." આવા પ્રકારનું બોલવું

સર્વ સોહેતું થયું. ભાભી, મારા મનમાં પણ શિક્ષણ લેવાની પૂર્ણ ઉત્કંઠા છે. પણ હું શું કરૂં? એક તો અહીં શિક્ષણ લેવાનો પુરતો વખતજ મળતો નથી. કદાચને વખત કાઢું તો તેવા પ્રકારની અમારા ઘરમાં પરિસ્થિતિ નથી. રાત્રે ઘરનું સર્વે કામકાજ પૂર્ણ કરતાં સાડાદશ વાગે છે. અને પછી શિક્ષણ લેવાનું તો શું પણ સર્વસ્વ ત્રાસદાયક લાગે છે. પ્રાતઃ કાળે મળસકામાં પાંચ વાગ્યામાં ઉઠવું પડે છે. અસ્તુ. ભાભી, તમારા બન્ને પત્રનો પ્રત્યુત્તર આપતાં આટલો વિલંબ થયો છે. તે બદલ તમો ગુસ્સામાં હશો. પણ વિલંબ લાગવાનું કારણ લખવાથી તમારો ગુસ્સો ઉતરશે એવી આશા છે. ભાભી, તમો સર્વે ઘરમાં એકઠાં રહેવાના કારણે તમારા મનમાં આવી વાત આવી છે. દૂર શું કામ? પત્ર લખવાનુંજ ઉદાહરણ લ્યો. તમને પત્ર લખવાનો વિચાર આવતાંજ તે તમો ક્ષણમાંજ લખી શકો છો. પણ ભાભી! મારે પત્ર લખવામાં કેટલાક પ્રકારની અડચણો આવીને ઉભી રહે છે. મને હમ્મેશ લખવાની ટેવ ન હોવાથી મારાથી જલ્દી લખી શકાતું નથી. તે શિવાય સાસુજી, દેરાણી, જેઠાણી, વગેરેને હું નકામાંજ પત્રો લખું છું એમ તેઓને લાગે છે. સસરાજી ઘણે ખરે ભાગે ઘરમાં હોતા નથી, પણ તેને કોઇની મારફત પત્ર લખવાની ખબર પડી તો આકાશ પાતાળ એક કર્યાં શિવાય રહે નહીં. હમારા ઘરમાં હજી જુના વિચારોજ ચાલે છે. સસરાજીને સ્ત્રીઓ લખે વાંચે તે તરફ અત્યન્ત તિરસ્કાર છે. હમારા ઘરમાં હજી જુના જુના ઘણા રીવાજો છે. અને આગળ ઉપર પણ તેજ પ્રમાણે ચાલતું એવો સસરાજીને હજી દૃઢ નિશ્ચય છે. પરમ દિવસે બજારમાંથી ખાંડ ખરીદી આણી હતી. કાગળની કોથળીમાં ભરેલી તે મેં એક વાસણમાં મુકી હતી. કોથળીના કાગળ ઉપર કંઇ જાહેર ખબર હતી; તેના ઉપર માત્ર મારી દૃષ્ટિ પડતાંજ "કામ ધન્ધો છોડી વાંચવાનું શરૂ થયું કે?" એવો ધ્વનિ સસરાજી સન્ધ્યા કરતા હતા તે ઓરડામાંથી આવતો મારા કાને પડયો. એકતો મારો સસરાજીનો સ્વભાવ કડક તેવામાં આવું કંઇ દૃષ્ટિએ પડયું કે પછી તો પુછવુંજ શું! મારાં સાસુજીની ચાલીશ વર્ષની ઉમ્મર થઇ છે. તો પણ હજી તે એક નાની બાળક માફક સસરાજી આગળ થરથર કંપે છે. સસરાજી હમ્મેશાં બહારજ ફર્યા કરે છે, પણ એકાદ વખત ઘેર આવે ત્યારે પોતાની બરોબરના પુત્રો સાથે પણ પ્રેમથી બોલી બે ઘડી વાત કરી હોય એવું અદ્યાપિ સુધી મારા સ્મરણમાં નથી. કોઇ વખત સંસારી બાબતમાં બોલવું પડે તો પણ ફકત એક બે શબ્દોજ. મારા દીયરો તો સસરાજીની સામે ઉભાજ રહી શકતા નથી, તેઓ હાલ મુંબઇની કૉલેજમાં અભ્યાસ કરે છે; પરમ દિવસેજ દિવાળીની રજામાં તેઓ ઘેર આવ્યા છે. આવતાંની સાથેજ માથા ઉપર રાખેલા વાળ જોઇ સસરાજીએ મનસ્વી હુકમ કર્યો, કે માથા ઉપરના રાખેલા વાળ કાઢી નાંખ્યા શિવાય મારી પંક્તિમાં ભોજન કરવા બેસવું નહીં. દીયરજી પણ અંતઃકરણમાં અતિશય ક્રોધાતુર થયા. તેમને જેમ તેમ સમજાવીને મનાવ્યા. તેમાં ગુણવંતરાય હવે મુંબઇમાં વસવાટ કરશે એમ લાગે છે. આનંદરાય પરીક્ષામાં નિષ્ફળ નીવડયા જાણી સસરાજી પુષ્કળ રીશે ભરાયા છે. અને તેને ઘેર રહેવાની બંધી કરીછે. આનંદરાવનો સ્વભાવ પણ વડીલ પ્રમાણે સંતાપીજ છે. તેઓ અત્રેથી જઇ મુંબઇમાં કોઇ નાટક મંડળીમાં જઇ રહ્યા છે. પણ ગુણવન્તરાયે તેમને સમજાવી પાછા આણ્યા છે. વડીલનું મુખ જોવાને પણ આનંદરાય રાજી નથી. અસ્તુ. આ દોઢ મહિનામાં આવી ચમત્કારિક સ્થિતિ હોવાથી ભાભી! તમને પત્ર લખવાનો અવકાશ મળ્યો નહીં. સર્વે હકીકત તમને જણાવી છે. હવે તમારો ગુસ્સો ઉતરશે એવી મને સમ્પૂર્ણ ખાત્રી છે. વધુ શું લખું? તમારો તો મારા ઉપર પૂર્ણ પ્રેમ છે. ભાઇશ્રી અરવિન્દભાઇને પ્રણામ. ચી૦ બાલુને આશીષ.

લી૦ તમારી
પ્રેમાળ નણદી સવિતા.

પારડી ) અમ્બેલાલ સવરામભાઇ દેશાઇ.

# કરકસર અને કલ્પિત જરૂરીઆતો.

રા. દેસાઇ મોતીલાલ મથુરભાઈ મહુધાવાળા

ફ્રેન્ચ લોકો સ્વતંત્રતાનું મોટું મૂળ બણ્ શબ્દોની ટુંકી કહેવતમાં બતાવે છે "Vivre de peu" આ ફ્રેન્ચ વાક્યનો ભાવાર્થ "કરકસરથી રહેવું" એવો થાય છે. "to live upon little" એ એના જેવુંજ અર્થ સૂચક ઇંગ્રેજી પદ છે.

( વિલિયમ કૉબેટ )

ડૉકટર જૉન્સને જ્યારે પોતાનો કોષ લખ્યો ત્યારે તેણે.—'Pensioner' પેનશનર શબ્દનો અર્થ 'A slave of state' રાજ્ય નો દાસ એવો લખ્યો. આ કોષ લખ્યા પછી પોતે પેનશનર થયો એટલે પોતાનીજ વ્યાખ્યા પ્રમાણે પોતેજ રાજ્યનો દાસ થયો આ પ્રમાણે તેને રહેવાનું માઠું લાગેલું પણ તેની કલ્પિત તંગીઓએ તથા કરકસરથી રહેવાની આવડત ન હોવાને લીધે તે પદ તેને નાછુટકે સ્વીકારવું પડયું હતું. જ્યારે આ નામાંકિત ગ્રન્થકારે પોતાનો કોષ લખ્યો ત્યારે મોજમજાહમાં પડી પતિત થયો નહોતો. સમૃદ્ધિવાન અને સત્તાવાન લોકોએ તેને દાસ સરખો દીન ગણ્યો નહોતો. તેના લેખોએ તેને તે સમયે સત્યતા અને સ્વતંત્રતાની છાપ મેળવી આપી હતી. સાદા ભોજનથી તે સંતુષ્ટ રહેતો હતો, ત્યાં સુધી અમેરીકાનાં સ્વતંત્ર સંસ્થાનો માટે ત્યાંના લોકો માટે અને તેમના હક માટે તેણે હિંમતથી હિમાયત કરી હતી. તેજ માણસ જ્યારે મિષ્ટાન્ન ખાનપાનની અને કલ્પિત જરૂરીઆતોની મોજ મજાહ અને આશામાં પડયો, ત્યારે લોકોના મત લીધા વિના તેણે કર નાંખવાની દરખાસ્તની વકીલાત કરી અને તેજ લોકો જે હમણાં ( તેવખતે ) એ લોકોના મોટામાં મોટા બળવાન પ્રતિસ્પર્ધી થઇ પડયા છે, તેમના સામે ઇંગલાંડે ઉઠાવેલા વિગ્રહનો—"કર એ કાંઇ જુલમ નથી" એ નામના પોતાના પુસ્તકમાં તેણે બચાવ કર્યો અને મોટા માણસ ગણાવાની તૃષ્ણામાં તે તણાયો, અને સાદી જીંદગી–કલ્પિત મોજમજાહ માટે તેણે પોતાના વિચાર ફેરવ્યા. અલબત તે મોટો માણસ ગણાયો–પણ સદ્‌ગુણના દરજ્જામાં તેને એમ લાગી એ સઘળું કારણ તેની કલ્પિત જરૂરીઆતોની ખાયસનું હતું—

(વિલિયમ કૉબેટ)

'ચાર્લ્સ ફોક્સ'( ઇંગલાંડનો પ્રધાન અને વકતા સને ૧૭૪૯–૧૮૦૬ ) બુદ્ધિશાળી અને મહાત્મા માણસો પણ કૃત્રિમ તંગીઓથી, ધીમે ધીમે શક્તિ હીન અને અધમ થયા છે. તેનાં ઘણાં દષ્ટાંતો છે મહદભિલાષાઓ–પારપાડવાની અને અક્ષય કીર્તિ સંપાદન કરવાની 'ચાર્લ્સ ફોક્સ'ને જેવી સારી તક મળી હતી, તેવી બીજાઓને ભાગ્યેજ મળી હશે. લોક પ્રિય થવાની તેનામાં વિશાળ બુદ્ધિ હતી. એવી ઉમદા અક્કલનો ઉપયોગ વિજયની સાથે થઇ શકે એવો તેને ખરેખરો અનુકુળ સમય હતો. પ્રજાનો મોટો ભાગ તેની સ્તુતિ કરનારો તથા તેના પક્ષમાં હતો. પોતાની પ્રતિસ્પર્ધિ "મી. * પિટ્ટની" સામે ચાલતા મોટા વાંધાના સંબંધમાં દલિલ અને ઇન્સાફ સ્પષ્ટપણે તેની તરફેણમાં હતાં. આટલી બધી અનુકુળતા છતાં રખડવાની, **કલ્પીત જરૂરીઆતોની મોજ મજાહની** ફુટેવમાં અને તેના છંદમાં તેને વશ રહી પોતાના પૈસાદાર પક્ષકારોની ઇચ્છાને આધીન થવું પડયું અને આખરે તેનું ડહાપણ ધનવાનોની મૂર્ખાઇ અથવા સ્વાર્થને સ્વાધીન થયું જે લોકો તેને માટે અતિમાન ધરાવતા હતા તેમણે આખરે તેના મૃત્યુથી એક નિશ્વાસ સરખો નાંખ્યો નહી. આ સર્વનું પરિણામ **તેની કલ્પિત જરૂરીઆતોની** અપેક્ષા હતું

(વિલિયલ કૉબેટ)

* ઇંગલાંડનો પ્રધાન.

"કલ્પિત જરૂરીયાતો" ઓછી કરી શકાય છે. જીંદગી ભોગવવાનું સાદુ સૂત્ર સ્મરણમાં રાખવા જેવું છે "High thinking and plain living" અમીર લોકોના ઉડાઉ ખર્ચથી ગરીબ અને અનાથ લોકોને કેટલો બધો અન્યાય મળે છે. આ વાત તરફ ધ્યાન આપવા જેવું છે. શ્રીમંત લોકોને મન નાની નાની નજીવી (મોજ મજાહના ખર્ચની) રકમનું કાંઇ લેખું નથી પણ તેવી નજીવી રકમોમાં ગરીબ લોકોનું પોષણ થઇ શકે. કહ્યું છે કેઃ—

કુંજર મુખસેં કણ ગીરા, ઘુટા ન વાકા આહાર,
કીડી કણકો લે ચલી, પોષણ નિજ પરિવાર.

શ્રીવિશ્વવંદ્ય છોટાલાલ જીવનલાલ કહેતા કે "કેટલાક સારી કમાણી વાળા માણસો પોતાની સ્થિતિ પરોપકાર કરવાની નથી તેથી કરી શકતા નથી એવી ફરીયાદ કરે છે. તેમને એટલીજ વિનંતિ છે કે દિવસની ત્રણ વખતની ચાહ, સેંકડો વખતના છીંકણીના ચપટા, અને સંખ્યાબંધ બીડીઓના ભોરને જો તેઓ તિલાંજલિ આપી તેટલીજ રકમ બચાવી પરમાર્થ કરી શકે" આ તેમના ભાવથી સૂચક શબ્દો, સત્યતાથી ભરેલા છે અને અનુકરણીય છે.

"ઘણું બીન જરૂરીયાતી ખર્ચો ઉડાઉપણાં નાંજ ખર્ચો ગણાય છે. અર્થાત ઉડાઉપણું એટલે બીનજરૂરી (કલ્પિત જરૂરીયાતોનું ખર્ચ) ખરે જો વિના ચાલી શકે તેવું ખર્ચ કરવું એ ઉડાઉપણાની નીશાની છે. "લોર્ડ ચેસ્ટર ફીલ્ડ" નામના ઇગ્લાંડના એક રાજ્ય નિપુણ અને મહાપ્રતાપી પુરૂષે પોતાના પુત્રને આપેલા ઉપદેશમાં નિચેના શબ્દો લખ્યા છેઃ*—

"ડાહ્યો માણસ ફાયદો તથા માન મેળવીને જેટલું ખર્ચ કરે છે તેનાં કરતાં મૂર્ખ અને અવિચારી માણસ બેમાંનું એકકે મેળવ્યા વિના વધારે ઉડાવી દે છે, ડાહ્યા માણસ વખતની પેઠે સારો ઉપયોગ કરે છે, તથા પોતાને કે પારકાને ઉપયોગનાં કે વ્યાજબી ગમ્મત આપે એવાં કામ શીવાય બીજા કશા નકામાં કામમાં એક પાઇ પણ ખરચતો નથી," કલ્પીત જરૂરીયાતો અને કૃત્રિમ તંગીઓને વાસે થવાથી કેટલી હાનિ થાય છે તેનો એક વિશેષ દાખલો અસ્થાને નહી ગણાય.

ઇંગલાંડના ડેવનશાયર પરગણાના એશગટન ગામના એક મોચીનો દીકરો મીઃ વી. જીફોર્ડ. એક ખરેખરો બુદ્ધિવાળો માણસ હતો. તેને એક પાદરીની સખાવતથી ઉંચી કેળવણી મળી હતી. અને આખરે "કવાર્ટ. લિરિવ્યુ" નો અધિપતિ થયો હતો. મી. જીફોર્ડ કાગળથી નાણા ચલાવવાની રસમને તથા તે રસમની હિમાયત કરનારાઓને અત્યંત ધિક્કારતો હતો પણ પછીથી તેને કૃત્રિમ તંગીઓ કલ્પિત જરૂરીયાતોને તાબે થવાની ટેવ પડવાથી તથા પૈસાદાર અને ઉડાઉ લોકોની સોબત વધવાથી તથા મોટાઇના ખોટા આડમ્બરનો દાસ થવાથી ખોટાં બીનજરૂરીયાતી ખર્ચને અગત્યનાં માનવા લાગ્યો," સને ૧૭૯૮ માં અગર તે અરસામાં જ્યારે પ્રભુએ તેની કસોટીનો પ્રસંગ એટલે " સાદો ખોરાક, સાદાઇ યુકત પોષાક અને સામાન્ય ભાડાનું મકાન," અથવા બીજી તરફથી કિમતી રકાબીઓ, સુંદર દારૂ, ઘર અને સુંદર ફરનીચર તથા ચાકર નફર" એ બેમાંની એક સ્થિતિ પસંદ કરવાનો સમય આવ્યો, ત્યારે તેણે દમામ વાળી સ્થિતિ પસંદ કરી. અને દિન પ્રતિદિન તેની તંગીઓ વધતી ચાલી. તેને પહોંચી વળવાને માટે જે વિચારનો પોતે પ્રથમ હતો તે વિચારો ફરજ્યાત બદલીને જે કાગળનાં ચલણને તે ધિક્કારતો હતો, તેને બદલે હવે તેના ધિક્કારનારાને તે ધિક્કારવા લાગ્યો. અને કાગળનાં નાણાની ચલણની તરફદારી કરનાર થયો. સંજોગોને

*નીરાળું પુસ્તકછે જેનો તરજુમો મહુમ રાજનિતજ્ઞ દેશાઇ હરિદાસ વિહારીદાસે કર્યાનું જાણવામાં છે.

લોગ્રે તેની સત્તાએ કદર કરી. તેની મેઠી ચાકરીના બદલો દર વરસે ત્રણસો ઓગણત્રીસ પાઉંડ મળવા લાગ્યા. તદુપરાંત સોરટીના ધંધાનું કમીશન તથા કવોર્ટસી રીવ્યુની ઉપજ મળવા લાગી. ગાડી ઘોડા રાખ્યા. ખુબ અમન ચમન કર્યું અને આખરે "વેસ્ટ મીનીસ્ટર એબી"માં દટાયો. પણ તેના મરણ પછી તેની કોઇએ કદર કરી નથી. કોઇએ તેને યાદ કર્યો નથી. જો તે કૃત્રિમ તંગીઓને તાબે ન થયો હોત તો તેના પોતાના જન હિતકારી વિચારો બદલવાનો પ્રસંગ ન આવત અને જનસમાજનું હિત કરવા બદલ તેનું નામ વેસ્ટ મીનીસ્ટર એબીમાં દટાઇને જેટલી ખ્યાતિ પામ્યું તેના કરતાં દસહજાર ઘણી ખ્યાતિ તે પામ્યું હોત. અને દેશસેવા લોકસેવા માટે તેનું નામ અજર અમર રહત

મોટા માણસ ગણાવાના પવનમાં ઘસડાઇ અનેક મનુષ્યો ક્યાંના ક્યાં ઉડી ગયા. તેનો પતો નથી. તેમની પછાતના કુટુંબની દુઃખદાયક અને ભયંકર સ્થિતિ માટે ઇશ્વરને ત્યાં અને જગતની દૃષ્ટિમાં તે ઓછા ગુન્હેગાર નથી.

સાદા જીવનથી મોટાઇ મેળવી જગત ઉપર અગણીત ઉપકાર કરનારા મહાત્મા ગોખલે, મી. ગાંધીનું નામ કોનાથી અજાણ્યું છે.

મોટામાં ખપવાની કલ્પિત જરૂરીયાતોને તેમણે સદાને માટે તિલાંજલિ આપી હતી, સાદો પોષાક સાદું જીવન ગુજારવાથી તેમનેજ મહત્તા મળી છે અને જે બચત દ્રવ્યનો સદ વ્યય તેઓ લોકહિતમાં ખરચી શક્યા છે તે વાત કોનાથી અજાણી છે.

ટુંકામાં કલ્પિત જરૂરીયાતના ફંદામાં ન ફસાના કરકસરથી સાદું જીવન ગાળવાની જરૂરનો બુદ્ધિમાને નિશ્ચય કરવાની જરૂર છે. એટલું દર્શાવી આ મોટા વિષયને ટુંકામાં ઇતિ કર્યો છે.




॥ अहिंसा-परमो धर्मः ॥

બ્રહ્મદત્ત કરીને એક રાજા પૂર્વે કાશી નગરીમાં રાજ્ય કરતો હતો, તે રાજાએ પોતાના રાજ્યની અંદર એક વન રાખ્યું હતું તેની અંદર લિંમ, સાગ, વડ, તાડાદિ ગગન ચુમ્બી મ્હોટા ન્હાનાં પુષ્કળ ઝાડોની ઝાડી આવેલી હતી. હરનીશ તે અરણ્ય પશુ પક્ષ્યાદિના શોરબકોરથી, તેમજ વાયુના જોષ ભર્યા સુસવાડાથી વૃક્ષોના ડાળી ડાખળાં તેમજ પાંદડાના અથડાવાથી મેઘ ગર્જના માફક ગાજી ઉઠતું હતું. આ અરણ્યની અંદર મૃગોની બે ટોળીઓ હતી. તેમાંની એક ટોળીના રાજાનું નામ "શાખામૃગ.' તે ખાઇપીને શરીરે રાતો માતો (હૃષ્ટપુષ્ટ) બન્યો હતો બીજી ટોળીનો રાજા વૃદ્ધ અને શરીરે પાતળો તથા કદે ઉંચો હતો. તેની ચાલ વાયુ માફક હતી તેનાં મસ્તક ઉપર હિરાથી જડેલા શિગડાં હોય તેમ જોનારને લાગતુ હતું. એક ઝાડના પાંદડાને કર્ણાકારની કૃતિ કરી તેના કર્ણ બદલે ચોઢી હોય તેવા તેના કર્ણ દેખાતા હતા. ઇન્દ્રના ઘરની અપ્સરાની મદનાવશ અવસ્થાએ કટાક્ષરૂપી બાણ ફેંકવા સારૂ જાણે ધનુષ્ય ચઢાવેલું હોય તેવા તેના નેત્ર અત્યારે દેખાતાં હતાં તેનુ નામ 'અશ્વત્થ' મૃગ હતું.

હરનીશ બ્રહ્મદત્ત રાજા પોતાના સૈન્ય સાથે આ અરણ્યમાં શિકાર ખેલવા સારૂ આવતો હતો. તેને હરણનો શિકાર બહુ ગમતો હતો. હરણના માંસ સિવાય રાજાનું ખાણું થતું નહિ. નિત્યનિયમાનુસાર આજે પણ બ્રહ્મદત્ત રાજા પોતાના સૈન્ય સાથે આ અરણ્યમાં શિકાર ખેલવા આવી ચઢ્યો. અત્યારે

હજુ પશુઓ જાગૃત થયા ન હોતાં. તેમજ પક્ષીઓનો કોલાહલ હજુ શરૂ થયો ન હોતો. અરૂણોદયને હજુ વાર હતી. બ્રહ્મદત્ત રાજાએ આ વખતે આ અરણ્યનાં કેટલાંક ઝાડ વેલાદિ કાપી નંખાવી બારે શોર મચાવી મૂક્યો. જેથી પશુઓ પોતાના સ્થાનમાંથી જાગૃત થઇ ભય પામી ચો તરફ નાસવા લાગ્યાં. આખરે દશબાર પશુઓનો નાસ થયાબાદ તેના હાથમાં એકાદ હરણ સપડાતું હતું. આવી રીતે બ્રહ્મદત્ત રાજા એક હરણના શિકાર ખાતર દશબાર પશુઓનો જીવ લેતો તથા દશપંદર પશુપક્ષ્યાદિને જખમી કરતો ત્યારે માંડમાંડ એકાદ હરણ તેના શિકારમાં સપડાતું હતું.

બ્રહ્મદત્તના આવા નીચ કૃત્યોનો વિચાર સોનેરી રંગના અશ્વત્થ મૃગના મનમાં નિરંતર ડંખતો હતો. આ રાજા આપણા શત્રુરૂપે પેદા થયો છે. તેને એકાદ હરણની જરૂર હોવાને લીધે વિના કારણ દશબાર પશુઓનો વધ કરે છે, અને દશબાર પશુઓને જખમી કરે છે. આ સિવાય અરણ્યનો નાશ થાયછે તે તો જુદોજ. આ રીતિ બીલકુલ સારી નથી. આવો વિચાર કરી આ સર્વે હકીકત તેણે શાખામૃગને કહેવડાવી, અને તે વાતનો બંદોબસ્ત કરવાની ખાતર મૃગોની એક સભા ભરી. આ વખતે સભાસદોને બેસવાને માટે કુદરતીજ રીતે લીલા રંગની જાજમ જમીનપર બીછાવેલી હતી. તેના ઉપર તે સભાની બેઠક રાખવામાં આવી. આ સભામાં સભાસદો (મૃગ) સિવાય અન્ય વિજાતીય પશુપક્ષ્યાદિ જાનવરો પણ ભરાયાં હતાં. જગાની સંકડાશને લીધે નાનાં હરણો ઉપર ચડી બેઠાં હતાં. પક્ષીઓને બેસવાની જગા નહિ મળવાથી તેઓ તેમના શિંગડા ઉપર બેઠા હતાં. અહાહા ! તે પક્ષીઓ ચિત્રવિચિત્ર રંગના અત્યારે કેવાં સુંદર લાગતા હતા ! તે પક્ષીઓમાં કોઇનો રંગ પીળો, તો કોઇનો ભુરો આકાશ સરીખો, કોઇનો લાલ તો કોઇનો નવા પાકેલા અનાજના કણ સરીખો, કોઇનો વસંત ઋતુમાં નવાં આવેલા ઝાડના પાન સરીખો તો કોઇનો ચંદન વૃક્ષની છાલ સરીખો રંગ દીસતો હતો. આ રીતે ત્યાં રંગબેરંગનો જમાવ થઇ રહ્યો હતો. ગજ રક્તથી આરક્ત થએલા સિંહના નખ સરીખી તેઓની ચંચુઓ દેખાતી હતી ! અહાહા! કેટલી સુંદર! આ કેવી ચિત્રવિચિત્ર રંગબેરંગી પશુ પક્ષ્યાદિ જાનવરોની સભા ! અસ્તુ !!!

ઉપરોક્ત તે સભાનો ઠાઠ હતો. ત્યાં ચુપકી પથરાઇ ગઇ હતી. અશ્વત્થ મૃગે પ્રથમ સભા ભરવાનું વસ્તુ સૂચન કરી બતાવી. આપણા ઉપર આપણો રાજા કેવા દુઃખો ગુજારે છે તેનો ખ્યાલ કરાવ્યો. છતાં પોતાને જે દુઃખો ભોગવવાં પડે છે તેનો પ્રતિકાર કરવાને એક પણ સભાસદે કબલ્યું નહિ. આજ પર્યંત જેમ ચાલતું આવેલું છે તેમ ચાલવા દેવું, આ બાબતની ચર્ચા કરવાથી રાજા રીસે ભરાશે અને તેનું નિર્માણ એજ આવશે કે, તે એક દિવસમાં આ અરણ્યનો નાશ કરી દેશે. આવી રીતે કેટલાક સભાસદોમાં ચર્ચા ચાલી ત્યારે બાકીના અન્ય સભાસદોનું કહેવું એવું થયું કે, " નાહક, આ સભા ખલાસ કરો ! આ સભા ખલાસ કરો ! " આવી રીતે એકજ તરેહનો ઘોંઘાટ બધાએ મચાવી મુક્યો.

આવી રીતે બધા સભાસદોના મુખમાંથી નિરાશાજનક શબ્દો સંભળાવા લાગ્યા, જેથી અશ્વત્થમૃગે એક વખત પોતાનો પ્રયત્ન સફળ નિવડે તો બધાને લાભ છે, એમ ધારી મહાદુઃખી હૃદયે સભા વચ્ચે આવી પ્રથમ કરૂણામય નયનથી શાખામૃગની સામે નિહાળી, પછી વિચાર કરીને બોલ્યોઃ— "જુઓ બન્ધુઓ આમાં રાજાને રીસ ચડે તેવી વાત કંઇ નથી. મારૂં શું કહેવું છે તે તમો એક વખત બરાબર સાંભળી લ્યો. હું તથા શાખામૃગ બન્ને જણ એક વખત રાજા પાસે જઇ અને રાજાને સમજાવીએ કે " રાજા! તમારે નિત્ય એક હરણની જરૂર હોવાને લીધે વિના કારણે અન્ય પશુપક્ષ્યાદિનો

સંહાર શા માટે કરો છો? તમારે હરણ માટે બીલકુલ તસ્દી ઉઠાવવી નહિ. અમો હરરોજ એક હરણ તમારી પાસે મોકલી આપવા બંધાઇએ છીએ." આ રીતે રાજાને કહેવાથી તે માનશે કે નહિ તેનો વિચાર સભાસદે કરી લેવો જોઇએ. આ વાતો તમો દરેક ભાઇઓને ગમી કે નહિ?" વાહવા! વાહવા! મરવા માટે કોણ તૈયાર થનાર હતું? મરવા માટે કોણ જાય! વળી પાછો આ સભામાં આ એકજ કોલાહલ થઇ રહ્યો.

અશ્વત્થમૃગે મોરલી સરખા મનોહર "પરન્તુ ગંભીર સ્વરથી તેઓને ઉદ્દેશીને કહ્યું કે, " જુઓ બન્ધુઓ! સ્વાર્થમાં આંધળા બનો નહિ. જીવવા માટે તમે જેટલી જાસ્તી ઇચ્છા રાખશો તે સઘળી તમને તમારી કોમનેજ હાનિકારક છે. તમારામાંથી આજ કોઇપણ મરવા તૈયાર નથી એ ખરૂં પરન્તુ યાદ રાખજો કે વહેલા મોડા મરવાના તો છોજ. જ્યારે આ વાત તો નક્કીજ છે, તો પ્રિય બન્ધુઓ તમે વિચાર કરી જુઓ કે, આપણી સાથે બીજાં દશ બાર જાનવરોના જીવને શા માટે હાનિ કરાવવી જોઇએ.? આ માટે આપણે એક એવો નિયમ કરવો જોઇએ કે, હરરોજ આપણે આપણી ભાગ્ય પરીક્ષા કરાવવી. સમજ્યા? સવારના પહોરમાં આપણે બધાએ પડતું એકેક પાન દાંતવતી તોડવું અને તે આપણી સભામાં બેઠેલાં દરેક પક્ષીઓના મોંઢામાં એકેક આપવું. તે પક્ષીઓ ઉંચે આકાશમાં ઉડી એક ગોળાકારે થઇ બધા પાન નીચે નાખે. જેનું પાન પ્રથમ નીચે આવે તેણે રાજાના રસોડે જઇને હાજર થવું.!

અજબ—ચમત્કાર! આ વાર્તા સાંભળતાં સભામાં પણ "વાહવા! વાહવા!" એવા શબ્દો સંભળાવવા લાગ્યા "પરન્તુ પક્ષીઓ આપણા માટે આટલું કષ્ટ વેઠશે?" શાખામૃગે પોતાની શંકા જાહેર કરી.

" હા અમે ખુશીથી તે કામ અમારા નિત્ય નિયમ પ્રમાણે હરરોજ કરીશું. આફતના વખતમાં અમારા મિત્રનું કામ શું અમો નહિ કરીએ!" પક્ષીઓએ શાખામૃગની શંકાનું નિવારણ કરવા ઉત્તર આપ્યો.

"હવે! અત્યારે શું કરવાનું બાકી રહ્યું! અશ્વત્થમૃગ તથા શાખામૃગ બન્ને મળીને રાજા પાસે ગયા. અને પોતાની સઘળી વાર્તા નમ્રપણે રાજાને કહી સંભળાવી અને કુદરત સાનુકૂળ કે રાજાએ તે તરત કબુલ પણ કરી!

જે દિવસ જેનો આવ્યો તેનો તે દિવસ જાય છે. મનુષ્યોનો ગયો, પ્રજાનો ગયો, અને તેવી રીતે હરણનો પણ ગયો. દિવસ કોઇનો પણ રોકાતો નથી. નિત્ય સવારના પહોરમાં હરણોના ઠરાવેલા નિયમનુસાર દરેક હરણોની ભાગ્ય પરીક્ષા થતી હતી. સાતસો હરણો પોતાના દાંતથી પાન તોડી પક્ષીની ચાંચમાં એકેક પાન આપતાં હતાં. તે લઇ પક્ષીઓ ઉંચે વ્યોમ મંડળમાં ઉડી જતાં હતાં અને તે એક કુંડાળારૂપે આકાશમાં જ્યારે થતાં ત્યારે જાણે આકાશમાં મેઘધનુષ્યની કક્ષા બંધાઇ હોય તેવું જણાતું હતું. આ કુંડાળું બન્યા પછી દરેક પક્ષીઓ એકી સાથે પોતાના મુખમાંથી પાન નીચે જમીન તરફ નાખતાં હતાં. જે હરણનો કાળ આવી પહોંચ્યો હોય તેનું પાન જમીન પર પ્રથમ આવી પડતું હતું. તે હતભાગ્ય હરણ ધ્રુજતું ધ્રુજતું, ભયથી અર્ધમરણ તુલ્ય બની રાજાના રસોડે જતું. એકાદ પાષાણ હૃદયનો જે કર્મ ન કરે તેવું કર્મ ત્યાં થતું હતું.

આવી રીતે ઘણા દિવસો નિકળી ગયા. એક વરસમાં તો હરણની અડધી વસ્તી ઘટી ગઇ. જેમ જેમ વસ્તી કમતી થવા માંડી તેમ તેમ હરણોની ચિન્તા વધવા લાગી. એ હરણોની શાન્તિ નાશ પામી ગઇ હતી. તે હરણો પરસ્પર પોતાનાં શિંગ ઘસતાં ઘસતાં હજારો તર્ક કરતાં હતાં. હરિણીયો બચ્ચાંને ધવરાવતાં આનંદિત બનવાને બદલે આંખમાંથી ક્રૂર અશ્રુઓ તેમજ હૃદયમાંથી ધગધગતા અંગારના શ્રાપો વરસાવતી હતી. તેમજ બચ્ચાં આનંદ-

થી ધાવવાને બદલે શોકમથી રૂદન કરતાં હતાં. અને નિશ્વાસપર નિશ્વાસ કહાડતાં હતાં. આ વખતનો ચિતાર ગમે તેવા પથ્થરવત્‌ હૃદયને પીગળાવવાને બસ હતો. તે અરણ્યની પૂર્વની શોભા આજ તદન નષ્ટ થઇ ગઇ હતી. તે અરણ્ય અત્યારે સ્મશાન જેવું ભયાનક લાગતું હતું. આનંદનો એક પણ છાંટો રહ્યો નહોતો તેમજ તે વનનો ઉત્સાહ તો ક્યારનો મરણશરણ થઇ ગયો હતો.

શાખામૃગ તદન નિશ્ચિંત હતો. કારણકે બ્રહ્મદત્ત રાજાએ તે બન્નેને અભયવચન આપેલાં હતાં અને તેથી તે તો વધારે વધારે મસ્ત બનવા લાગ્યો. તેના શરીરમાં નવું બળ આવવા લાગ્યું. પરન્તુ ગરીબ સ્વભાવનો તેમજ પરોપકારી દૃષ્ટિને અનુસરનારો તથા અહિંસા પરમો ધર્મઃ એ સૂત્રને નજરમાં હરનીશ રાખનારો હોવાથી અશ્વત્થના અંતઃકરણમાં લવલેશ પણ શાન્તિ દીસતી ન હોતી. તે પારકા દુઃખ માટે ઘણોજ દુઃખી થતો હતો. જ્ઞાતિ બન્ધુઓની તેમજ વિશ્વ-કુટુંબના બન્ધુઓની વિપત્તિથી તેના મનમાં મોટો ઉદ્વેગ ઉત્પન્ન થઇ તે હરનીશ દુઃખમાં ગળતો જતો હતો. "રે વિધાતા આ દુઃખના દિવસો કેવા? હાય! હાય! અમારો મૂળ પર્વત હતો ત્યાં અમો કેવા આનંદમાં રહેતા હતા!! તેમજ કેવા હર્ષભેર ત્યાં નાચતા કુદતા હતા! ત્યાં હરિણીઓ કેવા પ્રેમથી દબેકલા મુખમાં લઇ બચ્ચાંને ખવડાવતી હતી! બચ્ચાં ઘણાજ પ્રેમથી તેમની પાસે ધેકડા મારતાં હતાં! ત્યાં અહિંના કરતાં પાણી પણ અમૃત સરખું મીઠું તેમજ સ્ફટિકવત ચોખ્ખું પીવા માટે મળતું હતું! તેમજ દુર્વાંકુર કેટલા સ્વાદિષ્ટ લાગતાં હતાં પક્ષીઓ અમારા શિંગડા ઉપર બેસી મધુર શબ્દથી પ્રભુના પ્રેમમય પાઠો ગાતાં હતાં! તેમનાં કેવી રીતનાં નિસ્વાર્થ મીઠાં ભજનો! તે સાંભળતાં વૃત્તિ તન્મય બની જતી! અરે! તે આનંદ અત્યારે ક્યાં ગયો!! અમે સૌંદર્યની લાલચમાં (મોહમાં) વ્યર્થ તે પર્વતને (જન્મભૂમિને) છોડી આ અરણ્યમાં આવી હાથે કરીને આ સંકટો માથા ઉપર વહોરી લીધાં, અને હાથે કરીને દુઃખમાં ડુબ્યાં!"—આવા વિચારો કરી કરીને અશ્વત્થ મૃગનું હૃદય પરદુઃખમાં વ્યાકુળ બનતું અને તેની ચક્ષુમાં અશ્રુપ્રવાહ નિરંકુશ વહન કરતો હતો. આવી દશામાં તેના કંઇક દિવસો નીકળી ગયા!

છેવટે ઇશ્વરને કંઇક દયા આવીને તેનું કંઇક સાંભળ્યું હોય તેમ લાગ્યું. એકાદ કોમળ હૃદયની ગર્ભવાળી હરિણીનો વખત આવી લાગ્યો. તે હરિણી શાખા મૃગના ટોળાંની હતી. તેણે પોતાનું દુઃખ પોતાના રાજા શાખામૃગને નિવેદન કર્યું. શાખામૃગે કહ્યું કે. "હું તેમાં શું કરૂં? ઇશ્વરેજ તારો કાળ નિર્માણ કર્યો છે તો પછી તારૂં રક્ષણ કરવું તે અમારી સત્તામાં છે ક્યાં?"

હરિણી આંખમાં અશ્રુ આણી બોલી કે 'રાજન! તારામાં દયાનો કંઇ પણ અંશ નથી શું! જો! આ ગર્ભિણી ઉપર જરા દયા કર! મારા કમનસિબે કરી મારી ભાગ્ય પરીક્ષામાં આજ હું બળી તરીકે સપડાઇ છું! પ્રથમ મારા પેટમાં જે ગર્ભ છે તેને છુટો થવા દે! કારણ ભાગ્ય પરીક્ષામાં હું એકલી સપડાઇ છું! મારી દુર્ભાગ્ય પરીક્ષામાં મારો ગર્ભ માર્યો જાય છે! મારો ગર્ભ છુટો થયા પછી મને આ સંસાર ઝેર જેવો છે! હું જે કહીશ તે અત્યારે તું ખરૂં માનનાર નથી. રાજા! મેં મારા હૃદયમાં અંતકાળ સમયનો નકી સમાવેશ કરેલો છે! તારે પણ મા છે! અને માનું દુઃખ અવશ્ય તારે સમજવું જોઇએ! આજ છ મહીનાથી મેં કેટલા કષ્ટ સાથે મારી જીવનદોરી સાદૃશ્યનાં તંતુઓને મારા પેટમાં મેં ધારણ કર્યાં હશે? અને તે આશાએજ આ દેહ ટકાવી રાખ્યો છે. નહિતો આટલા દિવસોમાં મેં ક્યારનાએ મારા દુઃખદાયક પ્રાણ વિસર્જન કર્યા હોત! મારા કાળજામાં

કેવા દુઃખદાયક થા પડેલા છે. થોડા દિવસમાંજ હું ગર્ભથી છુટી થઇશ. જેથી તારી ઇચ્છા પ્રમાણે મારી વ્યવસ્થા કરજે ! પરન્તુ આજ મને જીવિત દાન આપ ! રાજા ! હું મરવાથી બ્હીતી નથી આટલું બોલી તે હરિણી રડવા લાગી.

આટલું સાંભળતાં કોઇપણ વજ્રહૃદયને દયા આવ્યા સિવાય રહે નહિ. પરન્તુ તે પાષાણ હૃદયના શાખામૃગને બીલકુલ દયાઆવી નહિ. તે દુષ્ટે તેને ઉત્તર આપ્યો કે, (ચાલ) ચાલી જા અંહિથી ! અહિંયા રડતા બેસવાનું કામ નથી ! ચાલ ! અહિંથી નીકળી જા ! તારા માટે બીજા કોણ પ્રાણ આપે ?" હાય ! હાય ! જ્યારે ભાગ્ય રૂઠે છે ત્યારે તૃષાતુરને પાણી સરખું પીવાને મળતું નથી.

હરિણીનો બીજો કોઇ પણ માર્ગ નહિ હોવાથી તે અશ્વત્થ મૃગ પાસે ગઇ, અને તેને ગરીબાઇથી પ્રાર્થના કરી કહ્યું કે, "હે ! સુવર્ણકાયના રાજા ! તમે મારા ઉપર દયા કરશો ? અગાઉ મારો સ્વામી મરણ પામ્યો છે ! તમારી ઠરાવેલી ભાગ્ય પરીક્ષામાં મારાં અંગત ત્રણ બળી અપાઇ ચુક્યાં છે ! આજ મારું આ જગતમાં કોઇ નથી !" આટલું બોલતાં બોલતાં તે હરિણી રડવા લાગી.

અશ્વત્થમૃગને તુરત દયા આવી અને તે દયાથી બોલ્યો કે, 'માતા ! તારા ઉપર એવો કયો દુષ્કર પ્રસંગ આવી પડયો છે ?"

"રાજા ! આજ મારા દુર્ભાગ્યની પરીક્ષાની પાળી મારા ઉપર આવેલી છે ! આ દુઃખી ગર્ભિણીએ આજ દશ મહિના થયાં ગર્ભ ધારણ કર્યો છે તે આજ પર્યન્ત પણ મારા પેટમાંજ છે !"

"આટલા માટે તું રડે છે તો હે માતા ! જા રડીશ નહિ ! ખા, પી અને નિશ્ચિંત રહે. હું તારા બદલે બીજા કોઇને રાજાની રસોઇ માટે મોકલીશ." આવી રીતે અશ્વત્થમૃગે તે હરિણીનું સાંત્વન કર્યું.

હરિણીના આનંદનો પાર રહ્યો નહિ ! તેણે નિરુપયતાથી ઉપકાર તળે દબાઇને, અશ્વત્થમૃગ સામું જોયું તો શું તે હરણોનો રાજા ? કે તેજઃપુંજ, દેદીપ્યમાન, સ્નેહમયી દેવમૂર્તિ ?

નિત્યનિયમાનુસાર રાજાનો રસોઇઓ હાથમાં છરો લઇ, બળિદાનની જગાએ જઇ પહોંચ્યો, અને જુએ છે તો હરણનો રાજા સુવર્ણ મૃગ (અશ્વત્થ) બળિની જગાએ પડેલો જોયો. અત્યારે તેનો દેહ કમળના ફુલ જેવા રંગનો દેખાતો હતો. રસોઇઓ તે જોઇને આશ્ચર્યયુક્ત બની ગયો ! આનું કારણ શું હશે ? તે તેની સમજ શક્તિમાં આવી શક્યું નહિ. તેને લાગ્યું કે, આ શું ? આ બળિદાનની જગોએ આ કમળ પુષ્પોનો ઢગલો કોણે કર્યો હશે ? પરન્તુ પાસે જતાંની સાથેજ તેનો ભ્રમ દૂર થયો. આતો કમળ પુષ્પનો ઢગલો નથી. પરન્તુ કમળ પુષ્પ સરખો અશ્વત્થમૃગ પડેલો છે. રસોઇઆએ તેને જોઇ પૂછ્યું, "રાજા તું અહિંયા કયાંથી ? ચાલ ઉભો થા, રાજાએ તો તને અભયદાન આપેલું છે !"

"નહિ ! નહિ ! દાદા ! મ્હને અભયદાન નહિ જોઇએ ! મહારાજાએ ગઇકાલ એકાદશીનો ઉપવાસ કરેલો છે. તો આજ મારા માંસથી તેને દ્વાદશીનું પારણું કરાવવું જોઇએ. રાજાના માંસને રાજા વધારે પસંદ કરે છે !" અશ્વત્થ મૃગે જવાબ આપ્યો.

પરન્તુ નોકરથી તેનો ઘાત થયો નહિ. મહારાજાએ જેને અભયદાન આપેલું છે, તેને મહારાજાની અનુમતિ સિવાય કેવી રીતે મરાય ! આવો વિચાર કરી રસોઇઆએ કહ્યું, "સબુર કર, હું મહારાજાનો હુકમ લઇ આવું."

તે રસોઇઓ ધીમે ધીમે બ્રહ્મદત્ત રાજા પાસે જઇને કહેવા લાગ્યો, "મહારાજ ! આજ બળીની જગાએ અશ્વત્થમૃગ આવીને બેઠેલો છે !"

"કેમ ? મેં તો તેને અભયદાન આપેલું છે !" રાજાએ કહ્યું.

"પણ, તે તો આજે જ મરવાનું કહે છે ! આજ શુભ મહુર્તે મારાજ માંસથી મહારાજાને પારણાં કરાવવાં છે !"

"તેવું કદાપિ પણ બનશે નહિ ! બીજા કોઇને મોકલે ! તેવું તેને કહે !"

"મહારાજ ! મેં તેને બહુ બહુ રીતે સમજાવી કહ્યું પરન્તુ તે મારો એક પણ શબ્દ સાંભળતો નથી.

"તો પછી તેનો શો ઉપાય ! ઠીક, ચાલ એક વખત તે શું કહે છે તે તો સાંભળું." આટલું બોલી રાજાએ અશ્વત્થમૃગ પાસે જવાની તૈયારી કરી.

બ્રહ્મદત્ત રાજા પોતાના સુવર્ણના સિંહાસન ઉપરથી નિચે ઉતર્યો અને પોતાના હાથ પ્રતિહાર ખભા ઉપર મૂકી ઉભો રહ્યો આ વખતે તે ચિત્રા નક્ષત્રમાં ચંદ્રોદયના જેવો શોભતો હતો ! તેના માથાના મુગટને જડેલા હીરાની લહેરોથી તેના કપાળ ઉપર તારામંડલ ઝગમગી રહ્યું હોય તેવી શોભા દેખાતી હતી ! છાતીના ઉપર મણિની માળા તેજોમય તેજ પ્રસારતી હતી ! રાજાએ તીરછી નજરથી પ્રતિહારી સામું જોયું અરુણોદય સમયે શુક્રના તારા સમાન તેજસ્વી અને સંધ્યાકાળના આકાશ સમાન ગુલાબી રંગની છટા તે પ્રતિહારીના મુખ ઉપર દેખાતી હતી. મંદ મંદ ગતિએ ચાલતાં ચાલતાં તે પ્રતિહારી જાણે રાજાને રસ્તો દેખાડતી હોય તેમ તે રાજાની આગળ ચાલવા લાગી.

રાજાને ચમર કરનાર સુંદર તરુણી સુવર્ણ દંડનો ચમર પકડી ચમર ઢોળવા લાગી. છત્ર ધરનારે છત્ર ધર્યું કે રાજાની સ્વારી અશ્વત્થમૃગ પાસે જવા નીકળી.

રાજા અશ્વત્થમૃગ પાસે આવીને કહેવા લાગ્યો:—"નહિ ! નહિ સુવર્ણ રંગના રાજા, તું ઉઠ, ઉઠ, અને બીજા કોઇને મોકલ. મેં તને અભયદાન આપેલું છે તે માટે તું બીજાને મોકલ."

તો પણ અશ્વત્થમૃગ જગ્યાએથી બીલકુલ ઉઠ્યો નહિ અને બ્રહ્મદત્તરાજાના મોં આગળ ગર્ભિણી હરિણીની હૃદયદ્રાવક કથા તેણે નિવેદન કરી, અને ફેરવે બોલ્યો, "મહારાજ ! આજ હું જ મરનાર છું. ? બીજો કોઇ આજ પરોપકારાર્થે મરણ પામી પુણ્ય હાંસલ કરનાર નથી ?"

આવાં વચન મૃગનાં સાંભળી રાજા વિચારમાં ગરક બની ગયો. "અરેરે ! આ અજ્ઞાન પશુમાં જેટલી દયા છે તેટલી હું મનુષ્ય હોવાછતાં મારામાં તે દયાનો હજારમો હિસ્સો પણ ક્યાં છે ?" આવો વિચાર આવતાંની સાથેજ તે અશ્વત્થ મૃગને કહેવા લાગ્યો, "ઉઠ, અશ્વત્થમૃગ, અત્યારે તું ઉઠ ! હું તને નાશ કરનાર નથી, તેમજ તારૂં અનિષ્ટ પણ કરનાર નથી, હું તને વચન આપું છું ! તારી કાન્તિ દયાથી ઓતપ્રોત ભરેલી જોઇ મને ખાત્રી થાય છે કે, એ દયાના ગુણે કરીને જરૂર તું આજ મરવા સુદ્ધાં તૈયાર છે ! ઉઠ, તારો પ્રાણ આજ મેં તને બક્ષિસ કર્યો છે ! અને મારી એક સ્વાદેન્દ્રિયને તૃપ્ત કરવા સારૂં હું જે પાપ કરૂં છું. અને તમારી પાસેથી જે નિત્ય બળી લઉં છું તે આજથી હું પ્રતિજ્ઞા કરી કહું છું કે, મારા રાજ્યમાં હું એક પણ જાનની હિંસા નહિ થવા દઉં !"

અશ્વત્થમૃગ ઉભો થયો, રાજા સામું પ્રેમ ભરી દૃષ્ટિથી નિહાળી બોલ્યો, "નરરાજ ! તમારામાં આટલી દયા જોઇ, આવો મારા તરફનો પ્રેમ જોઇ, મારા હૃદયથી આજ દિન સુધી જે વાત હૃદયમાં છુપાએલી છે, તે તારા મોં આગળ આજ જાહેર કરૂં છું:—प्राणा यथात्मनोऽभीष्टा भूतानामपि ते तथा । आत्मौपम्येन भूतानां दयां कुर्वन्ति मानवः ॥ આ શાસ્ત્રના મહામંત્રને હમેશાં ધ્યાનમાં રાખી સ્વર્ગની પ્રાપ્તિ કરવા તરફ લક્ષ રાખવું. વળી યાદ રાખવું કે ખરો ધર્મ તે અહિંસાજ છે. *

સ્નેહયોગી.

---

* 'પ્રવાસી' પત્રિકામાંની એક વાર્તાનો અનુવાદ મરાઠીમાં થએલો તેનો અનુવાદ.

## રૂ૦ ૫૦,૦૦૦ રોકડાનાં ઈનામો !!

# "અમૃત જીવનરસ"

સ્ત્રી અથવા પુરૂપ, છોકરો અથવા છોકરી, ઘરડાં અથવા જુવાન કોઈને કાંઈ પણ દરદ હો કે ના હો–પરંતુ દરેકને તન્દુરસ્ત બનાવી, સર્વ રોગનાશક–"અમૃતજીવનરસ" સુખી જીંદગી બક્ષે છે. આ દવા પ્રત્યેકને હરહમેશ ઉપયોગ કરવા લાયક અમૃત સમાન છે. એવી અત્યુત્તમ કીંમતી દવા મળવા ઉપરાંત મોટાં ઈનામોનો અલભ્ય લાભ !! ટૂંક મુદતમાં ઘણો ઉઠાવ થઈ ગયો છે ને રોજ સંખ્યા બંધ ઑર્ડરો આવે છે માટે વહેલો તે પહેલો–૨,૦૦,૦૦૦ ઑર્ડરો પુરા થયે માગણી એકદમ બંધ કરવામાં આવશે. માટે Try your chance. You may will be one of the fortunate ones!

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧લું | ઈનામ | રૂ. ૧૨)ની દવા | એક ઓર્ડરે | ખરીદનારાઓ | વાસ્તે | રૂ. ૧૬,૦૦૦ |
| ૨જું | " | રૂ. ૬) " | " | | " | રૂ. ૧૨,૦૦૦ |
| ૩જું | " | રૂ. ૩) " | " | | " | રૂ. ૧૦,૦૦૦ |
| ૪થું | " | રૂ. ૨) " | " | | " | રૂ. ૭,૦૦૦ |
| ૫મું | " | રૂ. ૧) " | " | | " | રૂ. ૫,૦૦૦ |

દવા વી. પી.થી પ્રાઈઝ ટીકીટ સાથે મોકલવામાં આવે જે. જવાબ માટે ટીકીટ બીડવી. Wait not for the morrow but make haste and secure a supply and one of the above Prizes To-Day, Fortunate at your Door!

**"અમૃત જીવનરસ" ઓફીસ.**

ફોર્ટ–૧૧૫, મુંબઈ.

સદરહુ જાહેરાત દરેક માસિક અને અઠવાડિક તથા રોજીંદામાં છપાવવી છે પોતાના પત્રની કોપી સાથે ઉંચટનો ચાર્જ લખી જણાવવો.

પુસ્તક ૮મું. અંક ૫ મો.

# सत्संग.

માર્ગશિર્ષ. સં. ૧૯૭૩

काव्यशास्त्रविनोदेन कालो गच्छति धीमताम् ।
व्यसनेन तु मूर्खाणाम् निद्रया कलहेन वा ॥

માસિક

## ૐકાર બસ રટનાર છું.

માલેક ! હું મિસ્કીન તારી બંદગી કરનાર છું.
કરવા કદમ બોસી પ્રભો ! તુજ પાયમાં પડનાર છું.
ગાફિલ છું. જાહિલ છું. ગુમદિલ ને લાચાર છું.
હેવાન છું. નાદાન છું. બેઈમાન ગુન્હેગાર છું.

વળી ખલ્કના સૌ ખેલમાં ભટકેલ થઈ ભમનાર છું.
રસબસ બની રતિ રંગમાં રણડેલ થઈ રમનાર છું.
નાપાક, નાફરમાન પણ તુજ મહેરનો હકદાર છું.
આખિર થા. હરદમ હરિ ! તુજ વસ્લને ચ્હાનાર છું.

જૂઠી જહાંની સહુ બલાથી દાસ હું બેઝાર છું.
કરવા અગમ ઝાંખી સદા બેસબ્ર ઈન્તેઝાર છું.
ઈન્સાફ ના માગી શકું ! કિન્તુ અરજ કરનાર છું.
બુરાઈમાં બૂડેલ પણ તુજ મહેર પર જીવનાર છું.

પ્રભુ ! શું કહું વધુ આજ ? અવળા પંથમાં પળનાર છું.
અફસોસ ! અંતરમાં સદા પસ્તાઈને બળનાર છું.
બેગિન્તી ગલતી માફ કર ! પ્રભુ ! છેક હું ગમખ્વાર છું.
સંસારથી હાર્યો હવે ! મળવા તને તૈયાર છું.

તુજ રોષ જો પરમેશ ! તો દિલગીર પારાવાર છું.
ભૂંડો, ભલો પણ નાથ ! હું અતિ દીન તાબેદાર છું.
તારી કૃપાને પ્રેમ પર ઈતબાર હું ધરનાર છું.
ઈકબાલના સૌ અવનવા પછી ખેલ બસ જોનાર છું.

દિલ્કશ ! દહરમાં હું હવે પળવાર નહિ વસનાર છું.
તુજ હિજના મર્ઝે પ્રભુ ! મમ ઝીંદગી હણનાર છું.
મુજ અશ્કની ધારા વડે વળી અર્ધ્ય બહુ દેનાર છું.
સહુ ખેતમાં ગુણ રોજ તારા હું હવે ગાનાર છું.
ભટક્યો ભવે પણ હરિ ! હવે તુજ આશરે ઠરનાર છું.
તજી સહુ ખિલાફી ખલ્કની, ૐકાર બસ રટનાર છું.

ભારતી મંદિર
બરવાળા (ધંધુકા) } ધીરજ.

---

## ઈશ્વર સ્તુતિ.

અકળ કળા વિભુની ન કળાય,
નીર નેવના મોભ પળાય.
અપૂર્વ પૂર્વ તણા વર્તનનું આજ અહા પરિવર્તન થાય,—નીર.
આદિ અનાદિથી સુધરેલા,
દેશ વિદેશ વિષે ઉધરેલા.
આર્યાવર્ત તણા વતની સહુ અનાર્યવત્ સહુ સ્થાન ગણાય—નીર.
તત્ત્વ જ્ઞાન વિજ્ઞાને નિપુણા,
નીતિ રીતિ પ્રીતિ પરિ પૂર્ણા;
પતંજલિ મનુ કાપલ સ્થાને આજે સ્પેન્સર મીલ ભણાય—નીર.
મહાન મોગલ અકબર સામે,
હલ્દીઘાટ દારૂણ સંગ્રામે,
ઘૂમેલ નર વીરને વીસારી નેલ્સન ગુણ ગવાય—નીર.
ગ્રામોદ્ધાર તણા અનિવાર્યે
અત્ર એકત્ર થયા શુભ કાર્યે,
આ સાહિત્ય સમિતિ નહિ પણ લીટરરી ક્લબ નીમાય—નીર.
પશ્ચિમના પવને ખેંચાતા.
ગરીબ મમબંધુ વેચાતા,
પ્રભુ કર જોડી યાચું યાચું કર કરૂણા જગરાય.—અકળ.

કાલીયાવાડી) મણિભાઈ ખંડુભાઈ દેસાઈ.

---

# સદ્વર્તન

(માલિની છંદ)

અસત વચન કોદી, મુખ કોને ન કે'વું,
સદય હૃદયી સર્વે કાર્યમાં નિત્ય રે'વું,
અહિત ક્વચિત કોનું, ઉરમાં લેશ નાણો,
ભૂતલજન સહુને, આપણા ભાઇડુ જાણો, ૧
દુરબળ જન દેખી, ના દિલે દોષ લેવો,
પીડિત જીવ બિચારા, સૂચવે મર્મ કેવો.
નીરખી સ્થિતિ અમારી જાગૃત ઉર લાવો,
ભવિષ સબળ સાધો, જન્મ પામો ન આવો, ૨
દુખદ સમય દેખી, ધારવું 'હોય છોને;'
મન વચનજ કર્મે, દુભવાં નાહિ કોને;
મધુર મુદિત શબ્દે, લોકમાં માન લેવું;
પ્રભુપદ પર પ્રેમી, રાત ને દિન રે'વું. ૩.
સુખ સમય નિહાળી, છેક જાવું ના છાકી,
સુખ તણું મૂળ શોધી, ધારવી બુદ્ધિ પાકી;
સુકૃતનું ફળ માની, સદ્ય સત્કાર્ય સાધો,
ગણી પ્રભુ ફળદતા, પ્રેમમાં પૂર્ણ વાધો. ૪
નહિ નવનવી શંકા–થી બની મૂઢ રહેવું,
બની દૃઢ નિજ ટેકે, આત્મ વત્ જગ્ત જોવું;
પ્રભુજી સમિપ પેખો, નિત્ય વર્તન વિષે;
દૃષણ જરી ન દેખો, તેહમાં વ્યર્થ મિષે; ૫
પરમપ્રિય પ્રભુના, થૈ પ્રભુપ્રેમ માણો;
સકલ જન તણું હ્યાં, સાર્થ કર્તવ્ય જાણો;
નહિ નિચપદ જાશે, જગ્તમાં નામ જેનું;
ભવિષ ભગુ ભણાશે, ભાગ્યશાળીજ એનું. ૬

ભગવાન શિવશંકર

## —પ્રેમની યાદ—

એક સ્મિત મીઠું આપનું,
એક પ્રેમ દૃષ્ટિ આપની;
ક્ષણ ના વિસારૂં દૃષ્ટિથી,
મૂર્તિ ઉરે વસી આપની.
એક મિષ્ટ શબ્દ દ્રવિત મન,
ના સ્મૃતિ ભૂલે આપની,
કોમળ પ્રસાર્યો હસ્ત હસ્તે,
યાદ દે નિત આપની.

દેસાઈ મોતીલાલ મથુરાભાઈ મહુધાવાળા–

## આત્મને અર્પણ!

ઓ! નાથ!! હું કણુલાત આપું વિનંતિ મુજ ઊર લ્યો,
ગર્ભે! કરેલો કોલ તે સાચો ખરેખર! માનજો!
કર્તવ્ય–દિશા સૂચવો તે આત્મ–સિદ્ધી હું કરૂં!
હે! આત્મ! આ–તન! આજથી હું આપને અર્પણ કરૂં!

હોયે હુકમ યદિ આપનો! દીન–દાસને ઈન્કાર નહિ,
સેવા કરૂં હું રાત–દિન–ધરનો ઉપાડી ભાર સહી!
પરબ્રહ્મ! રક્ષક! જાણીને હું આપ આશ્રયમાં રહું!
હે! આત્મ! આ તન! આજથી હું આપને અર્પણ કરૂં!

અગ્નિ જળ વાયુ વિષે આકાશને પૃથ્વી વિષે,
જે વ્યક્તને અવ્યક્ત એવા બ્રહ્મના ગર્ભે વસે;
આ વિશ્વની રચના વિષે જે જ્યોતિ રૂપે ઝળહળે,
જગદંબ એ નવ વર્ષમાં સૌ લોકને સુખીઆં કરે;
સહુ કોઈના મનની મુરાદો પ્રેમથી પુરી કરે,
સંતસના હૃદયે સદા શાન્તિ સુધારસને ઝરે;
ભરે ભાવથી સહુ ભૂતમાં કંઈ ભવ્ય ચેતન અવનવું
ઉમંગને આનંદમાં વહે વર્ષ વિક્રમનું નવું;

સ્નેહયોગ




પુત્રઃ-"બાપુ, ક્યાં જઇ આવ્યા ?"

બાપઃ-પુત્ર, બજાર જઇ આવ્યો.

પુત્રઃ-"હાથમાં કંઇ વસ્તુઓ તો દેખાતી નથી?"

બાપઃ-"તે ગુપ્ત છે."

પુત્રઃ-"તે મને દેખાડો."

બાપઃ-તે દેખાડવા જેવો પદાર્થ નથી." ત્યારે જોઇએ તો તેનું માત્ર વર્ણન કરૂં તે સાંભળ."

પુત્રઃ-કહો, કહો બાપુ સાંભળું તો ખરો !

બાપઃ-૧ "કુલાચાર આ ગુણની બજારમાં ઘણીજ અછત છે, અને તે ઘણોજ મોંઘો થઇ ગયો છે. જુનો સંચય કરેલો માલ સઘળો ખપી ગયો છે, અને નવીન ઝાડો કંઇ ફળદ્રુપ થાય એમ જણાતું નથી."

૨ "કર્તવ્ય કર્મઃ-ઘણોજ ખરાબ પદાર્થ થઈ ગયોછે. કવચિતજ કોઇ કોઇ જગ્યાએ દ્રષ્ટિએ પડે છે."

૩ "સત્યાચરણઃ-બજારમાં બીલકુલ દષ્ટિએજ પડતું નથી."

૪ "નીતિ નિષ્ઠાઃ-ખરો અને અસલ માલ ક્યાંય નહીં. ઢોંગ ઢોંગ ઘણોજ માલુમ પડે છે."

૫ "નિન્દાઃ-આનાથી બજાર સમ્પૂર્ણ ભરેલ છે, જ્યાં જ્યાં જોઇએ ત્યાં ત્યાં એનાંજ વખાણ."

૬ "ગર્વઃ-બજારમાં પુષ્કળ છે. દેવાલયોમાં પણ પુષ્કળ છે. અને નવીન ઢબનોજ માલુમ પડે છે."

૭ "સભ્યતાઃ-બજારમાં લેશ પણ નથી. થોડી ઘણી કોઇ પાસે હશે, ત્યારે તે ઉધાર મળતી નથી."

૮ "દુર્ગુણઃ-પહેલેથીજ પુષ્કળ શિક્ષક્રમાં છે. તેમજ બહારનાં ગાડે ગાડાં હજી આવ્યાજ કરે છે. એના ગ્રાહકો ઘણાં છે."

૯ "અક્કલઃ-બહારની પુષ્કળ આવી છે, પણ થોડી છે. ઘણીજ મોંઘી વેચાય છે. ગ્રાહકો થોડાં છે."

૧૦ "સ્વદેશભક્તિ-તદન નહીં જેવી છે. થોડી ઘણી કોઇ કોઇ ઠેકાણે જણાય છે, પરંતુ તેની ખરીદી થતી નથી. દેખાવ ઉપરનો ઘણો છે અસલ કમી છે."

પુત્રઃ-"આજ તે વસ્તુઓ કે ?" આ તો બહુમૂલ્ય જણાય છે."

બાપઃ-"અમૂલ્ય છે. શાણા હશે તે આમાંથી જરૂર જેટલી ખરીદ કરી ખુશી થશે." ×

પારડી ) અમ્બેલાલ સવરામભાઇ દેસાઇ.

---



---

×-મરાઠી ઉપરથી.




## ચોવીશમું પરિચ્છેદ

આ તરફ મીરજાંના કમરામાંથી નિકળી ગયા પછી થોડીવારે ... જેમકે સૌ જગ્યાએ થાય છે—અમીનાને ભાન થયું. આટલી વખત પછી સમજી, પોતાનાથી ભારે ભૂલ થઇ ગઇ છે. તે કંઇ વખત સુધી મીરજાં આવશે તેવી આશાએ બેસી રહી, પરંતુ આશા નિષ્ફળ થઈ. અમીના જાણતી હતી કે તે ઘરમાંથી બહાર નથી ગયા, મકાનમાંજ છે, તો ક્યાં સુધી રહેશે, હાલ આવતાજ હશે. ઠીક, હાથમાં ભલે ન આવે, પણ તેમના પગનો અવાજ સાંભળતાંજ અમાના દોડીને તેમના પગે બાઝી પડશે. હાય—કોઇ પ્રકારનો અવાજ પણ નથી થતો. [પણ છે તે મકાનમાંજ. કંઇપણ થાય અમીનાથી બેસી રહેવાયું નહિ. ઉઠી ઉભી થઈ અને દીવો ચેતાવ્યો, કમાડ ઉઘાડી બહાર ગઇ. પરંતુ મીરજાં બહાર ન મળ્યા. ત્યારે તે ગયાં ક્યાં ?

અમીના પહેલાં માળ પર જઇને શોધવા લાગી, પણ મીરજાં ત્યાં હતા નહિં. કંઇ ગભરાઇને તે નીચે ઉતરી આવી. આવતાં આવતાં તે પોતાને હજારો ગાળો દેવા લાગી, દેવતાઓને સેંકડો વાર મરી જવાની પ્રાર્થના કરવા લાગી. આટલા સમય પછી મીરજાં માટે તેનું હૃદય દુઃખી થઇ ઉઠયું. ત્યારે તેનું દારુણ માન કોણ જાણે ક્યાં વહી ગયું. નાગ જેમ પોતાના માથાનો મણિ ગુમાવી ભમતો તરફડતો ફરે છે. તેમ અમીના પણ આખા મકાનમાં દોડવા લાગી પણ તેના હૃદયમણિનો કંઇ પણ પત્તો લાગ્યો નહિં. તે પોતેજ પોતાને કહેવા લાગી—"વહાલા ! તમો ક્યાં ગયા ? એકવાર મને દર્શન દો, હું આ વખતે જરૂર મારા પાપોનું પ્રાયશ્ચિત કરીશ. એકવાર આવીને મારા આ પત્થરના હૃદયપર લાત મારો......પોતાના હાથેથી મારા અપરાધોનો દંડ આપો."

અમીના ગાંડીની પેઠે ચારે તરફ જોવા લાગી, પણ મીરજાં જણાયા નહિં. ત્યારે મીરજાંનું અદર્શનજ તેને એક કઠોર દંડ જેવું જણાવા લાગ્યું. તેના દંડના બદલે તે પ્રાણ સુદ્ધાં આપવા તૈયાર હતી. હાય ! અમીના તારો સ્વભાવ હમો નથી ઓળખી શકતા.

અમીના એક કોટડીના દ્વાર પાસે આવી બોલાવવા લાગી—"બ્હેન ? બ્હેન !"

શબ્દ સાંભળતાંજ હસીના નિકળી આવી. પૂછ્યું, "શું થયું છે ભાભી ?"

અમીનાથી બોલી શકાયું નહિં, શું કહેવું, તે વિચારી શકી નહિં. હસીનાનો હાથ પકડી પોતાના કમરામાં લઇ ગઇ. બીજાના દુઃખ પર પ્રાણ આપી દેનારી હસીના સઘળો વખત પરોપકાર કરવા માટે તૈયાર રહેતી હતી. તે કંઇ ન કહેતાં શંકીત હ્રદયથી અમીના સાથે ચાલી આવી. અમીના તેને પોતાના કમરામાં લઇ આવી. ત્યાં પહોંચતાંજ હસીના ગભરાઇ બોલી ઉઠી—"ભાઇ નથી ?"

ભાઇને માટે તેના પ્રાણ વ્યાકુલ થવા લાગ્યા. તે એક દ્રષ્ટિએ પોતાની ભાભીનું મુખ જોવા લાગી. અમીના બોલી—"તે નથી, તેથી તો તમને બોલાવી લાવી."

હસીનાનું હ્રદય ધડ ધડ ચાલવા લાગ્યું. ધ્રુજતી ધ્રુજતી બોલી,—"ભાઇ ક્યાં ગયા ?"

અમીના હવે પોતાના મનની વાત સંતાડીને બોલી—"જુવો કંઇ બે ભાન થઇને પડી જતાં ના. ભાઇને જોતાં નથી તો નેત્રો આગળ અંધારૂં જુવો છો."

હસીનાના શરીરમાં પ્રાણ આવ્યો. પહેલાં અમીનાની બોલી સાંભળી તેને ઘણી બીક લાગી હતી. પણ હવે તેની બોલી તેવી ન

હોતી. ત્યારે હોય ન હોય, હસીનાએ ખોટું સમજ્યું હતું. નિદ્રામાંથી અકસ્માત્ જાગી ઉઠી હતી, તેથી ભૂલ સમજી હશે. પણ ન જાણે કેમ, હજુ પણ તેનું મન ગભરાઇ કેમ રહ્યું છે. ભાઇ માટે તેનો આત્મા આટલો વ્યાકુલ કેમ થઇ રહ્યો છે ? તેણે ફરી પૂછ્યું, "ભાભી ! મારા ભાઇ ક્યાં ગયા છે ?"

ભાભીએ ઉત્તર આપ્યો,–"ચૂલામાં ગયા છે. ક્યાં જાય છે " તે મને કહિને થોડાકજ જાય છે ?

અમીનાની તે આત્મગ્લાની, તેનો તે હૃદય ભેદી પસ્તાવો આટલામાં ક્યાં ગયો. હસીના સાથે આવી વાતો કેમ બોલી રહી છે ? હમો તો પહેલાંથીજ કહી ચૂક્યા છીએ; આપ લોક અમીનાનો સ્વભાવ સહજમાં સમજી શકો તેમ નથી.

અમીનાએ ત્યારે કહ્યું–"હારા ભાઇ માટે આટલા અસ્થિર થઇ રહ્યાં છો તો તેમને શોધો. કહોતો હું પણ સાથે આવું. તમારા ભાઇ ઘરમાંજ કંઇ સંતાયા હશે.

એમ કહીને અમીના પોતાની નણુંદનો હાથ પકડીને તાણવા લાગી. એટલા જોરથી તાણ્યો કે હસીનાને આચકો વાગ્યો. પરંતુ તે સમય ભાઇ માટે એટલી વ્યાકુલ થઇ રહી હતી કે પોતાના શરીરની સ્થિતિનું તેને કંઇ ભાન થયું નહિં. અમીનાએ કહ્યું, " જુવો, અહિં કહિં હશે, જલદી શોધી કાઢો, નહિ તો તમને પકડી અહિંયાથી ફેંકી દઇશ. "

અમીનાની અસ્થિરતા ધીરે ધીરે વધતી જતી હતી તેની લોલીથી અધીરતાનાં ચિહ્નો જણાતાં હતાં. તે સૌની સામે પોતાનો અહંકાર અડગ રાખી શકતી હતી. પરંતુ તે સમય પોતાના મનનો ભાવ તેનાથી છુપાવી શકાયો નહિં. હસીના પોતાની ભાભીને કંઇ કંઇ ઓળખતી હતી. તેથી તેણે કંઇ વિચાર કરી કહ્યું, " ભાભી ! હું મારા કમરામાં ચાલ્યા જાઉં. મ્હારા ભાઇ પોતેજ આવશે. સામે તે નિકળશે નહિં."

ત્યારે અમીનાએ ગુસ્સે થઇ કહ્યું– ગોએ તેમને કંઇ કરી દીધું છે. તમો ન પણ તમને જોશે ત્યારેજ આવશે, મારા સામે નહિં આવો જલદી શોધી લાવ ? સત્વર કે લાવ ! બસ વાર ના કરો. "

હસીનાના હાથમાં દીવો હતો દીપકના અજવાળામાં અમીનાનું મુખ તેનાં નેત્રોમાં ક્રોધનો અગ્નિ બળી રહ્યો છે. નેત્રોમાં બે ટીપાં આંસુ પણ જણાય અગ્નિ અને જળ તે બન્નેનો એક સાથે સં થયો છે. હમો ફરી પણ કહીએ છીએ, નાને કેમ ઓળખી શકીએ ?

## અગત્યની જાહેર ખબર.

**શરમ અને ફેશન**—ફાટેલાં કપડાં શી અને મેલાં કપડાં પેહરીને પહેરવામાં જરા શરમાશો નહિ. વળી ફેશનની બિલકુલ ન કરતાં તમારાં પગરખાં તથા કપડાં બદલે થોડાક ઢીલાં બનાવો.

**શરદી અને ગરમી**—ઋતુઓને માલૂમ પડતી બહારની શરદી કે ગરમીને ન ખમી શકો તો નક્કી સમજજો કે નાજુક નહિ પણ સુરઘસ છો; અથવા સામે સાદા ઉપચારોથી રક્ષણ કરવા સામાન્ય અક્કલ પણ તમારામાં નથી.

**જીવ્યાથી મુવા ભલા**—તમે દિવસે એવા બનતા જાઓ કે જેથી તાપૂર્વક તમારા દેશને કાંઈ પણ લાભ ચાડી શકે. જેઓ એવા બનવાને ન તેમણે જીવવા કરતાં મરી જવું એ સારૂં છે.

**જુવાનનો વૃદ્ધ**—જીવનચરિત્રો ઇતિહાસના વાંચનથી મનુષ્ય જુવાનનો બની જાય છે ખરો; પણ તેથી કાંઇ ડોસ પેઠે તેના વાળ સફેદ બની જતા નથી કે ન તેનાં દાંતો બેસી જઇને ગાલપર કરચલીં પડતી. હા, તે વૃદ્ધ મનુષ્યના જેવો અનુભવાનો બને છે ખરો; પણ કાંઇ ડોસાજી જે ખાખા પોપચ (શક્તિહીન) બની જતો નથ

# નિર્દોષોની કતલ.

## દયાળુ રાજ્યકર્તાઓને વિનંતિ.

ડાહી નીતિને નામે ગરિબ પ્રાણીઓની કતલ જગતમાં કરવા દેવામાં આવે છે. તેથી માયાળુ રાજ્યકર્તાઓનું ધ્યાન હું નીચેની સત્ય બાબતો ઉપર ખેંચવા રજા લઉં છું.

### ૧ ડાહી નીતિએ વિધવાઓને જીવતી બાળી હતી.

સતિને નામે હજારો હિંદુ વિધવાઓને હિંદુસ્તાનમાં જીવતી બાળી મુકવી એ ફેશન હતી

ગવર્નર જનરલોપછી ગવર્નર જનરલોએ આ નીતિનો ડાહી નીતિ ગણી અને આવા ભયાનક ગુન્હાઓ ચાલવા દીધા હતા.

લોર્ડ વિલિયમ બેન્ટિકે આ ડાહી નીતિને લાત મારી અને સતી ન થવાના રિવાજને બંધ કરી આશીર્વાદિત થયો.

### ૨ ડાહી નીતિએ ભયંકર ગુલામી ધંધાને ચાલવા દીધો હતો.

ઇતિહાસના અભ્યાસીઓ જાણે છે કે ગુલામોનો વેપાર મનુષ્યને દુઃખી કરવામાં કેટલો બધો જવાબદાર છે.

ગવર્નમેંટો પછી ગવર્નમેંટો પૃથ્વી ઉપર થઇ ગઈ અને તેઓએ એ ગુલામી ધંધાને ચાલવા દેવામાં ડાહી નીતિ માની.

ઈંગ્લાંડના રાજા ચોથા વિલિયમે આ ડાહી નીતિને લાત મારી અને ગુલામી કાયદો રદ કરી આશીર્વાદિત થયો.

### ૩ ડાહી નીતિએ પ્રાણીઓ પ્રત્યે ક્રુરતા ચલાવવા દીધી.

લાખો ગરીબ પ્રાણીઓ તરફ માણસો ઘણુંજ ક્રૂર રીતે વર્તે છે.

ગવર્નમેંટો પછી ગવર્નમેંટ વિશ્વમાં મનુષ્યોને આવી ખરાબ રીતે વર્તવા દેવામાં ડાહી નીતિ માની.

ઈંગ્લાંડના રાજા ચોથા જ્યોર્જે આ ડાહી નીતિને લાત મારી, અને દુનિઆમાં પહેલ વહેલો પ્રાણી રક્ષણનો કાયદો પ્રસાર કર્યો.

### ૪ ડાહી નીતિએ ધર્મમાં પણ દુષ્ટતા ચાલવા દીધી

સ્વર્ગના ઉમેદવારો ધર્મને નામે હિંદુસ્થાનમાં હજારો ગરીબ પ્રાણીઓનો દુષ્ટતાથી વધ કરતા હતા

હિંદુસ્થાનના સેક્રેટરીઓ પછી સેક્રેટરી આવી ગયા અને આવા સ્વર્ગના ઉમેદવારોને ધર્મને નામે ઘાતકી થવા દેવામાં તેઓએ ડાહી નીતિ માની.

જ્યારે લોર્ડ મોર્લી હિંદુસ્થાનના સ્ટેટ સક્રેટરી નીમાયા, ત્યારે તેણે એ ડાહી નીતિને લાત મારી -અને આવી ધાર્મિક દુષ્ટતા બંધ કરવાનું પુણ્ય વ્હોર્યું.

### અંતિમ પ્રાર્થના.

દરેક રાજ્યકર્તાઓને એક દિવસ તેઓએ આ વિશ્વમાં કરેલાં કામોનો હિસાબ આપવા પરમાત્મા પાસે ઉભું રહેવું પડશે.

આથી હું આ પૃથ્વીપરના દરેક રાજ્યો અને સ્ટેટોમાંના રાજ્યકર્તાઓને પ્રાર્થના કરૂં છું કે ગરીબ અને નિર્દોષ પ્રાણીઓની કતલ જેમ મહારાજા અશોકે બંધ કરી હતી તેમ બંધ કરવાની પ્રાર્થના કરૂં છું.

અશક્ત મુંગા અને નિર્દોષ પ્રાણીઓને ખાટકીઓની દુઃખદાયક છરીથી બચાવવાના પરોપકારપણાની બરોબરી બીજા કયા પરોપકારથી થઇ શકે એમ છે.

દરેક માણસો ગરીબ પ્રાણીઓની જે વખતે ગરદન કપાય તે વખતે પોતાનીજ તે સ્થળે હોવાની અટકળ કરો જેથી ઉપરના વચનોનો સાક્ષાત્કાર તેઓને થાઓ.

જુનાગઢ) લાભશંકર લક્ષ્મીદાસ.

# *એક વેજીટેરીઅનની અદભુત શક્તિ.

(રા. નારણજી બાપુભાઈ દેસાઈ.)

મી. સદાશિવ વિશ્વનાથ દાતાર નામના એક ગૃહસ્થે ૧૯૧૫ માં દોડવાની શરતમાં ત્રણ કલાકમાં ૨૭ માઇલ દોડી દુનીઆના એક ઉત્તમ દોડનાર તરીકે પોતાને સાબેત કીધા છે. તેઓ એક વેજીટેરીઅન હોવાથી અમો તેની જીંદગીનો કેટલોક હેવાલ અત્રે આપીએ છીએ. જો એમનો જન્મ કોઇ બીજા દેશમાં થયો હોત તો તેઓ આજ સ્થળે સ્થળે અને ખૂણે ખૂણે જાણીતા થયા હોત અને એમને આશરો આપનારની સંખ્યા હજારોની થાત.

મી. સદાશિવનો જન્મ ૧૮૮૭ માં દક્ષિણની અંદર આવેલાં સાંગલી નામે દેશી રાજ્યમાં એક ગરીબ પણ પ્રામાણિક અને ઉંચા બ્રાહ્મણને ત્યાં થયો હતો. એના પિતાએ એક નાની પ્રાથમિક શાળા સ્થાપી હતી અને તેમાંથી પોતાનું ગુજરાન ચલાવતા હતા. સદાશિવ જે એના પિતાનો બીજો છોકરો હતો તે નાનપણથી એક ચાલાક તોફાની છોકરા તરીકે જાણીતો હતો. સદાશિવને ભાગ્યે દશ વર્ષ નહિ થયા હશે એટલે પ્લેગથી એના પિતા તથા મોટાભાઇ ગુજરી ગયા. આ પ્રમાણે એણે હજી ત્રણ ચાર ચોપડી તો પુરી કરી નહિં એટલામાં એને માથે દુનીઆદારીનો તથા ભરણ પોષણનો બોજો માથે આવી પડયો. આ રીતે તેણે ભણવાનું મુકી દઇ એક તાંબા પિત્તળનાં વાસણ બનાવવાની દુકાન કાઢી, જે હજી પણ તે ચલાવે છે. આની આવક પર તેઓ જેમ તેમ કરી પોતાનું ગુજરાન ચલાવે છે.

નાની ઉમરથીજ એને શારીરિક કસરતનો ભારે શોખ હતો. પહેલાં એણે મલકુસ્તી શીખવાનો વિચાર કીધો. પણ દોડવા તરફ એનું લક્ષ વધારે ખેંચાયુ અને ત્યારથીજ તેણે એ કામ શરૂ કીધું. એણે પોતાની પ્રથમ કારકીર્દી પંદરમા વરસથી શરૂ કીધી, અને ૧૫-૨૦ મીનીટમાં બે માઇલ સહેલાઇથી દોડાય છે એમ એને લાગ્યું. એક વરસ પછી પોતાની તાલીમ જારી રાખવાનો એણે એક નવો ઉપાય શોધી કાઢયો. સાંગલીથી સવા બે માઇલને છેટે બે નદીના સંગમ ઉપર એક મહાદેવનું શિવાલય આવેલું છે જે ઘણુંજ પવિત્ર મનાય છે. હવે મી. દાતારે એવું પણ લીધું કે મળસકામાં ઉઠી દરરોજ સંગમેશ્વરે જઇ મહાદેવના દર્શન કરી ત્યાંથી પાછા ફર્યાં બાદ ઘેર આવી ખાવું. જ્યાં સુધી દર્શન કરી અવાય નહિ ત્યાંસુધી કંઇ પણ અન્ન ફળ લેવું નહિં. આથી બે કામ એકી વખતે સાધવાનું તેણે મનમાં લીધું. એ પ્રમાણે આજ દસ વરસ થયાં તે દરરોજ જતાં આવતાં બધી પાંચ માઇલની મજલ ૨૫ મીનીટમાં દોડે છે. આ તેની એક ધાર્મિક ફરજ હોવાથી તેમાં તે કોઇ દિવસ ચુકેલો નથી. અને ત્યાં જઇ આવ્યા વિના અન્ન અગર ફળનો એક કોળીઓ લેતો નથી. પોતાનામાં આવી દોડવાની ઉત્તમ શક્તિ છે એવું ભાન એને ત્રણેક વરસ પર થયું. તે શક્તિ સાબીત કરી જોવા તેણે સાત માઇલ પર આવેલાં બીજાં મંદિરે દોડી દર્શન કરી પાછા આવવાનું માથે લીધું. આ પ્રમાણે તે ૧૪ માઇલ સવા કલાકની અંદર જઇ આવ્યો. પહેલી વખત તો આ તેને અજાયબ જેવું લાગ્યું, પણ ફરી બીજી વાર એક સાઇક્લીસ્ટ સાથે દોડતો ગયો અને ધારેલા વખતે પાછો આવ્યો. આથી એને પાકી ખાત્રી થઇ કે એ શક્તિ હજી વધારે ખીલવવાથી વધુ સારા પરિણામો આણી શકશે. ત્યાર પછી ૧૯૧૫ ના માર્ચમાં દખણ જીમખાનાના રમત ગમતના વાર્ષિક મેળાવડા વખતે તે ૩ કલાક ૮ મીનીટમાં ૨૭½ માઇલ દોડી શકયો હતો, અને સપટેંબર ૧૯૧૫માં તે ૨ કલાક ૫૯ મીનીટમાં ૨૬ માઇલ દોડયો હતો.

* અંગ્રેજી ઉપરથી—

તેને દોડતી વખતનો પોશાક ઘણો સાદો હોય છે. ત્યારે તે એક પહેરણ, ટુંકી ધોતી અને માથે ટોપી પહેરે છે. તે પોતાના પગ ઉઘાડા રાખે છે અને હાથમાં એક દંડુકી પકડે છે.

તેનો ખોરાક ઘણોજ સાદો છે. અને તે માંજ તેની ફતેહ સમાયલી છે. બ્રાહ્મણ હોવાથી તે એક પકકો વેજીટેરીઅન છે. અને દારૂ અગર એવા બીજા કોઇ કેફી પીણાં લેતો નથી. દરેક ખોરાક વખતે બાજરીની રોટલી, ચોખા, કઢી અને શાક ભાજી લે છે. તેને કદી પણ ઘઉંની રોટલી, ફળ અગર એવાં બીજા પૌષ્ટિક ખોરાકો લેવાની ટેવ નથી. અડધા શેરથી વધારે દુધ એકી વખતે તે કદી પણ લેતો નથી. તે કદી પણ નિયમ ઉપરાંત વધારે ખોરાક ખાતો નથી. અને તેથી તે છેલ્લાં પંદર વરસમાં કોઇ દીવસ માંદો પડયો નથી. તેને વળી ચા કાફી લેવાની પણ ટેવ નથી. પણ કોઇ કોઇ વાર તે બીડી પીએ છે પણ તેની તેને ટેવ નથી. હજી તે કુંવારો છે.

અજાયબ જેવી વાત છે કે દોડવામાં આટલો કુશળ નીવડયાં પહેલાં તે ઉસ્તાદ તરનારો ગણાતો હતો. ચોમાસામાં તે કૃષ્ણા નદી જ્યારે ભરપુર હોય છે ત્યારે કલાકો સુધી તર્યા કરે છે. તે વધુ વખત પાણીમાં તરી શકે છે અને તરવાની ઘણી યુક્તિઓ જાણે છે.

તેને તરતો જોવો એ પણ એક મોજ છે. તરતી વખતે તેમજ દોડતી વખતે તે હમેશ શાંત રહે છે અને હાંફી જતો નથી.

| એનું માપ નીચે મુજબ છે. | ફુટ-ઇંચ |
| --- | --- |
| ઉંચાઇ | ૫-૩૩/૮ |
| છાતી | ૩૩૪/૫ |
| ,, (પહોળી કર્યા પછી) | ૩૫૧/૨ |
| ગરદન | ૧૩,, |
| કમર | ૨૮૧/૨ |
| જાંગ | ૧૯૧/૨ |

દોડવામાં અગર તરવામાં એને કોઈ પણ ઉસ્તાદે કેળવ્યો નથી. જે કાંઇ શીખ્યો તે પોતાની મેળેજ.

# કવિ નજીર અકબરાબાદી.

ઉર્દુ સાહિત્યના બાગમાં અનેક કવિકોકિલાઓએ પોતાનાં મધુર કૂજનો રેલાવ્યાં છે પરન્તુ જે ગાન કવિનજીરે ગાયું છે તે કોઇથી ગવાયું નથી. જુલ્ફ, નાઝ, બેવફાઇ, હુસ્ન વગેરે વિષયોથી આગળ વધી બહુજ થોડા કવિઓએ પગ મૂકયા છે. પણ નજીરે તો ઇશ્વરની પ્રત્યેક પ્રકારની સૃષ્ટિમાં સૌંદર્યની ઝલક જોઇ છે. તેણે જે વિષય ઉપર કલમ ચલાવી છે તે વિષયનું બરાબર નિરૂપણ કર્યું છે. કવિનું કળાવિધાન એવું તો અદ્વિતીય છે કે તેની બરાબરી કોઇ કરી શકયું નથી.

નજીરનું નામ શેખવલી મહમ્મદ હતું. તે અકબરબાદ (આગ્રા) નો રહેવાસી હતો. એનો જન્મ કયાં થયો, કયારે થયો ને કઇ માતાના પેટથી થયો એની બરાબર માહિતી મળતી નથી.'હિન્દગાની-એનજિર' ના લેખકના મત પ્રમાણે એના પિતાનું નામ મહમ્મદ ફરૂખ જણાયું છે. નજીર બહુ કુશળ આદમી હતો. તેણે કદી કોઇ અમીર-ઉમરાવના દરબારમાં જઇ હજુરીયાનું કામ કર્યું નથી. કારણ કે કિતાબો લખવાના વ્યવસાયને લીધે તેને બીજું કશું રૂચતું ન હોતું. નજીરને આ દુનિયામાંથી ગયાને બહુ વખત થયો નથી. તેને નજરે જોનારા વૃદ્ધ માણસો પણ હજુ કેટલેક ઠેકાણે મળી આવે છે. લોકકથા એમ છે કે નજીર મહિને ત્રણ રૂપિયા લઇને એક વિદ્યાર્થીને ભણાવતો હતો. એવી અવસ્થામાં એક શ્રીમાનને ત્યાં મહિને ૮૦) રૂપિયાની જગ્યા આપવાનો સંદેશો આવ્યો. નજીરે તેનો જવાબ આપ્યો કે વર્તમાન માલિકની મંજુરી વિના હું બીજે નોકરી કરી શકતો નથી; જ્યારે નજીરે માલિકને પૂછ્યું ત્યારે તેણે ત્રણ રૂપિયા સાથે જમવાનો પણ પ્રબંધ ગોઠવી આપ્યો.

સંભવ છે કે નજીરને પોતાની પાઠશાળા હોવી જોઈએ. તેમાં ઘણા વિદ્યાર્થીઓ ભણતા.

હોવા જોઇએ. અને ભક્તિ તથા શ્રદ્ધાથી નજીરની સેવા તેઓ કરતા હોવા જોઇએ, કારણ કે તેને બીજાના તાબામાં રહેવાનો કંટાળો હતો.

કવિતાના વિષયમાં નજીર કોઇનો શિષ્ય થયો નહોતો અને થયો હોય તો તે વિષે કાંઇ જાણવામાં આવ્યું નથી. કલ્પના થઇ શકે કે તે શિષ્ય હોય તો મીરનો થઇ શકે. નજીર એક એવો કવિ સમાજમાં થઇ ગયો કે તેણે માત્ર મીરનીજ એક શેરને પસંદ કરી હતી, આથી એમ સિદ્ધ નથી થતું કે તે મીરનો શિષ્ય હતો! અમે તો ખાસ આગ્રહ પૂર્વક કહીએ છીએ કે તે મીરથી ચડી જાય એવો હોવાથી તેનો શિષ્ય થઇ શકે નહિજ. ક્યાં મીરનો રંગ અને ક્યાં ઉર્દુ-કવિતાને નવો શણગાર સજાવનાર નજીરની સૌંદર્ય સૃષ્ટિ! ઉંચી કોટીના કવિઓમાં સૌંદર્યોપાસના સ્વાભાવિક હોય છે. તેઓ બાહ્ય તેમજ અભ્યન્તર સૌંદર્યના ઉપાસક હોય છે. તે એકવાર નજીર કોઇ બાગમાં ફરતો હતો, એટલામાં ત્યાં એક અત્યંત રૂપવતી સુંદરી આવી. તેને જોઇને કવિએ નીચે પ્રમાણે કહ્યું–

કરમ કરદન બ હવાલે ગરીબાં
જ દિલદારાં જ દિલદારી તરા ગુફ્ત.

થોડીવાર પછી એ સ્ત્રીએ જવાની રજા માંગી, ત્યારે તેનો હાથ પકડીને તેને રોકી. જ્યારે તે સ્ત્રીએ કહ્યું કે "જનાબ! મને એમ થાય છે કે હું હવે ઉડીને ચાલી જાઉં" ત્યારે નજીરે કહ્યું કે "હું તમને ન જવા દઉં એમ મને થાય છે."

"શું આપ મારા ઉપર મોહિત થયા છો!" તે સ્ત્રીએ પૂછ્યું.

"હું તો પવિત્ર ભક્ત છું', નજીરે જવાબ આપ્યો.

"તો રિન્દ (મસ્ત, બેપરવા, ધર્મમર્યાદાનું ઉલ્લંઘન કરનાર, મનથી પવિત્ર ને ઉપરથી સ્વચ્છંદી) બની જાવો."

"હજુ સુધી તો એવો નથી થયો."

"હવે થઇ જાઓ."

"હવેની હકીકત ખુદા જાણે!"

એટલું સાંભળી સુન્દરી ચાલી ગઇ. નજીર સૌંદર્યનો ઉપાસક હતો, કિન્તુ તે પવિત્ર ભાવોથી, ભરેલો હતો. તેની ઉપાસના કામજન્ય નહોતી એના ચિત્ત ઉપર તે સુન્દરીની વાતોથી કાંઇપણ નઠારી અસર થઇ નહિ!

નજીરે ઋતુવર્ણન, સંસારીની નશ્વરતા, ઇશ્વરની મહત્તા, કુદરત, વગેરે અનેક વિષયો ઉપર કવિતાઓ લખી છે. અને પ્રાયઃ બધુંજ નૈસર્ગિક વર્ણન કરેલું છે. એનું નૈસર્ગિક વર્ણન જોઇને સહસા મોઢામાંથી ઉદ્ગાર નીકળે છે કે ધન્ય ઉર્દુ સાહિત્યના શેકસપિયર! શેકસપિયરનાં કાવ્યો વાંચતાં પ્રતીત થાય છે કે તેના હૃદયમાં વિજાતીય મનુષ્યો તરફ ઘૃણા હતી. તેના મર્ચન્ટ ઑફ વેનિસમાં યાહુદીનું કેવું ચિત્ર ઉતાર્યું છે! પરન્તુ નજીરના મુખથી "કૃષ્ણ કન્હૈયાંકા બાલપન" સાંભળીને કોણ એવો લાગણીહીન માણસ હોય કે જેનું હૃદય ડોલાયમાન ન થાય!

નજીર અરબ્બીનો મૌલવી અને ફારસીનો ફાજિલ હતો, પરન્તુ તેણે ઉર્દુ એટલી સરસ લખી છે કે વારંવાર વાંચવાનું મન થાય છે. નજીરનાં કાવ્યોમાં કાંઇક એવું માધુર્ય છે કે જે શબ્દોમાં આવી શકતું નથી! (મોઢે કહી શકાતું નથી.) વાચકના ચિત્ત વિનોદાર્થે તેમાંની થોડી કવિતાઓ આ નીચે આપેલી છે અને અમે આશા રાખીએ છીએ કે વાચક નજીરના દિવ્ય રૂપમાં અથવા એક સાચા કવિના શુદ્ધ સ્વરૂપમાં લીન થાય! લક્ષ્મીને કોઇ માથા ઉપર બાંધીને લઇ જઇ શકતું નથી? તેની ગતિ ત્રણ પ્રકારની છે "दानं भोगो नाशस्तिस्रो गतयो भवन्ति वित्तस्य" નજીર તેની 'બાબા' નામક કવિતામાં લખે છે. કે:—

૧. જરકી જો મુહબ્બત તુઝે પડ જાયગી બાબા
દુઃખ ઉસમેં તેરી રૂહ બહુત પાયગી બાબા
હર ખાને કો હર પીને કો તરસાયગી બાબા

દોલત જો તેરી યૌં હૈ ન કામ આયગી બાબા
ફિર ક્યા તુઝે અલ્લાહ સે મિલવાયગી બાબા.
૨. દૌલત જો તેરે પાસ હૈ રખ યાદ તૂયે
બાબા ખા તૂભી ઔર કર ખુદાકી રાહમેં ખેરાત
દેનેસે ઇસીકે તેરા ઊંચા રહેગા હાત
ઔર માંભી તેરી ગુજરેગી સો ઐશસે ઔકાત
ઔર વાંભી તુઝે સેર યે દિખાયગી બાબા.
૩. યહ તો ન કિસી પાસ રહી હૈ ન રહેગી
જો ઔરસે કરતી રહી તુઝસે ભી કરેગી
કુછ શક નહીં ઇસમેં જો બઢી હૈ વહ ઘટેગી
જબ તક તૂ જિયેગા તુઝે વહ ચૈન ન દેગી
ઔર મરતે હુએ ફિર યે ગજબ લાયગી બાબા.

सर्वं खल्विदं ब्रह्म—ના વિચારોને પણ નઝીરે પોતાની કવિતામાં ગુંથ્યા છે. એનું ઉદાહરણ આ પ્રમાણેઃ—

તનહા ન ઉસે અપને દિલે તંગ મેં પહચાન
હર બાગ મેં હર દસ્ત મેં હર સંગ મેં પહચાન
બે રંગ મેં બારંગ મેં ને રંગ મે પહચાન
મંજિલ મેં મકામાત મેં ફરસંગ મેં પહચાન
હર આન મેં હર બાન મેં હર ઢંગ મેં પહચાન
આશિક હૈ તો દિલબરકો હર ઇક રંગ મેં પહચાન

નઝીરે એક બેનઝીર કવિતા પ્યારા કૃષ્ણના બાળપણ ઉપર લખી છે વાચક! જુઓ કેવી અમૃતમયી કવિતા છેઃ—

૧. જાહિરમેં સુત વો નન્દ જસોધાકે આપ થે
વરના વો આપ હી માઇ ઔર આપહી બાપ થે
પર્દેમેં બાલપન કહિયે જિન્હે સો વો આપ થે
જોતી સરૂપ કહિયે જિન્હેં સો વો આપ થે
ઐસા થા બાંસુરી કે બજૈયાકા બાલપન
ક્યા ક્યા કહું મૈં કૃષ્ણ કન્હૈયાકા બાલપન
ઉનકો તો બાલપનસે ન થા કામ કુછ જરા
સંસારકી જો રીતથી ઉસકો રખા બજા
માલિક થે વો તો આપ ઉન્હેં બાલપનસે ક્યા
વહાં બાલપન જવાની બુઢાપા સબ એક થા
ઐસા થા બાંસુરીકે બજૈયાકા બાલપન
ક્યા ક્યા કહું મૈં કૃષ્ણ કન્હૈયાકા બાલપન
બાલે હો બિરજરાજ જો દુનિયામેં આ ગયે.
લીલા કે લાખ રંગ તમાશે દિખા ગયે.
ઇસ બાલપન કે રૂપ મેં, કિતનોં કો ભા ગયે
ઇક યેભી લહર થા કિ જહાં કો જતા ગયે.
ઐસા થા૦
ક્યા ક્યા૦
યોં બાલપન તો હોતા હૈ હર તિફ્લ કા ભલા
પર ઉનકે બાલપન મેં કુછ ઔર ભેદ થા.
ઇસ ભેદ કી ભલાજી કિસીકો ખબર હૈ ક્યા
ક્યા જાને અપને ખેલને આયે યે ક્યા ભલા
ઐસા થા૦
ક્યા ક્યા૦

આવાં રસભરિત કાવ્યો વાંચતાં સહસા મુખમાંથી નીકળી પડતા શબ્દો એટલાજ હોય કે ધન્ય! ભક્તશિરોમણિ કવિ નઝીર! નઝીર!! વળી આંખો પ્રેમાશ્રુથી ભરાઇ આવે તો એમાં પણ આશ્ચર્ય નથી! નઝીરની એ પ્રેમોન્માદમયી મૂર્તિ આંખો સામે આવીને હૃદયને વિહ્વળ બનાવી દે છે. કવિતા તેનુંજ નામ છે કે જે હૃદયમાં ઉન્માદ પેદા કરે!

નઝીરે 'બરસાતકી બહારે' 'મુફલસી' 'બનજારે નામા' આદિ અન્ય પણ ઘણી કવિતાઓ લખી છે. અમે કેટલુંક વર્ણન કરી બતાવીએ? છેવટે એ ભક્ત કવિના સ્વરમાં સ્વર મિલાવી કહીએ છીએ કેઃ—

સબમિલ કે યારો કૃષ્ણ મુરારી કી બોલો જય
ગોવિન્દ છૈલ કુંજબિહારી કી બોલો જય
દધચોર ગોપીનાથ, બિહારીકી બોલો જય
તુમભી નઝીર કૃષ્ણ મુરારીકી બોલો જય.+
બરવાળા.) ધીરજ.

+ હિન્દી-સરસ્વતી ઉપરથી નોટ—મીયાં નઝીરની કાવ્યકૃતિ ઉપર એક વિસ્તૃત નોંધ 'વીસમી સદી' માસિકનાં એપ્રિલ ૧૯૧૬ ના અંકમાં જાણીતા લેખક રા. રમણિક એમ. મહેતાએ લખી છે. તેમાં તેનાં કુદરતનાં કાવ્યો કે જે અંગ્રેજ કવિ બાયરનનાં કાવ્યોને પણ ઘડીવાર ભૂલાવી દે તેવાં છે. તેનો તેમજ ભક્તિ રસમાં અને અન્ય વ્યવહારિક કાવ્યોનો પણ ઘણો ઉત્તમ આસ્વાદ ગુજરાતી આલમને ચખાડ્યો છે. પ્રસ્તુત લેખમાં રા. મહેતાના સંચય કરતાં અન્ય કાવ્યોજ દર્શાવ્યાં છે અને તેથી મળતા લેખમાં કેટલોક ઘટતો ફેરફાર કર્યો છે.




(૧)

સમય મધ્ય રાત્રિનો હતો. ચંદ્રાવતીના પાણી ધીમે ધીમે વહેતાં હતાં. આ સમય કોઇ રૂદન કરતું હોય એવો અવાજ આવ્યો. ત્રીસેક વર્ષનો એક યુવક સરિતા તટે ચંદ્ર તરફ જોઇ રહ્યો હતો. આ અવાજ શ્રવણે પડતાંજ તરત ઉઠયો. જે દિશામાંથી રૂદન સ્વર આવતો હતો ત્યાં ગયો. તેણે શું જોયું! મનોહર આકૃતિની એક સુન્દર નિર્દોષ બાલિકા રૂદન કરતી હતી. જો કે દેખાતી હતી દુઃખી —પરંતુ તેના ચહેરામાં એવું હતું કંઇ અલૌકિક તેજ કે યુવક એકદમ સ્તબ્ધ થઈ ગયો. અંધારી રાત્રી ન હોવાથી ચંદ્ર પૂર્ણ કળાથી પ્રકાશતો હતો. જોયું—નેત્રો તૃપ્ત ન થયાં, ચોથી વખત જોયું "હા. આવી સુન્દર બાલિકા આવા સમયે શા માટે દુર્ગ બહાર નીકળી હશે. કેવી સુન્દર; બ્રહ્માનીકૃતિનો ઉત્તમોત્તમ નમુનો" યુવક બબડયો. યુવક બાલિકા પાસે ગયો. તે બાલિકાના નેત્રમાંથી મોતીના હારની માફક અશ્રુ દેખાતાં હતાં. તેના હોશ કોશ ઉડી ગયા હોય એવું લાગતું હતું. અત્યારે જાણે સ્વર્ગમાંથી ઉતરી આવી હોય એવી સુન્દર લાગતી હતી.

યુવક—તું કોણ છે.

બાલિકા બોલી—પિતાજી આવ્યા?

યુવક ચુપ થઇ ગયો.

બાલિકા બોલી—કેમ બોલતા નથી પિતાજી! પાછા શું ચાલ્યા જશો?

આવો પિતાજી પાછા આવો. નિર્દોષ બાલિકા મૂર્છા ખાઇ હેઠે પડી.

અહાહા, કેવી નિર્દોષ! બાળા શું આવી સુન્દર બાળાનો પિતા એવો નિષ્ઠુર કે એકલી મુકી તે ચાલ્યો ગયો હશે.

"ના, તે નિષ્ઠુર ન હતો, પરંતુ તેના મને તેને એવી શિખામણ આપી કે રાજસેવા ઉત્તમ છે. તેણે પોતાનું કર્ત્તવ્ય સારી રીતે બજાવ્યું છે. હાલ તે સ્વર્ગમાં છે" કોઇએ જવાબ આપ્યો.

આજે પરમાત્માએ આ નિર્દોષ બાલિકાનું રક્ષણ કરવા મને મોકલ્યો હશે. યુવક બોલ્યો. તરતજ તેણે બાલિકાને ઉંચકી લીધી.

× × ×

જ્યારે તે બાલિકા જાગી ત્યારે પોતાને એક મોટા મહેલમાં જોઇ. મહેલ જાત જાતની સુન્દર ચીજોથી શણગારાયલો હતો. હજારો દાસ દાસીઓ આમ તેમ ફરતા હતા. બાલિકા બેઠી થઇ. આ વખતે એક શહેનશાહ જેવા મનુષ્યે પ્રવેશ કર્યો. આ મનુષ્ય તે મહાન શહેનશાહ અકબરજ હતો. અકબર બેઠી બાલિકાને પૂછવા લાગ્યો.

અકબર—તારૂં નામ શું?

બાલિકા—મારા પિતા મ્હને "આશા કુમારી" એ નામથી બોલાવતા.

અકબર—તારા પિતા કયાં છે?

બાલિકા—મને કહી ગયા કે હું ત્રણચાર દિવસમાં આવીશ.

અકબર—શું તને એકલી મુકી ગયા હતા? બાલિકા રડતી રડતી બોલી. ના મારી મોટા મા હતાં ને તેની પાસે મુકીને ગયા હતા પણ મારા પિતા ગયા પછી બીજે દિવસે બધા પુષ્કળ દાઢીવાળા આવ્યા હતા અને તેમણે મારી માને મારી નાંખી.

અકબરને પોતાને ભાન આવ્યું કે તેનાજ સૈન્યે ચંદ્રાવતીને પેલેપાર જતી વખતે આ નિર્દોષ બાલાની માને હેરાન કરી હતી.

બાલિકાએ આગળ ચલાવ્યું.

એ જણે કહ્યું—તમારી પાસે પૈસા હોય તે આપી દો?

ઓ પિતા! તણીએ અકબરને ઉદ્દેશી કહ્યું.

પૈસા એટલે શું ? પૈસા કેવા હોય ?

અકબર–શું તેં પૈસાનું નામ પણ સાંભળ્યું નથી ! તેં કદી પણ પૈસા જોયા નથી !

બાલા–ના પિતાજી, મારા પિતાજી ગયા છે માટે હું તમને પિતાજી કહીશ. મારા પિતા આવે ત્યાં સુધી તમે મને તમારી પાસે રાખશો?

અકબર–હા. જો આનું નામ પૈસા. એમ કહી અકબરે તેને કેટલા સોના ચાંદીના સિક્કા બતાવ્યા.

(૨)

ઉપરોકત બનાવને છ વર્ષ વીતી ગયાં છે. આશા કુમારી આખા જનાનાખાનામાં સર્વ સાથે હળી ગઇ છે.

અકબર તેનાપર ઘણી મમતા રાખતો હતો. શાહજાદો સલીમ પણ આ સુસ્વરૂપા આશાને જોઇ ખુશી થતો હતો. વારેવારે સમાગમમાં આવતા સલીમ આશાકુમારીપર મોહિત થયો.

સાંજના સમયે આશા બગિચામાં ફરતી હતી. સૂર્યનારાયણના પ્રકાશમાં અત્યંત સુન્દર દેખાતી હતી. ફરતી ફરતી મધ્યમાં આવી. કોઇ પાછળ આવતું હોય એવો ભાસ થયો. બાલિકા એકદમ ચમકી પાછું જોયું.

આવનાર વ્યક્તિ એક ઝાડમાં ભરાઇ ગયી તેનું વય આસરે વીસેક વર્ષનું હતું. ઉત્તમ પોષાકથી તેણે પોતાનું અંગ વિભૂષિત કર્યું હતું.

બાલાની આંખો કોઇએ જોરથી દાબી.

કોણ સલીમ સાહેબ કે ! આશા–કુમારી બોલી.

વ્હાલી આશા તારે પગે પડું છું હે સુન્દર આશા ત્હારામાંજ મારા સુખની આશા છે. સલીમ પગે પડતો બોલ્યો.

" હાંહાં સાહેબ આ શું કરો છો " આશા બોલી ઉઠી " મ્હને શા માટે પગે લાગો છો "

વ્હાલી તું મને અત્યંત વ્હાલી લાગે છે હું ત્હને ચાહું છું. આશા ! મ્હારી આશા ! એક વાર કહે કે " હું તમને ચાહું છું. પછી હું તારી સાથે લગ્ન કરીશ.

" શું શાહજાદા સાહેબ મને બનાવો છો ! હું તો તમારી ગુલામડી ચાકરડી છું " આશા બોલી.

બસ, આશા ! ખાત્રીથી માનજે કે જો હું તારો પ્રેમ સંપાદન નહીં કરી શકું તો હે આશા ! હું નક્કી મરી જઇશ. હું તારા સ્વરૂપમાં દિવાનો થયો છું ! સલીમ બોલ્યો.

" સાહેબ, હજુર, આપના પિતા હિંદના શહેનશાહ છે અને હું તો એક નવારસ અજ્ઞાન અનાથ બાલા છું. તમારા પિતા તમારા પર ગુસ્સે નહીં થાય." મધુરી આશાએ કહ્યું.

પિતાનો ગુસ્સો—પિતા રાજ્ય નહીં આપે તો આશા ! પિતાની પરવા નહીં કરતા આપણે ગમે ત્યાં રહીશું. મને રાજ્યની દરકાર નથી.

તું મળશે તો હું એમ ધારીશ કે મને આલમની શહેનશાહત મળી છે.

તે વખતે સલીમ બહુ નમ્ર બની ગયો. આશાને પગે પડયો. બહુ વિનંતિ કરી પણ આશા કાંઇ બોલી નહીં. એક ખોજા સરખો આવતો જણાયો. "શાહજાદા સાહેબ, શહેનશાહ હજુર આવે છે એમ કહી ચાલ્યો ગયો.

"આશા કેમ જવાબ નહીં આપે" !

યા અલ્લાહ ! સલીમે કટાર કાઢી ઉપરનું વસ્ત્ર કાઢી નાંખ્યું અને બોલ્યો. " આશા સલામ ! હે પરિ હવે હું જીન્નતમાં જાઉં છું." સલીમની કટાર તેની છાતી માત્ર ચાર આંગળ દૂર રહી. "ના ના શાહજાદા સાહેબ એમ ન કરો" આશા બોલી.

"ત્યારે શું મને ચાહે છે" સલીમે પુછ્યું.

આશાના નેત્રો જવાબ આપી રહ્યાં હતાં. સલીમે વધુ ન પુછ્યું. આશાને એક ચુંબન કરી ચાલ્યો ગયો.

\+ + +

આશા એક બાંકપર બેઠી હતી ત્યાં મહેલમાંથી એક દાસી આવી ચ્હડી.

"કેમ નન્ની બેની આમ." આશાએ પુછ્યું. આશાબેન આજે તો બેગમ સાહેબના મહેલમાં મઝા થવાની છે ?

હેં ?

હા અને તમારે તો ખાસ કરી આવાનું છે. બેનની ચાલી ગઇ. થોડીવારે સલીમ પાછો આવ્યો.

"પ્રિયઆશા" સલીમે કહ્યું "આપણે સાંજે પાછા મલીશું, પણ સુન્દર! હું તને એક વીંટી આપવા ઇચ્છું છું. આપણા પ્રેમની નીશાની તરીકે."

(૩)

આજે વડી બેગમના મહેલમાં સર્વ દાસીઓ મહેલ શણગારે છે.

થોડા વખતમાં મહેલ ભરાઇ ગયો. શહેનશાહ અકબર પણ આવી ચડયા. વખણાયેલી ગાનારીઓએ ગાવાનું શરૂ કર્યું.

આશા આજે ઉત્તમ પોષાકમાં સજ્જ થઇ હતી. અત્યાર આગમજ આવી રીતે ઘણી વાર ગાવાનો વખત આવ્યો હતો અને બધી વખતે શહેનશાહે તેણીના સંગિતને વખાણ્યું હતું. પરંતુ न जाने जानकी नाथ प्रातःकाले किं भविष्यतिम આશા ખાત્રીથી માનતી હતી. આજ પણ તેમ થશે એમ ધારતી હતી. સર્વ સ્થળે આશાની નજર ફરતી હતી.

શાહજાદો સલીમ ભપકાદાર પોશાકમાં બેઠો હતો. આશા અને શાહજાદાના નેત્રો મળ્યાં. મોંપર સ્મિત ફરકયું, બીજીવાર દષ્ટિ એક થઇ. આશા ભાન ભુલી ગઇ. જાણે એક બગીચો હોય તેમાં તે અને સલીમ બેઠાં હોય એવો પ્રસંગ લાગ્યો. પોતે કયાં બેઠી છે તે ભાન પણ ભૂલી ગઇ–અંધ થઇ ગઇ, તેણી માત્ર સલીમ સિવાય કોઇને જોતી ન હતી. સલીમની પણ તેવીજ સ્થિતિ થઇ.

અકબરે પણ એકવાર જોયું. બીજી વાર જોયું. આખરે આશાને ગાવાનો હુકમ થયો. આશાએ ગાવા માંડયું પણ પાછું સલીમ સાથે નેત્ર એકત્ર થવાથી ભાન ભુલી ગઇ. અગાડી ગવાયું નહીં, તે એક પ્રેમનું સંગિત ગાતી હતી. એકદમ કંઇક અજાબ આર્દ્રપણાથી મૂર્છા ખાઇ પડી, અને "પ્રિયતમ સલીમ" એ ઉદ્ગારો નીકળી પડયા. સલીમ એકદમ ઉઠયો.

અકબર ક્રોધિત થઇ ગયો. પોતાનો પુત્ર હલકી દાસી જેવી કુમારિકા સાથે પ્રેમમાં પડે એ તેને યોગ્ય ન લાગ્યું. સર્વ ચાલ્યા ગયા. હજી આશા જાગૃત થઇ નહતી. "અબદુલ્લા" અકબર એક ખોજાસરાને ઉદ્દેશી બોલ્યો.

"આ હરામખોર સ્ત્રીને એકદમ ભોંયરામાં પૂરી દે અને સવારે એને જલ્લાદને સોંપી દેજે.

* * *

રાત્રિના બાર વાગ્યાનો સમય છે. આ વખતે કૃષ્ણ વસ્ત્રધારિન્ વ્યક્તિ દીલ્હીમાં જેલખાના આગળ આવી ઉભી. બેત્રણ સીસોટી વગાડી એક વ્યક્તિ બહાર આવી ઉભી.

તું કોણ છે ?

"અબદુલ્લા, તને શું ગમશે? કટાર કે એક હજાર સોનાના સિક્કા."

"શાહજાદા સાહેબ આપ શું કરવા માંગો"

"બીજું કંઇ નહીં, આશાકુમારીને મળવા માગું છું."

"ના સાહેબ માફ કરો, તે નહી બને. શહેનશાહને ખબર પડે તો મારી ચામડી ઉતારી નાખે"

"વારુ હું તને હજાર સોનાના સિક્કા આપું તો મને અન્દર જવા દેશો."

"સાહેબ તમને ના પાડી શકતો નથી. પણ એમાં જાન જાય."

કારાગ્રહનું દ્વાર ઉઘડયું. સલીમ અંદર ગયો. પેલો જમાદાર ઉભો ઉભો વાત સાંભળવા લાગ્યો.

આશા જેને પોતાના જીવનની પણ આશા ન હતી, તે બીચારી રંક આશાને પ્રેમનું **સંપૂર્ણ પ્રાયશ્ચિત** મળ્યું હતું. હવે જીવવાની આશા રાખતીજ ન હતી. ગઇ કાલની મધુરી સુન્દર અને આનંદી આશા આજ નિરાશ થઇ ગઇ હતી. એક નાના ઓરડામાં એક ચટાઇ પર બેઠી હતી.

વ્હાલી, પ્રિયે તને મારે લીધે શોષવું પડયું માટે હું તારી ક્ષમા માગીશ.

મારો પિતા આટલો બધો ક્રૂર હશે એમ મેં ધાર્યું નહતું. કંઇ નહીં ચાલ વ્હાલી આશા ! હજી આપણે નાશી શકીએ એમ છીએ. સલીમે કહ્યું.

પ્રિય સલીમ ? હવે આ બેવકૂફ નાદાન આશાને ભુલી જાઓ. તમારા ભવિષ્યના સુખનો ભોગ ન આપો. જે આશા આ સૃષ્ટિમાં રડતી કકલતી અકબરશાહના હાથમાં આવી હતી, તેજ આશા તેનાજ હુકમથી સ્વર્ગમાં જશે. જાઓ, ચાલ્યા જાઓ' એવી બેવકુફાઇ ન કરો.

વ્હાલી આશા ! વખત જાય છે તે અમુલ્ય છે. હમણા કોઇ આવશે તો પાછો વિક્ષેપ પડશે.

નાના સલીમ, મારે માટે એટલું બધું કરવાની જરૂર નથી.

"માન, આશા, શું હું તને ચાહતો નથી? તું એટલી બધી નિષ્ઠુર થશે એવું મેં સ્વપનામાં પણ ધાર્યું ન હતું. વ્હાલા સલીમ ? જા, છેલ્લી સલામ. કાલે સવારે આ આશા સ્વર્ગમાં હશે. દુઃખી તો છુંજ તો પછી મને દુઃખમાં મરવા દે. મારે માટે કંઇ ફીકર ન કર. સલીમ તારે તો હજુ રાજ્યપાટ ભોગવવાનું છે. મારે તો મારી દુઃખી જીંદગીનો જેમ વહેલો અંત આવે તો સારૂં. મરીશ, પ્રેમને ખાતર પ્રાણ આપીશ. મરતી વખતે વ્હાલા સલીમ ! તને યાદ કરી સ્વર્ગમાં જઇશ. હું જાણું છું કે તારો પ્રેમ મારાપર છે. પણ મોહબ્બત તો મુશ્કેલીઓનું બજાર છે. હવે મ્હારો અન્ત આવશે. સલીમ ! દીલગીર ન થતો. પરમાત્મા કરશે તો આપણે આવતે જન્મે જરૂર મળીશું.

"આશા ! એક શબ્દ ! વ્હાલી ! જો એક વાગ્યોછે. ઘોડા તૈયાર છે. હવે ચાલ આશા ! તું જો નહીં આવશે તો હું પણ તારી સાથેજ મરીશ"

પ્રિયતમ, હું તો કહું છું કે હજુ પણ મને ભુલીને જાઓ.

" આશા, ચાલ. "

" ઠીક છે જો આપનો એવોજ વિચાર હોય તો ચાલો."

× + × ×

અબદુલ્લા આ વાતચીત સાંભળતો હતો. તેણે ધાર્યું કે જો શાહજાદા સલીમ આ નાજનીન સાથે નાશી જશે તો મ્હારે માથે આવશે. કદાપિ સલીમ પકડાશે તો પાદશાહ પોતાના પુત્રને શિક્ષા નહીં કરે. તે ઉપરાંત આ છોકરી પણ સલીમનું પ્રેમપાત્ર હોવાથી બચી જાય. માત્ર તેમને નસાડવામાં હું સહાયક થયો તે માટે હુંજ અપરાધી થાઉં, અને શિક્ષાને પાત્ર થાઉં. જ્યાં સુધી આશાએ નાશી આવવાની ના કહી ત્યાં સુધી તો અબદુલ્લા ખુશ થયો. પણ પાછળથી જ્યારે બંને નાશી જવાના ઠરાવપર આવ્યા ત્યારે તે સાવધ થયો અને અંદર ગયો.

" શાહજાદા સાહેબ, હજુર પધારે છે. "

' હેં શું કહે છે "

" હા માત્ર થોડે છેટેજ છે "

ઠીક વ્હાલી આશા ! થોભજે, હું માત્ર અડધાજ કલાકમાં આવું છું, અબદુલ્લા ચાલ સાથે" સલીમે કહ્યું.

અબદુલ્લા, શહેનશાહ કેટલોક વખત ત્યાં ફરશે."

"હજુર કંઇ નકી નહી."

"ચાલ ઠીક પેલા ઓરડામાંથી ઉંચો શીરાઝી ગઢી દારૂ લાવ."

અબદુલ્લો દારૂ લેવા ગયો અને જતાં જતાં વિચાર્યું કે અડધા કલાકમાં ' આ શાહજાદો

પેલી છોકરીને લઇ નાશી જશે. માટે શાહજાદાને જો ઉંઘવાની દવા આપું તો કંઇ થશે નહીં. એક ભુકી કાઢી થોડી પ્યાલામાં નાંખી. તેમાં દારૂ ભરી શાહજાદાને આપી. શાહજાદો પી ગયો. પાંચ મીનીટ સુધી વાતચીત થઇ. શાહજાદો એકદમ સુઇ ગયો અને પા કલાકમાં તો નિદ્રાવશ થયો. અબદુલ્લાએ મુગે મોઢે ચાલતી પકડી.

× × × ×

આશાએ સલીમની રાહ જોયા કીધી. બે વાગ્યા, ત્રણ વાગ્યા, ચાર થયા પણ કોઇ આવ્યું નહીં.

"હજારો દાસ દાસીઓ જેની સેવામાં છે. અને મ્હારા જેવી હજારો સુન્દરીઓ જેની તહેનાતમાં છે એવો રાજકુંવર મારી કેમ દરકાર કરે ?

અરે રામ! રાજાઓ બહુ ઘાતકી શિક્ષા કરે છે. હવે અંતે સવારે તો મરવુંજ છે. તો બે ઘડી વહેલાં મરવું શું ખોટું! વાહ, પણ મરવું શી રીતે ? ફાંસો કરી ગળામાં ઘાલ્યો શી રીતે ખેંચાય?સલીમ, સલીમ, આ વીંટી તેં મને પ્રેમની નીશાની તરીકે આપી હતી તેજ વીંટી ચુસી આજ મરવા વખત આવ્યો. આશાએ હીરો ચુસ્યો. બે મીનીટમાં સલીમની પ્રિયતમા દેવલોક પામી. પ્રાતઃ કાળે સર્વને ખબર પડી. અકબરને પોતાની નિષ્ઠુરતા માટે પસ્તાવો થયો. સલીમ ગાંડા જેવો બની ગયો.

આશાના શબ આગળ ઘુંટણીએ પડી બોલ્યો જીવતવાસી આશા! હુંજ તારો જીવ લેનાર છું. હે કમબખત શરાબ! બધું દૈવીપણાનો ભોગ લઇને ધરાયો કે મારી આશાનો ભોગ લીધો.

હવે બધું મિથ્યા હતું. બિચારી આશાએ પ્રેમનું પ્રાયશ્ચિત કર્યું હતું. તે ગઇ, સલીમ પણ ભવિષ્યમાં આ વીસરી ગયો. રાજ્ય અને મોજમજામાં જેને પોતા માટે ભોગ આપ્યો તેનું વિસ્મરણ થયું, આ રીતે બિચારી આશાના અંત આવ્યો.

સુરત ) બાળમુકુન્દ ગિરધરલાલ મોદી.

# વિવિધ વિષય.

## પહેલી જીવન રક્ષક હોડી.

સમુદ્રમાં જીવનું રક્ષણને લગતી સઘળી શોધોને માટે આપણે ફ્રાંસનાં ઘણાં આભારી છીએ. પહેલી જીવન રક્ષક હોડી કે જે મનુષ્યનાં જીવન રક્ષણનાં વિચાર ઉપર બંધાવેલી હતી. તેની શોધ સને ૧૭૬૫માં મૉન્સ્યર બર્નિયરે કરી હતી. ડુબતા માણુસને પહેરવાનો પટો કે જે પહેરવાથી મનુષ્ય પાણીમાં ડુબતો નથી તેની શોધ એક ગેરેડઝ નામના બીજા ફ્રેંચે કરી હતી. એમ છતાં પણ ફ્રાંસ આ દિશામાં વધુ સારી યોજનાઓ કરે તે પહેલાં પાણીમાં ઘણી સારી સેવા કરે એવી રચનાવાળી પ્રાણરક્ષક હોડી બનાવવાનું બીજા દેશોને ફાળે લખાયું હતું.

## ડાકટરો માટે " નન્ના "

એડીનબરો યુનીવરસીટીનાં એક ઉત્સવને ટાંકણે પ્રોફેસર એલેક્સીસ થોમસને ડૉકટરો માટે નીચેનાં નન્ના ટાંકી બતાવ્યા હતાઃ—

તમારી કામ કરવાની દિશાનો નિર્ણય કરવામાં ઉતાવળા થતા ના. જો કે નોકરીને અંગે પગાર લાગેલો હોય તોપણ નઇ આવાની જોગ નોકરીનો સ્વીકાર કરવા ના. ડાકટરોએ હમેશા પગારથી સાવધ રહેવું જોઇએ, કારણકે તે ઘણું કરી ઓછાજ હોય છે.

કોઇપણ દિશામાં ચોક્કસ રીતે પગ દર્યા વિના પરણતા ના, કારણકે વહેલું લગ્ન કામ કરવાની દિશાની પસંદગીની હદ ટુંકાવે છે.

વળી તમણે કહ્યું હતું કે ગાંડી ઝનુન—અથવા અતિશય ધર્માંધપણું ડાકટરમાં હોવું જોઇએ નહિં. વિવાદી બનાશો માટે છેક ઉલટી હદના વિચાર ગ્રહણ કરવામાં તેણે સાવધ રહેવું જોઇએ. વગેરે.

## રાક્ષસી નામ.

વાતચિતમાં કોઇ સુપ્રસિદ્ધ માણસનાં સમ્બન્ધમાં કહિયે છીએ કે એનું તો મોટું

નામ છે. પરંતુ યુદ્ધ સમાચારો ઉપરથી વાંચકો જોઇ શકશે કે આ નામ ખરેખરજ ઘણું મોટું છે. એ નામ એક જર્મન જનરલનું છે એ નામ અંગ્રેજી અક્ષરોમાં એમ લખાય છે — "General Von Tschepenndweidenbasch. કહો! આવું નામ છે! બરાબર ૨૧ અક્ષર! પરમેશ્વર જાણે કે જર્મનો એ નામનો કેમ ઉચ્ચાર કરતા હશે, પણ આપણે નામ ગોઠવવાની મહેનત લઇએ તો આનો ઉચ્ચાર "જનરલ વૉશેપુણ્ડવીડનબાસ" થઇ શકે. પરન્તુ કોઇ ખાસ અગત્યનું કામ હોય અને એને બોલાવવો હોય તો બહુ ભારી થઇ પડે. એ કાંઇક એવુંજ પણ એથીયે મોટું નામ એક નાનાં સ્ટેશનનું પણ કહે છે. એ સ્ટેશન રૂશિયાનાં પ્રદેશમાં છે. ત્યાં રેલ ગાડી એકાદ મીનીટ ઉભી રહે છે. કહે છે કે પોર્ટરો સ્ટેશનનું નામ પુરૂં બોલી ન રહે કે ગાડી ઉપડી જાય છે.

## વિચારણીય વિષય.

ઘણા વખત જાપાની ભાષા લખવામાં ચીન દેશની લિપિનો ઉપયોગ થતો હતો. પરન્તુ હવે જાપાનીઓએ ચીની અક્ષરો છોડી લાતિનીલિપિ ગ્રહણ કરવાનો સંકલ્પ કર્યો છે. લાતિની લિપિ એ અંગ્રેજી લિપિ છે. હવે જાપાની ભાષા અંગ્રેજી લિપિમાં લખાશે. આથી જાપાનનો સંબંધ પ્રાશ્ચાત્ય દેશો સાથે થશે અને આગળ ચાલતાં આ બાબત જાપાનની ઉન્નતિપર કેટલો પ્રભાવ પડે છે તે વિચારવા જેવો વિષય છે.

## વિચિત્ર નગર.

શ્યામ રાજ્ય બ્રહ્મદેશની પૂર્વે અને ચીનની દક્ષિણે છે. કેટલોક સમય આ દેશ હિન્દુ નૃપતિઓના તાબામાં હતો, તેનાં પ્રમાણો મોજુદ છે. ત્યાંની ભાષામાં સંસ્કૃત શબ્દોનો પણ મેળછે. રાજધાની પાસે "તગ હરમ" નામનું એક શાહી નગર છે. તેમાં આજ સુધી શ્યામ નરેશ સિવાય કોઇ અન્ય પુરૂષનો પ્રવેશ થયો નથી. એમાં રાણીઓ અને દાસીઓના મકાનો છે. રાણીઓને માટે ત્યાં બાગ, બગીચા, સરોવર આદિ સર્વે સુખનાં સાધનો છે. નગરના દક્ષિણ ભાગમાં બાંદીઓ તથા લોંડીઓ રહે છે. નગરનાં દરેક કર્મચારી જેવા કે જડજ, વકીલ, વેપારી પોલીસ આદિ સર્વે સ્ત્રીઓજ છે.

## લેને ગઈ પુત અને ખોઇ આવી ખસમ.

કેટલાક વર્ષોથી અફીણમાં ઉછરેલા ચીનાઓ બળાત્કારની વિધિથી અફીણ છોડતા જાય છે. આ સમ્બન્ધમાં વિહાઇવે ઉપરનાં ૧૯૧૧ ના રીપોર્ટમાં નીચેનો ફકરો વાંચવા જેવો છે.

૧૯૧૦ના રિપોર્ટમાં મદ્યના વધતા જતા ઉપયોગ વિષે કહેવામાં આવ્યું હતું અને તે હજુ પણ વધતોજ જાય છે. આ પ્રદેશના ચીનાઓમાં પીવાનાં દાખલા ભાગ્યેજ થતા હતા, તે હવે સંખ્યાબંધ થાય છે, અને ચીનાઓ એનું કારણ—અફીણ ત્યાગ જણાવે છે ચીનાઓ અફીણ છોડવાને બદલે જો પીવાની લતમાં પડતાં હોય તો તે અતિશય હાનીકર્તા થઇ પડશે.

વીહેલીમાં જેઓને અફીણ ખાવું હોય તે એને લાઇસિન્સ લેવું પડે છે અને રીપોર્ટમાં આપ સ્થિતિ ઉપર વિચિત્ર ટીકાઓ થાય છે. ૧૯૧૦માં અફીણ ખાવાના લાઇસન્સદારો સાથે સરખાવતાં ૧૯૧૧માં થોડી હતી આ આ લાઇસન્સદારો ૫૦ વરસની ઉમ્મર ઉપરનાં છે અને જેઓનામાં રોગે ઘર ઘાલ્યું હોય તેવા રોગીઓ છે.

## રૂમાની રમણિઓ.

રૂમાની રમણિઓ અતિશય સ્વરૂપવંતી હોય છે. ધનાઢ્યોની સ્ત્રીઓ સિવાય દરેક સ્ત્રીઓ પોતાનાંજ સીવેલાં વસ્ત્રો પહેરે છે અને તેમાં બહુ ગૈરવ માને છે. સ્ત્રી ઉપર ગ્રહસ્થનો ઘણો સારો બોજ હોય છે. ખેતીનું કાર્ય પણ ઘણું ખરૂં સ્ત્રીઓજ કરે છે. રૂમાની સ્ત્રીઓની મનોરંજનની સામગ્રી સોયદોરો છે. ક્યાંઇ મેળા અગર તમાસાઓમાં જવું હોય તો સીવવા

ભરવાનું કામ સાથે લેતી જાય છે. પુત્ર ઉપર રૂમાનીયન સ્ત્રી પુરૂષથી અતિશય પ્રીતિ રાખે છે જે ઘરમાં પુત્ર ન હોય તેને અભાગીઉં ગણવામાં આવે છે. ગૃહવ્યવસ્થાની શિક્ષા છોકરીઓને નાનપણથીજ આપવામાં આવે છે. કોઇ પણ રૂમાનીયન સ્ત્રી પોતાની પુત્રીનાં વિવાહ પરગામ કરતી નથી, પણ જો કંઇ કારણવશાત્ કોઇ કરે તો તે સમાજમાં નીચી પડે છે જો કોઇ રૂમાની પોતાની પુત્રીનાં લગ્ન કોઇ બીજી જાતનાં પુરૂષ સાથે કરે તો તેનાં દેવતા પાણી બન્ધ થાય છે. રૂમાનીયનોમાં પુત્રીની સગાઇ કરવાનો ઢંગ અજબ છે. જ્યારે પુત્રી વિવાહને યોગ્ય થાય છે ત્યારે તેનો પિતા એક ઓરડામાં કે જે ઘણું કરી બહારનાં ભાગમાં હોય છે તેમાં છોકરીનાં દાજ દહેજની સઘળી ચીજો સજી રાખે છે અને એક ખાસ ચિહ્ન બારણા ઉપર કાઢી રાખે છે. ગામનાં યુવક અને તેઓનાં માતાપિતા એ ચિહ્નથી સમજી જાય છે કે એ ઘરમાં કોઇ છોકરી વિવાહને યોગ્ય થઇ છે. જેની ધ્યાનમાં એટલુંજ દાજ દહેજ થોડું લાગે તે ચાલ્યા જાય છે, પરન્તુ જેને ઉચિત લાગે તે છોકરીના બાપને મળી પોતાના પુત્રની સાથે વિવાહની વાતચિત કરે છે.

### પરદાની પ્રથા.

યુરોપીયન લેખકો કહે છે કે પરદાની પ્રથા મુસલમાનોમાંથી નિકળી છે, પણ કરાંચીમાં મિ. અબ્દુલ રહેમાને ભાષણમાં બતાવ્યું છે કે એ વાતજ ગલત છે. મુસલમાનોમાં પરદાનો રિવાજ પહેલો દાખલ થયો નથી. કુરાનમાં ફક્ત એટલુંજ લખ્યું છે કે તમે તમારી "જીનત" અર્થાત્ અલંકારોને વિદેશીઓથી બચાવો. અરબસ્તાન, મોરોક્કો તથા મિસરમાં સ્ત્રીઓ બુરખાઓ નાંખીને સર્વત્ર ફરે છે. પરન્તુ ભારતીય સ્ત્રીઓએ પરદાનો ભારી આડમ્બર કર્યો છે. પશ્ચિમ ભારતમાં કુલીન સ્ત્રીઓ પોતાના બાપ, કાકા, મામા, ભાઇ આદિને મળી શકતી નથી, કે ડાકટરોને નાડી પણ બતાવી શકતી નથી. તુર્કીમાં કોઇ પણ સ્ત્રી એક પાતળો બુરખો પહેરી બજાર કરવા નીકળે છે. ૧૯૧૧ માં એ રિવાજ પણ કાઢી નાખવાની તજવિજ થઇ હતી. પણ તુર્કી આફતમાં આવી પડ્યું. પછી તો યુધ્ધનો આરમ્ભ થયો અને વાત વિસારે પડી. ગમે તેમ હો, પરન્તુ યુરોપીયન રમણીઓની પેઠે અમે અમારી કુલાંગનાઓને સ્વતંત્ર બનાવવા ઇચ્છતા નથી. ભારતનો એક મુસલમાન ઇંગ્લાંડ ગયો હતો તેણે ત્યાં કહ્યું હતું કે જો કાંઇ કુરાનમાં પરદાની પ્રથા બતાવે તો રૂ. ૭૫૦૦) ઇનામ આપું. પરન્તુ કોઇ પણ પરદાની વાત બતાવી શક્યો નહિ. કુરાનમાં એવી કાંઇ પણ વાત લખી નથી કે જે સ્ત્રી શિક્ષણમાં બાધારૂપ થઇ પડે.

### શેરને માથે સવાશેર.

સરકારી ઓફીસોમાં પુરાણી રૂઢીઓને વળગી રહેનારા કોઇ કોઇ વખત હદ કરે છે. આ મહાસમરની અસર પણ આવા બુઢ્ઢા ખખોને થઇ નથી. મહા યુધ્ધમાં સ્વદેશ પ્રેમીઓ સ્વરાષ્ટ્ર હિતાર્થે મરણ જીવનના સોદા કરી રહ્યા છે, પરન્તુ ઓફીસ કલાર્કો તથા ઓફીસરોએ ઢીલ કરવાના કાયદાની બેડી ઢીલી કરી નથી. હમણાં વિલાયતનાં "ઇવનીંગ સ્ટાન્ડર્ડ" નામક અંગ્રેજી પત્રમાં કોઇએ એવું ઉદાહરણ પ્રકાશમાં મુક્યું છે. કહે છે કે ફ્રાંસ યુદ્ધ સ્થળથી એક મુખ્ય અમલદારે સૈનિક ઓફીસને સૈનિકોને માટે અમુક સામગ્રી જલદીથી મોકલવાનું લખ્યું. કેટલાક દિવસ પછી એ પત્રનાં ઉત્તરમાં જવાબવરમાં આવ્યું કે "આપ એ સામગ્રી શા માટે માંગો છો? એની શી જરૂર છે! સૈનિક અમલદારે શાન્તિથી ઉત્તર દીધો કે "સાહેબ! આપે સાંભળ્યું હશે કે ફ્રાંસમાં એક નાનો સરખો વિગ્રહ ચાલે છે, તેનાં તેના સૈનિકોને માટે એ સામગ્રી જોઇએ છે.

### માણસની કિંમત!

એક રસાયણ શાસ્ત્રીએ માણસની કિંમત રૂ. ૬૦ હજાર થાય છે, તેનો અટસટો કહાડ્યો છે. તેમાં તેણે જણાવ્યું છે કે, માણસના શ-

રીરમાં ત્રણ રતલ અને બે આઉંસ જેટલો કેલશીયમ નામનો પદાર્થ છે. એક ઔંસ કેલશીયમની કિમત ઓછામાં ઓછી ૩૦૦ ડોલર થાય છે. એટલે તે હિસાબે માણસના શરીરમાં રહેલા કેલશીયમની કિંમત ૧૮,૬૦૦ ડોલર એટલે લગભગ ૬૦ હજાર રૂપીયા જેટલી થાય છે.

## સાયન્સની નવી શોધ.

સાયન્ટીફીકને આધારે થતી શોધખોળ નવા નવા ચમત્કાર બતાવે છે તેમાં માણસનું જડબું ભાંગી જતાં નવું હાડકું મુકી તે સાજુ કરવાની રીતી ફ્રાન્સમા આવે છે. માથાની ખોપરીના ખાડા પણ પુરવામાં આવે છે. એક જણના હૃદયમાં પેઠેલો ટુકડો કાઢી તેને સાજો કરવામાં આવ્યો હતો આવી જાતની સારવાર સાયન્સના આધારે કરવા ઉપરાંત એવી પણ શોધ કારનેગી ઇન્સ્ટીટ્યુટમાં કરેલા અખતરાથી થઇ છે કે, એક એક સીધી અને ગોરા આશામી વચ્ચેના જોડાણથી થતાં બાળકોમાં પા ભાગ તદન ગોરા પા ભાગ કાળા અને બાકી પૈકી અડધામાં મા જેવા અને અડધા બાપ સરખા છોકરા થાય છે. અને તેમ નહિ તો મિશ્ર ઘઉંવર્ણું જાતના થાય છે.

પ્રકીર્ણ.

સ્પેનમાં ગોધાની રમતમાં દર વરસે ૨૩૭૫ ગોધાઓનો ભોગ લેવાય છે, જ્યારે ઘોડાની રમતોમાં ૪૬૫૧ ઘોડાઓ મારી નાંખવામાં આવે છે.

દુનીયામાં સીક્કાઓના ઘસાવવાથી જે ધાતુ નકામી જાય છે, તેમાં દર વરસે સવા ટન જેટલું સોનું અને અઠયાસી ટન જેટલું રૂપું હોય છે.

અમેરીકાના ન્યુયોર્ક શહેરમાં એક કારખાનું છે, જેમાં દુધમાંથી બટનો બનાવવાનો ઉદ્યોગ ચલાવવામાં આવે છે. આ દુધના બટનો આબાદ સીપના બટનોને મળતાં થાય છે.

જંબુસરના ગણેશચોક આગળ રહેતા કાછીયા ન્યાતની એક સ્ત્રીએ હનુમાનની મૂર્તિના આકારરૂપે એક બાળકને જન્મ આપ્યો હતો જે થોડો વખત જીવી મરણ પામ્યું: હતું

એક ટન કોલસામાંથી દર હજાર ઘનફુટ ગેસ તૈયાર થાય છે અને તે એક ટન કોલસો બળતાં ત્રણ લાખ ઘનફુટ હવા શ્વાસોચ્છ્વાસને માટે નિરૂપયોગી થાય છે.

દુનિયા ઉપરના સર્વ પેપરોમાં નાનામાં નાના પેપરની લબાઇ અઢી ઇંચની છે એવો પેપર ન્યુ ગાયેનાના બ્રીટીશ મ્યુઝીયમમાં આણવામાં આવ્યો છે.

અમેરિકાના સંયુક્ત સંસ્થાનમાં પ્રસિદ્ધ થનારાં વર્તમાનપત્રો પૈકી ૨૪૬૭ દૈનિક, ૫૫ અઠવાડીયામાં ત્રણ વખત પ્રસિદ્ધ થનારાં અને ૧૬૧૮૧ સાપ્તાહિક સમાચાર પત્રો છે.

કોલસાની થતી જતી મોંઘવારીથી, જેમ બને તેમ તે કમી વપરાય તેવી યોજના હવે ઉતરવા માંડી છે; કોલસો ઓછો બળે, અને તેમાં કરકસર થાય, તેમજ જોઇતો તાપ ઓછા કોલસાના વળતર મળી શકે તે વિષે તરેહવાર હિકમતો થાય છે. તે પૈકી એક ઇલાજ એ છે કે, નિમકનું પાણી કોલસાપર છાંટી, તેની ગરમી વધારવાની જોગવાઇ ઉતારવામાં આવેછે.

"રૉકડું"માં પૈસાના ચલણના સ્થાને કાગળના "તા" તાવ ચાલેછે. કાગળના એક 'તા'ના એક "કવાર્ટર" ચોખા ત્યાં મળેછે,ને વીસ તા આપતાં એક શણનું કપડું ખરીદી શકાયછે.

એક નવો પ્રયોગ હમણા થયો હતો. તે ઉપરથી એવી હિકમત સિદ્ધ કરવામાં આવે છે કે, બે પેન્સ જેટલું જુલાબનું મીઠું લઇને પાણીમાં તેનું સ્ટ્રોંગ સોલ્યુશન બનાવવું, એ માટે એક રકાબો પ્યાલો ભરી પાણી લેવા ફરમાવવામાં આવે છે. આ "પ્રવાહી" મોટોર કાર્સની બત્તીઓના કાચના અંદરના ભાગો ઉપર ચોપડવાથી તેની રોશની ઘણી સરસ ઝાંખી પડશે. એ લગાડીને સુકવવા દેવું. આવી રીતે કાચોને લગાડેલો રંગ મહિનાંઓ સુધી ઉડી જશે નહી.

— તંત્રી.

# આ પૃષ્ઠ અવશ્ય વાંચો.

**અમારૂં હૃદય.**

અમારા માનવંત ગ્રાહકગણ સમક્ષ આજે થોડા વિલંબ પછી કાર્તિક માર્ગશીર્ષનો સંયુક્ત અંક મૂકાય છે, તે માટે ક્ષમા ચાહીએ છીએ.

આશ્વિનનો અંક નિયમસર પ્રકટ થયા બાદ અમારે કેટલીક મુશ્કેલીઓમાંથી પસાર થવું પડયું છે, અને તેથી બે અંક એકત્ર પ્રકટ કરી માસિકને નિયમિત કરવા ધાર્યું છે. આવતો પોષ માસનો અંક તે માસની આખરે નિયમિત પ્રકટ થશે.

હાલના લડાઈના કપરા સંજોગમાં કાગળ શાહી વગેરે છાપખાનાને લગતા સાહિત્યોના ભાવોમાં ઘણોજ વધારો થઈ ગયો છે, અને તેથી અમારી મુશ્કેલી પણ વધી છે. આ માસિક પત્ર જીવદયા તથા દુર્વ્યસન નિષેધનો પ્રચાર કરવાના પવિત્ર ઉદ્દેશથી પ્રકટ થાય છે. તે એમાંથી કશો નફો ખેંચવા ઇચ્છતું નથી અને તેથીજ અમે અમારૂં લવાજમ તદન હલકું છતાં પણ વધારવા ઇચ્છયું નથી.

**અમને આશા છે કે અમારા આશ્રય દાતા, ગ્રાહક વાચક-ગણ અમારો આ હેતુ ધ્યાનમાં લઈ અમારા કાર્યાલય પ્રતિપ્રીતિની નજરે જોશે અને અમારા કાર્યમાં મદદ કરી અમારા ઉત્સાહમાં વૃદ્ધિ કરશે.**

લિ૦ વિનીત સેવક—

***D'Ray D. Desai***

તંત્રી–**સત્સંગ.**

---

## ગ્રાહકોને સૂચના.

૧ આ પત્રના પાછલા અંકો બીલકુલ સિલકમાં નથી છતાં પણ ઘણા ગ્રાહકો વારંવાર માંગણી કરેછે તેમને અમારી નમ્ર વિનંતિ છે કે પાછલાં અંકો અમે તેમને મોકલી શકવા દીલગીર છીએ.

૨ જે કોઇ ગ્રાહકને કોઇ અંક તે માસની આખર સુધીમાં ન મળે તો તો તેમણે તુરત ખબર આપવી, કે જેથી મોકલવા સગવડ થઇ શકે. ઘણાજ મોડે અથવા પાછળથી લખનાર ને જે અંક સિલકમાં હશે તોજ મોકલી શકીશું.

૩ વર્ષની શરૂઆત ગ્રાહકને પ્રથમ અંક મોકલવો શરૂ થયો હોય ત્યારથી ગણાય છે.

૪ પોષ્ટેજના રૂ. ૦–૩–૦ લવાજમ ઉપરાંત લેવાય છે. અર્થાત્ આ પત્રનું પોષ્ટેજ સાથે લવાજમ રૂ ૧–૩–૦ છે.

---

# દામ્પત્ય–દંડ વિધાન.

( વિનોદી લેખ )

( Matrimonial Penal Code. )

( લેખકઃ—શ્રીયુત જયંતિલાલ મંગળજી ઓઝા. બી. એ. )

## પ્રકરણ પ્હેલું.

**પ્રસ્તાવના.** ( Introduction. )

સ્ત્રીઓની મરજી વિરૂદ્ધ વર્તનારા સ્વામીઓ અને સ્ત્રીનો પરમ અધિકાર નહીં સ્વીકારનારા પુરૂષોને સીધા કરવાને વાસ્તે ખાસ Penal Code પીનલ કોડની આવશ્યકતા જણાવાથી તે નીચે પ્રમાણે બનાવવામાં આવે છે.

ક. ૧ આ કાયદાનું નામ દાંપત્ય–દંડ વિધાન રહેશે, અને ભારતવર્ષમાં પરણેલા દેશી પુરૂષ ઉપર તેનો અધિકાર ચાલશે.

## પ્રકરણ બીજું.

**વ્યાખ્યા.** (Definitions.)

ક. ૨. હલનચલન કરવાની શક્તિવાળું જે જંગમ દ્રવ્ય સ્ત્રીઓના સંપૂર્ણ અધિકારમાં છે તેનું નામ પતિ.

**ઉદાહરણ.** (Illustrations )

અ. ટ્રંક, પેટી વગેરે પતિ થઇ શકતા નથી, કારણ જંગમ દ્રવ્ય હોવા છતાં તે સજીવ નથી.

બ. ગાય, ભેંસ, વાછરડા પતિ થઇ શકતા નથી કારણ સજીવ હોવા છતાં તેમનામાં પોતાની ઇચ્છાનુસાર કાર્ય કરવાની શક્તિ છે. સ્ત્રીઓની સંપૂર્ણ સત્તામાં નહીં હોવાથી તેઓ પતિ થઇ શકતા નથી.

ક. વિવાહિત સ્થિતિમાં જે પુરૂષ સ્વતંત્રતાપૂર્વક કંઇ કામ કરી શકતો નથી તેનું નામ પતિ.

ક. ૩. જે સ્ત્રી પોતાના પતિનો મિલ્કત તરીકે ઉપયોગ કરી શકે છે તેનું નામ તે પતિની સ્ત્રી અથવા પત્ની

**વિવરણ** (Explanation.)

મિલ્કતનો અધિકારી પોતાની મિલ્કતને મારી પીટી પણ શકે છે.

ક. ૪. પૂર્વજન્મમાં કરેલાં પાપોના પ્રાયશ્ચિતને માટે ભોગવવી પડતી સ્થિતિને વિવાહિત સ્થિતિ સમજવી.

## પ્રકરણ ત્રીજું.

Of Punishments. **શિક્ષા સંબંધી.**

ક. ૫. આ કાયદા અનુસાર અપરાધીને નીચે પ્રમાણે શિક્ષા થઇ શકે છેઃ—

૧ શયનગૃહમાં અથવા બીજા કોઇ ઓરડાની ચાર દિવાલો વચ્ચે કેદ.

કેદ બે જાતની છેઃ—

અ સખ્ત–એટલે કે તિરસ્કાર યુક્ત શબ્દના પ્રયોગ સાથેની.

બ સાદી.

૨ દેશ નિકાલની સજાઃ–એટલે કે ખીજી શય્યા પર મોકલવાની શિક્ષા અથવા શયનગૃહની બ્હાર હાંકી કાઢવાની શિક્ષા.

૩ પત્નીના દાસત્વનો અંગીકાર.

૪ પોકેટ મની (Pocket Money) બંધ કરવાની શિક્ષા.

ક. ૬. આ કાયદામાં ફાંસીનો અર્થ એવો થાય છે કે સ્ત્રી પોતાના પિતાને અથવા કોઇ ઓળખીતાને ત્યાં ચાલી જશે અને થોડા વખતમાં પાછી આવવાની ઇચ્છા કરશે નહીં.

ક. ૭ નાના અપરાધોને માટે નીચે લખેલી શિક્ષાઓ ફરમાવવામાં આવે છે.

૧ મ્હોં ચડાવવું. ( પત્નીમ્હોં ચડાવશે. )

૨ ભ્રુ–ભંગ.

૩ ચુપ ચાપ આંસુનો વર્ષાદ અથવા ઉંચે સ્વરે રૂદન.

૪ પતિનો તિરસ્કાર.

## પ્રકરણ ચોથું.

અપવાદ ( General. Exceptions. )

ક. ૮. સ્ત્રીએ કરેલું કોઇપણ કામ અપરાધ ગણાશે નહીં.

ક. ૯. સ્ત્રીની આજ્ઞાનુસાર પતિએ કરેલું કોઇપણ કામ અપરાધ ગણાશે નહીં.

.૧૦ દાંપત્ય-દંડ વિધાનના કાયદાથી બચવાને વિવાહિત પુરૂષ બીજા કોઇ પણ કાયદાનો આશ્રય લઇ શકશે નહીં.

### પ્રકરણ પાંચમું.

### અપરાધ કરવામાં સહાયતા આપવા વિષે (Abetment.)

ક. ૧૧.જે—માણુસ.

૧ અપરાધ કરવાને પતિનાં કાન ભંભેરશે, અથવા તેને પ્રવૃત્ત કરશે, અથવા ઉત્સાહિત કરશે.

૨ જે માણુસ અપરાધ કરવામાં સીધી મદદ કરશે, અથવા અપરાધ થતી વખતે પતિની સાથે રહેશે તે માણુસ દામ્પત્ય અપરાધો કરવામાં સહાયતા આપનાર તરીકે અપરાધી ગણાશે.

#### વિવરણ.

સ્ત્રી અને અવિવાહિત પુરૂષ આવા અપરાધના ગુન્હેગાર થઇ શકે છે.

#### ઉદાહરણ.

અ. રામ શ્યામાનો પતિ છે. યદુનાથ અવિવાહિત પુરૂષ છે. બન્નેએ એક સાથે બેસીને મદ્યપાન કર્યું. મદ્યપાન દાંપત્ય અપરાધ છે. યદુનાથે એ ગુન્હો કરવામાં રામને સહાયતા આપી.

બ. સુશીલા રામની માતા છે. રામ શ્યામાનો પતિ છે. સુશીલાના કહેવાથી શ્યામાની ઇચ્છા વિરૂદ્ધ રામે ખર્ચ કર્યું સ્ત્રીની ઇચ્છા વિરૂદ્ધ ખર્ચ કરવું એ દાંપત્ય અપરાધ છે. સુશીલાએ આ અપરાધ કરવામાં સહાયતા આપી.

ક. ૧૨. જો કોઇ વિવાહિત પુરૂષ અન્ય વિવાહિત પુરૂષને દાંપત્ય અપરાધ કરવામાં સહાયતા આપશે તો તે પણ પ્હેલા અપરાધીના જેટલીજ શિક્ષાને પાત્ર થશે; પણ તેનો ન્યાય યોગ્ય અદાલતમાં (Competent court) થશે.

#### વિવરણ.

યોગ્ય અદાલત એટલે કે અપરાધ કરવામાં સહાયતા કરનાર પતિની પત્ની.

ક. ૧૩ સ્ત્રી અથવા અવિવાહિત પુરૂષ દાંપત્ય અપરાધ કરવામાં સહાયતા આપશે તો કેવળ તિરસ્કાર, ભ્રુભંગ, અશ્રુપાત અને રૂદનદ્વારા દંડિત થશે.

### પ્રકરણ ૬ ઠું.

### Of Offences against the State. રાજદ્રોહ સંબંધી.

ક. ૧૪. આ કાયદામાં 'રાજ્ય' શબ્દનો અર્થ 'સ્ત્રી સામ્રાજ્ય' એવો થશે.

ક. ૧૫. જે વ્યક્તિ પોતાની સ્ત્રી સાથે વાદવિવાદ કરશે, અથવા વિવાહ કરવાને પ્રવૃત્ત થશે અથવા વિવાદ કરવામાં સહાયતા આપશે તે વ્યક્તિને ફાંસીની શિક્ષા (Capital punishment.) ફરમાવવામાં આવશે એટલે કે તેની સ્ત્રી તેનો ત્યાગ કરી દેશ અથવા તો શયનગૃહમાંથી હાંકી કાઢશે અને પોકેટ મની બંધ થશે.

ક. ૧૬. જે વ્યક્તિ પોતાનાં મિત્રોને સહાયક બનાવશે, અથવા સંતાનને ભોળવીને પોતાના પક્ષમાં લેશે અથવા બીજે કોઇપણ પ્રકારે સ્ત્રીની સાથે લડાઇ કરવાના ઇરાદાથી વાદવિવાદ કરશે તેને દેશનિકાલની સજા ફરમાવવામાં આવશે, અને અશ્રુપાત, રૂદન, તિરસ્કાર વગેરે દ્વારા પણ શિક્ષાને પાત્ર થશે.

ક. ૧૭. જે પુરૂષ પોતાની સ્ત્રીને છોડી અન્ય યુવતી તરફ કોઇપણ પ્રકારની લાગણી પ્રદર્શિત કરશે તે લંપટતાનો (Incontinence) અપરાધી થશે.

#### વિવરણ (૧)

પોતાની સ્ત્રીને છોડીને કોઇ અન્ય યુવતિ તરફ કોઇ પણ પ્રકારની લાગણી-દયા કે સહાનુભૂતિ બતાવવાથી લંપટતાનો અપરાધ સિદ્ધ થયેલો ગણાશે.

### ઉદાહરણ.

રામ સ્વામનો પતિ છે. મોહિની એક બીજી સ્ત્રી છે. મોહિનીનો ન્હાનો છોકરો દેખાવમાં બહુ સુંદર હોવાથી રામ તેને પ્યારથી રમાડે છે, અને કેટલીક વાર ખાવાનું પણ લઇ આપે છે. આથી રામ મોહિની પર આસક્ત છે એમ સિદ્ધ થયેલું ગણાશે.

### વિવરણ (૨).

વિના કારણ સ્ત્રીઓ પતિને આ ગુન્હાના અપરાધી ઠરાવી શકશે. મ્હેં અપરાધ કર્યો નથી એમ કહીને કોઇ પતિ છુટી શકશે નહીં.

અપરાધની આશંકા માત્રજ અપરાધ પૂરવાર કરવાને બસ છે.

### વિવરણ. (૩).

વિના કારણ પતિને અપરાધી ઠરાવવાની સત્તા મોટે ભાગે કુરૂપ સ્ત્રીઓની, અથવા ઘરડી સ્ત્રીઓની, કે બુઢ્ઢા પતિની સ્ત્રીઓની રહેશે. જો કોઇ યુવતી આ અધિકારને માટે માગણી કરશે તે પ્હેલાં તેણે પૂરવાર કરવું પડશે કે તે ખરાબ સ્વભાવની છે અથવા તો બાપની લાડકવાઇ છે, અથવા તો પોતે ઘણીજ કદરૂપી છે.

ક. ૧૮. જે પુરૂષ લપટતાનો અપરાધી ઠરશે તે આ કાયદામાં લખેલા બધા દંડોનો પાત્ર થશે, એટલુંજ નહી પરંતુ આ કાયદામાં નહીં લખેલ બીજી શિક્ષાઓને પણ પાત્ર થશે.

## પ્રકરણ સાતમું.

### Of Offences relating to the Army of Navy.

### પલ્ટન અને નૈકા સંબંધી અપરાધ.

ક. ૧૯. આ કાયદામાં પલ્ટન અને નૌકાસૈન્યનો અર્થ પુત્ર, પુત્રી, અને પુત્રવધુ એવો થશે.

ક. ૨૦ ગૃહિણી સાથે વિદ્રોહ કરવામાં જે પતિ પુત્રને અથવા પુત્રીને અથવા પુત્રવધુને સહાયતા આપશે તે તિરસ્કાર યુક્ત શબ્દો અને રૂદન દ્વારા દંડિત થશે.

## પ્રકરણ આઠમું.

### Of Offences against the Domestic.

### ઘરમાં શાંતિ ભંગ કરવાનો અપરાધ.

ક. ૨૧. બે અથવા એથી વધારે વિવાહિત પુરૂષો જો નીચે લખેલા કોઇપણ આશયથી ભેગા થશે તો તેમનું એકત્ર થવું કાયદા વિરૂદ્ધ ગણાશે.

૧ મદ્યપાન કરવાને માટે અથવા બીજા કોઇપણ પ્રકારના દાંપત્ય અપરાધો કરવા માટે.

૨ પોતાના અધિકાર બતાવીને સ્ત્રીઓને બ્હીવરાવવાનો પ્રયત્ન કરવો અને તેમને પોતાનું પ્રભુત્વ સંપૂર્ણ રીતે પ્રકાશિત ન કરવા દેવા માટે.

૩ કોઇ સ્ત્રીના આજ્ઞાનુસાર કામ થવા દેવામાં વિઘ્ન નાંખવા માટે.

ક ૨૨. જે પુરૂષ એ કાયદે ભેગી થએલી મંડળીમાં સામેલ હશે તે કડવા શબ્દો સાંભળશે અને સખ્ત કેદને પાત્ર થશે.

### મદ્યપાન સંબંધી.

ક ૨૩. બાટલીમાં રાખવામાં આવતી અને કાચના પ્યાલામાં નાંખી પીવામાં આવતી કોઇ પણ પ્રવાહી-વસ્તુ મદ્ય છે.

ક. ૨૪ ઉપર જણાવેલ મદ્ય જેની પાસે હોય તે મદ્ય પીનાર છે.

### વિવરણ.

જો કે તે માણસ તે પ્રવાહી પદાર્થને અડયો પણ ન હોય છતાં પણ તે મદ્ય પીનાર ગણાશે.

ક ૨૫. મદ્ય પીનારને સંધ્યા સમયે શયનગૃહમાં સાદી અથવા સખ્ત કેદ ફરમાવવામાં આવશે.

### બંડ મચાવવું (Of Rioting.)

ક. ૨૬. સ્ત્રીની સાથે ઉંચે સાદે વાત કરનારને બંડ મચાવનાર કહેવામાં આવશે.

ક. ૨૭. જે કોઇ પોતાના ઘરમાં બંડ મચાવશે તેને રૂદન કડવાં વચન અને અશ્રુપાત દ્વારા શિક્ષા ફરમાવવામાં આવશે. *

* હિંદી ઊપરથી અનુવાદ.

શું તમારો ચહેરો ફીકો પડી ગયો છે. શરીરમાં કમજોરી રહે છે. પેટશુળ, સાંધા, કમર માથામાં દુખાવો આંખોએ અંધારાં રહે છે તમારા ઘરની સ્ત્રીઓને માસીક (નબળાઇ) દુખાવો રહે છે.

તો વાપરો, કદી પણ નીષ્ફળ થશો નહી,

# બાદશાહી ટૉનીક પીલ્સ.

બાદશાહી ટોનીક પીલ્સ—નામર્દને મરદ બનાવવા માટે છે.
બાદશાહી ટોનીક પીલ્સ—વીર્યમાં વીજળી ઝડપે વધારો કરે છે.
બાદશાહી ટોનીક પીલ્સ—સુસ્ત પડેલી નસોને સતેજ બનાવે છે.
બાદશાહી ટોનીક પીલ્સ—ફીકા ચહેરાને ગુલાબી બનાવે છે.
બાદશાહી ટોનીક પીલ્સ—સ્મરણ શક્તિમાં વધારો કરે છે.
બાદશાહી ટોનીક પીલ્સ—મન્દાગ્નિ તેજ કરી ભુખ ઉઘાડે છે.
બાદશાહી ટોનીક પીલ્સ—મગજને શાંત રાખે છે.
બાદશાહી ટોનીક પીલ્સ—વીજળીની ઝડપે કમજોરી દુર કરે છે.
બાદશાહી ટોનીક પીલ્સ—ઓરતોને તાકાત આપે છે.
બાદશાહી ટોનીક પીલ્સ—ગર્ભાશયમાં સુધારો કરે છે.
બાદશાહી ટોનીક પીલ્સ—વાંઝીયાપણું મીટાવી દે છે.
બાદશાહી ટોનીક પીલ્સ—સ્ત્રી પુરૂષને એક સરખો ફાયદો આપે છે.
બાદશાહી ટોનીક પીલ્સ—બુઢ્ઢાઓને જુવાનીની મજા દેખાડે છે.
બાદશાહી ટોનીક પીલ્સ—પ્રેમી પુરૂષોને વાસ્તે અમૃત છે.
બાદશાહી ટોનીક પીલ્સ—પુરૂષો માટે આનંદ બાગ છે.
બાદશાહી ટોનીક પીલ્સ—નામર્દની એકજ માત્ર દવા છે.
બાદશાહી ટોનીક પીલ્સ—જુવાનોને મસ્તાન બનાવે છે.

કીમત માત્ર ૪૦ ગોળીની ડબ્બીના રૂ. ૨) પોસ્ટેજ જુદું.
નમુના માટે ૮ ગોળીની ડબ્બીના રૂ. ૦॥) પોસ્ટેજ જુદું.

મહાજન એન્ડ કંપની,
મૂળજી જેઠાની મારકીટ સામે—મુંબઈ

વગર ઇજાએ વાળ કાઢવા માટે

# બાદશાહી સાબુ.

બાદશાહી સાબુ—સહેલાઇથી વાળ દૂર કરવા માટેજ છે.
બાદશાહી સાબુ—ચામડીનો અસલી રંગ રાખે છે. કાળી પડતી નથી.
બાદશાહી સાબુ—હીંદુસ્થાનમાં હજારો દુકાનોપર મળે છે.
બાદશાહી સાબુ—વાપરનારાઓ સંપુર્ણ સંતોષ પામ્યા છે.
બાદશાહી સાબુ—ચામડીનાં તમામ દર્દ નાબુદ કરે છે.
બાદશાહી સાબુ—દર હપ્તે વાપરવાથી નુકસાન થતુંજ નથી.
બાદશાહી સાબુ—ગુપ્ત ભાગોના વાળ સારી રીતે કાઢે છે.

બાદશાહી સાબુ—ત્રણ સાબુના બોક્સ એકનો રૂ. ૧) પો. ચાર આના હીંદુસ્થાનમાં જગે વેચવા માટે એજન્ટો જોઇએ છે.

સોલ એજંટ—મહાજન એન્ડ કું.
શેખ મેમણ સ્ટ્રીટ-મુંબઇ.

આ પત્રનો આ અંકનો વધારો.

અમદાવાદની પ્રાંતિક-સામાજીક-કેળવણી પરિષદો તથા

દીવાળીના શુભ પ્રસંગે

'જ્ઞાનવર્ધક પુસ્તકમાળા" ઑફિસ તરફથી અપાતો

# પુસ્તકોમાં ખાસ લાભ.

---

સૂચનાઓઃ—

(૧) આ લાભ ૧૯૧૬ ના ડીસેંબર આખર સુધીજ ફક્ત અપાશે.

(૨) અ. આ યોજનાનો જેમને લાભ લેવો હોય તેમણે ઓરડર સાથે એક રૂપીઓ પ્રથમ મોકલવો. આ રૂપીઆમાંથી આઠ આના "કેળવણી પરિષદ્ ફંડ" ખાતે અને આઠ આના "લડાઈ ફંડ" ખાતે આપવામાં આવશે. પુસ્તકોમાં મજરે મળશે નહિ.

બ. "જ્ઞાનવર્ધક પુસ્તકમાળા" ના જે હાલ ગ્રાહકો છે, કે નવા થાય તેમને આ રૂપીઓ મોકલવાની ફરજ નથી.

(૩) આ યાદીમાંનાં બધાંજ પુસ્તકો લેવાની કોઇને ફરજ નથી; પણ જેને જે જોઇએ તે જ લેવાનાં છે; અને તે આમાં ઠરાવેલી કિંમતે રોકડેથી ડીસેંબર આખર સુધી મળશે.

(૪) આ યોજના માટે દરેક પુસ્તકની કેટલી નકલો કાઢી છે તે યાદીના છેલ્લા ખાનામાં જણાવ્યું છે. જેમને આનો લાભ લેવો હોય તેમણે વિલંબ ન કરતાં તરતજ લખવું, કે જેથી નકલો થઇ રહેવાથી નિરાશ થવું ન પડે.

(૫) એક ગ્રાહકને દરેક પુસ્તકની એક કરતાં વધારે નકલ આ યોજનામાં અપાશે નહીં. લાઇબ્રેરીને બે સુધી અપાશે.

(૬) વિ. પી. પોસ્ટેજ તથા પેકીંગ ખર્ચ જુદું ચડશે.

નીચેના સરનામે ઓરડરો મોકલવા:—

## જીવનલાલ અમરશી મહેતા

મેનેજર—"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા". અમદાવાદ.

પાંચકુવે શ્રી સત્યવિજય પ્રિન્ટિંગ પ્રેસમાં શા. સાંકલચંદ હરીલાલે છાપ્યું.—અમદાવાદ.

અમદાવાદની માંતિક–સામાજીક–કેળવણી–પરિષદો તથા દીવાળીના શુભ પ્રસંગે
" જ્ઞાનવર્ધક પુસ્તકમાળા " ઓફિસ તરફથી સાહિત્યપ્રેમીઓને

# અપાતો પુસ્તકોમાં ખાસ લાભ.

( આ લાભ સન ૧૯૦૬ ડીસેંબર આખર સુધી જ અપાશે-ત્યાર પછી પુરી કિંમત પડશે. )

| નંબર | પુસ્તકનું નામ. | વિષય. | કદ વગેરે. | મૂળ કિંમત. | નામસગમાટે કિંમત | નકલ. |
|---|---|---|---|---|---|---|
| ૧ | સતીમંડળ (ભાગ ૧–૨) | ભરતખંડની પ્રાચીન તથા અર્વાચીન સતી, શુદ્ધ સેંકડો સ્ત્રીઓનાં ઐતિહાસિક જીવનચરિત્રો તથા સ્ત્રી પુરુષના સામાન્ય ધર્મ વિશે ઉત્કૃષ્ટ વિવેચન. રા. કેશવ વિશ્વનાથ નિવેદીકૃત બીજી આવૃત્તિ. ઈનામ લાઇબ્રેરી માટે મંજુર છે | મી આઠ પેજી ૧૦ ૯૦૦ પુંઠાં પાકાં સોનેરી | બન્નેના. ૫–૦ | ૪–૪ | ૨૫ |
| ૨ | ન્યા. રા. મહાદેવ ગોવિંદ રાનડે. | રા. રા. રવીંતમ મેમેશ્વર દેસાઈની કૃત વિસ્તારી જીવનચરિત્ર. ઘણા સુધારા વધારા નવી આવૃત્તિ. ઈનામ લા. માટે મંજુર. | મું૦ રો૦ ૧૬ પૃ૦ ૩૮૦ | ૧–૮ | ૧–૩ | ૫૦ |
| ૩ | વિદેહ ગુજરાતી શાસ્ત્ર. | કર્તા–સુમનસ હરિલાલ મુ. દરેક અક્ષરની છબી તથા જીવનચરિત્ર સાથે આખું પુસ્તક આર્ટપેપર ઉપર છાપેલું. | મું૦ રો૦ ૧૬ પૃ૦ ૧૫૦ | ૧–૮ | ૧–૪ | ૨૦ |
| ૪ | ગુરૂમત વિદ્યાર્થીનું જીવનચરિત્ર. | મૂળ લેખક લાલા લજપતરાય. અનુકરણીય પંજાબી મહાપુરૂષનું જીવનચરિત્ર. વડોદરામાં લાઇબ્રેરી માટે મંજુર | રો. ૧૬ પેજી પૃ૦ ૨૫૦ | ૧–૪ | ૧–૦ | ૫૦ |
| ૫ | મ્હોટાઓનાં જીવનચરિત્ર. | અંગ્રેજી ઉપરથી કર્તાઓ–રા. રા. બી. કે. ઠાકોર, બી. એ. તથા હરિલાલ માનવજી ભટ્ટ, એમ. એ. ભીક મહાપુરૂષોનાં જીવનચરિત્રો. | રો૦ ૮ પેજી પૃ૦ ૩૪૦ | ૨–૦ | ૧–૧૦ | ૨૫ |
| ૬ | કાદંબરી (પૂર્વખંડ). | કવિ ભાલણકૃત પ્રાચીનકાવ્ય. ટીકા, અર્થ તથા લબાણ સમજુતી સાથે સંશોધક રા. શ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવ. | ડેમી ૮ પેજી પૃ૦ ૩૧૦ | ૩–૦ | ૨–૮ | ૧૦ |
| ૭ | વૈતાલ પચ્ચીસી. | પ્રાચીન ગુજરાતી પદ્ય તથા ગદ્યમય. ટીકા–સમજુતી સાથે. પ્રાચીન ગુજરાતી ગદ્યનું આ પહેલુંજ પુસ્તક છે. | ડેમી ૮ પેજી પૃ૦ ૧૯૪ | ૧–૮ | ૧–૨ | ૫૦ |
| ૮ | વિમળપ્રબંધ. | જૂનું પ્રાચીન કાવ્ય. ટીકા સાથે. સંશોધક રા. મણિલાલ બકોરભાઈ. | રો૦ ૧૬ પેજી | ૧–૪ | ૧–૦ | ૧૦ |
| ૯ | આપણો ધર્મ. | પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવના હિન્દુ ધર્મ સંબંધી લેખો, વ્યાખ્યાનો વગેરેનો સંગ્રહ. | ડેમી ૮ પેજી પૃ૦ ૫૦૦ | ૨–૮ | ૨–૪ | ૫૦ |
| ૧૦ | સંક્ષેપ શંકર જય | માધવાચાર્ય રચિત શ્લોક સહિત ગુજરાતી ભાષાન્તર. કૃષ્ણલાલ ગો. દેવાશ્રયીકૃત. | રો૮પેજીપૃ.૪૦૦. | ૪–૦ | ૩–૪ | ૧૦ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૧ | કુમારસમ્ભવ. | મહાકવિ કાળીદાસ કૃત મૂળ મહાકાવ્ય તથા તેનું ગદ્ય સરળ ભાષાન્તર. અદ્ભુત,વીર, શૃંગાર અને શાન્તરસથી ભરપૂર. | ડેમી ૮ પેજી પૃ. ૨૭૦ | ૨—૦ | ૧—૮ | ૨૫ |
| ૧૨ | ભક્તિજ્ઞાનનો ભંડાર | પ્રાર્થનાનાં પદ, ભજન ગીતામહાત્મ્ય વગેરે. | રો.૧૬પે પૃ ૨૧૬ પુંઠું સોનેરી. | ૦—૧૨ | ૦—૬ | ૫૦ |
| ૧૩ | વાલ્મિકી રામાયણ ( સંપૂર્ણ ) | શ્લોકે શ્લોકનું સરળ ભાષાન્તર કર્તા રા. રા. સવાઈલાલ છોટાલાલ વહોરા " શબ્દ ચિંતામણિ " કોશના કર્તા. | રો૦ ૧૨ પેજી પૃ૦ ૭૭૦ | ૩—૦ | ૨—૧૦ | ૧૦ |
| ૧૪ | સુદર્શનગદ્યાવલિ. | પ્રો. મણિલાલ નભુભાઇ દ્વિવેદીના ગદ્ય લેખોનો સામટો સંગ્રહ. ( 'સુદર્શન' માસિકમાંના. | રો૦ ૮ પેજી પૃ. ૧૦૦૦ | ૫—૦ | ૪—૪ | ૫ |
| ૧૫ | વેપારીઉપયોગી પાઠમાળા. | નાના મોટા દરેક વેપારીને હંમેશ ઉપયોગમાં આવે તેવા ૨૫ પાઠો તથા દી. બ. અંબાલાલભાઇનું 'નાણાંબીડ' વિશેનું ભાષણ. | રો. ૮ પેજી. પૃ૦ ૧૦૦ | ૦—૧૦ | ૦—૬ | ૫૦ |
| ૧૬ | રત્નકણિકા | ચાણાક્ય, વિદુર. શુક, ભર્તૃહરિ, રામકૃષ્ણ પરમહંસ, બ્રૂથેલિક, બેન્જામીન ફ્રેંકલીન, વગેરેના નીતિના સિદ્ધાન્તોનું સરળ બોધરૂપે વાર્તિક. | રો૦ ૧૨ પેજી પૃ૦ ૧૦૦ | ૦—૫ | ૦—૪ | ૫૦ |
| ૧૭ | પ્રવાસીના પત્રો. | દેશ–સમાજ–રાજ્ય–વિદ્યા–હુન્નર–સાહિત્ય વગેરેની જુદી જુદી ચર્ચારૂપે પત્રો. | સુ૦ રો૦ ૧૬ પૃ૦ ૨૧૦ | ૧—૦ | ૦—૧૦ | ૧૦૦ |
| ૧૮ | સમાજ. | સર રવીન્દ્રનાથ ટાગોરના આપણા જનસમાજની સ્થિતિ વિશેના નિબંધો. | ડેમી ૮ પેજી પૃ૦ ૮૦ | ૦—૬ | ૦—૫ | ૨૫ |
| ૧૯ | શ્રી કૃષ્ણજીવન. | બાબુ નવીનચન્દ્રસેનના કાવ્ય ઉપરથી ગદ્યમાં ભાષાન્તર. ૧૧ પ્રકરણ. ( ઇનામ માટે મંજુર થયું છે. ) | ગુ૦રો૦૧૬ પેજી પૃ૦ ૧૦૦ | ૦—૫ | ૦—૪ | ૫૦ |
| ૨૦ | બાળ મહાભારત. | મહાભારતના અઢારે પર્વનો ટુંકામાં સાર કર્તા નારાયણ હેમચંદ્ર. | સુ૦રો૦૧૬પેજી પૃ૦ ૯૬ | ૦—૬ | ૦—૪ | ૫૦ |
| ૨૧ | બુદ્ધ, ધર્મ અને સંઘ. | પ્રો૦ ધર્માનંદ કોસંબીએ શ્રીમંત ગાયકવાડ સમક્ષ આપેલાં ત્રણ વ્યાખ્યાન. બૌદ્ધધર્મ વિશેની સવિસ્તર અને સાચી માહિતી. | ૫૦રો૦૧૬પેજી પૃ૦ ૮૦ | ૦—૬ | ૦—૩ | ૧૦૦ |
| ૨૨ | પ્રજ્ઞાપારમિતાસૂત્રમ્ | ગૌતમબુદ્ધે જણે ધર્મસિદ્ધાન્તના સૂત્રરૂપે લખેલા ૨૧ શ્લોક તથા તેનું ભાષાન્તર. કર્તા રા. રા. ગટુલાલ ગોપીલાલ ધ્રુ. બી એ. | સુ૦ રો૦ ૧૬ પૃ૦ ૧૬ | ૦—૨ | ૦—૧ | ૧૦૦ |
| ૨૩ | એક દેશીનો આત્મવૃતાન્ત. | ઇંગ્લીશ ઉપરથી કર્તા સા૦ શ્રી મણિશંકર રત્નજી ભટ્ટ બી. એ. | રો ૧૬ પેજી પૃ૦ ૧૦૦ | ૦—૬ | ૦—૫ | ૫૦ |
| ૨૪ | જાતક-જ્યોતિષ ફળ દર્પણ. | કર્તા વકીલ શાકરલાલ મંજુલાલ. જ્યોતિષ સંબંધમાં આ ગ્રન્થ કિંમતી ગણાય છે. | ડેમી ૮ પેજી પૃ૦ ૩૪૦ | ૨—૦ | ૧—૧૨ | ૨૦ |
| ૨૫ | સંહિતા- " | | | ૨—૮ | ૨—૨ | ૧૦ |
| ૨૬ | બાળસ્વભાવ " | લાઇબ્રેરી તથા વિદ્યાર્થી વગેરેને ઉપયોગી. ઇનામ લાઇબ્રેરી માટે મંજુર છે. | રો૦ ૧૬ પેજી | ૦—૮ | ૦—૭ | ૨૦ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૨૭ | ગૃહ૦ વ્યવસ્થા. | કન્યાઓ તથા સ્ત્રીઓને ખાસ ઉપયોગી. કન્યા હાઇસ્કૂલોમાં ચાલે છે. | રૉ૦ ૧૬ પેજી પુંઠું પાકું. | ૦–૧૨ | ૦–૧૦ | ૨૦ |
| ૨૮ | બાળઉછેર અને બાળરક્ષણ. | સુરતની સાહિત્ય પરિષદે આ ખાસ સ્ત્રીઉપયોગી ઉત્તમ નિબંધની લેખક બાઇ મોસીસ ઉપાધ્યાયને પાંચ તોલાનો સોનાનો ચાંદ આપ્યો છે. દરેક સ્ત્રીને વંચાવવા યોગ્ય. | રૉ૦ ૧૬ પેજી પૃ. ૧૨૫ | ૦–૮ | ૦–૬ | ૧૦૦ |
| ૨૯ | ગુજરાતી શબ્દકોષ. | રા. લલ્લુભાઇ ગોકળદાસ પટેલ કૃત. શીતેર હજાર શબ્દનો ગુજરાતી કોશ હાલ આ એકજ છે. ગુજરાતી લાઇબ્રેરીમાં તો ખાસ ઉપયોગી છે. | રૉ૦ ૮ પેજી પૃ૦ ૧૦૫૦ | ૬–૦ | ૫–૪ | ૧૦ |
| ૩૦ | જર્મનીની ઉન્નતિ. | રાજકીય ચર્ચાથી તદન રહિત હોઇ ઇતિહાસ–વિદ્યા હુન્નર–ઉદ્યોગ–ખેતીવાડી–વેપાર–રાજ્યબંધારણ વગેરે વિષયની પુરતી માહિતીથી ભરપુર છે. | રૉ૦ ૧૨ પેજી પૃ૦ ૨૫૦ | ૧–૧૦ | ૧–૪ | ૫૦ |
| ૩૧ | સ્મરણ સંહિતા. | એક કરણ પ્રશસ્તિ કર્તા સાક્ષર શ્રી નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆ. અને ઉપોદ્ઘાત તથા ટીકા લેખક પ્રો. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ. દસ ચિત્રો સાથે. (લાઇબ્રેરી માટે મંજુર છે) | ડેમી ૮ પેજી એન્ટિક પેપર. પુંઠું રૂપેરી | ૧–૪ | ૧–૧ | ૨૫ |
| ૩૨ | નુપુરઝંકાર. | સા. શ્રી નરસિંહરાવ ભોળાનાથ કૃત નવો ત્રીજો કાવ્યસંગ્રહ. વિસ્તારી ટીકા તથા કવિતદેવીના મનોહર ચિત્ર સાથે. | રૉ૦ ૧૬ પેજી પૃ. ૩૦૦ | ૧–૦ | ૦–૧૪ | ૨૫ |
| ૩૩ | દીવાને સાગર. | સાગર કૃત ગઝલો–ભજનો–કાવ્યો–નારદભક્તિ સૂત્ર વગેરેનો સંગ્રહ. સુફીઝમના લંબાણ શબ્દકોષ સાથે. | રૉ૦ ૧૨ પેજી. પૃ૦ ૫૫૦ | ૨–૮ | ૧–૧૨ | ૫૦ |
| ૩૪ | સંસારિકા. | મહુંમ બી. એમ. મલબારી કૃત દેશભક્તિપોષક કાવ્યો. | પુંઠું સોનેરી | ૨–૦ | ૧–૪ | ૨૫ |
| ૩૫ | કલાપીનો કેકારવ | ૨૨૦ કલાપીનાં કાવ્યોનો સંગ્રહ. આવૃત્તિ ચોથી. | | ૨–૦ | ૧–૧૨ | ૨૫ |
| ૩૬ | કલાપીનો વિરહ. | ભરતકવિ ત્રિભુવન પ્રેમશંકર કૃત એક સરસ કાવ્ય. સા. શ્રી ન્હાનાલાલ કવિના ઉપોદ્ઘાત સાથે. | ડેમી ૮ પેજી પૃ૦ ૨૦૦ | ૧–૪ | ૧–૧ | ૧૦ |
| ૩૭ | કલ્લોલિની. | રા. બોટાદકરનાં કાવ્યો. ઑન. સર પટ્ટણીને સમર્પિત. ઇ૦ લા૦ માટે મંજુર. | પૃ૦ ૧૫૦ | ૦–૮ | ૦–૬ | ૫૦ |
| ૩૮ | હૃદયકુંજ. | રા૦ ચીમનલાલ દામોદરદાસ ત્રિપાઠીનાં કાવ્યોનો સંગ્રહ. | ડેમી ૮ પેજી પૃ૦ ૧૭૫ | ૧–૦ | ૦–૧૪ | ૨૫ |
| ૩૯ | ગુ૦ ગઝલીસ્તાન. | ગુર્જર કવિઓની ગઝલોના સંગ્રાહક સાગર. ગઝલ વિશે દી૦ બ૦ રણછોડભાઇના ઉપોદ્ઘાત સાથે. | ૨૬ પુંઠું બોર્ડનું | ૦–૧૨ | ૦–૧૦ | ૨૫ |
| ૪૦ | સુન્દરી સુબોધ ગીતસંગ્રહ. | ગીતો–ગરબા–રાસ વગેરેનો સ્ત્રીઓને ગાવા યોગ્ય સંગ્રહ સૌ. કાશીબાકૃત. | રૉ૦ ૧૬ પેજી પૃ૦ ૨૫૦ | ૦–૮ | ૦–૭ | ૨૦ |
| ૪૧ | ન્હાના ન્હાના રાસ | સા. શ્રી ન્હાનાલાલ દલપતરામ કવિ કૃત–૫૦ રાસ–ગરબા–ગીત વગેરે. | રૉ૦ ૧૬ પેજી | ૦–૪ | ૦–૩ | ૫૦ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૪૨ | દલપત શતશઢી | કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ કૃત ૭૦૦ દ્રષ્ટાન્તિક દોહરા. ઇનામ લાઇબ્રેરી માટે મંજુર. | રૉ૦ ૧૬ પેજી પૃ૦ ૬૫ | ૦-૪ | ૦-૩ | ૫૦ |
| ૪૩ | શાકુનો ગર્વ. | રા. બ. રમણભાઈ મહીપતરામ કૃત પાંચ અંકી ઉત્તમ ગણાયેલું નાટક. ઇનામ લાઇબ્રેરી માટે મંજુર. | ડેમી ૮ પેજી પૃ૦ ૧૭૦ | ૧-૦ | ૦-૧૪ | ૨૫ |
| ૪૪ | જયા અને જયન્ત. | સા. શ્રી ન્હાનાલાલ દલપતરામ કવિ કૃત સંપૂર્ણ નાટક. | " | ૧-૪ | ૧-૧ | ૨૫ |
| ૪૫ | દુઃખી સંસાર. | સા. શ્રી મણિશંકર રત્નજી ભટ્ટ તથા રાજકવિ ડાહ્યાલાલ શિવરામ કૃત ત્રણ અંકી નાટક. આપણી આધુનિક સ્થિતિનો તાદૃશ્ય ચિતાર-ભજવાય તેવું. | ડેમી ૮ પેજી પૃ૦ ૨૧૬ | ૧-૦ | ૦-૧૩ | ૨૫ |
| ૪૬ | શ્રી પ્રહ્લાદ. | સા. શ્રી હરિલાલ હર્ષદરાય ધ્રુવ કૃત નાટક. ત્રણ અંકી. | પૃ૦ ૧૨૫ | ૦-૧૦ | ૦-૬ | ૨૫ |
| ૪૭ | અભિજ્ઞાન શાકુન્તલ. | ભાષાન્તરકર્તા રા. રા. મગનભાઈ ચતુરભાઈ પટેલ; બેરીસ્ટર-એટ-લૉ. લાઇબ્રેરી માટે મંજુર. | રૉ૦ ૧૨ પેજી પૃ૦ ૧૨૮ | ૧-૨ | ૧-૦ | ૨૫ |
| ૪૮ | ગુલાબામા નાટક. | શુદ્ધ પ્રેમનો આદર્શદર્શક પાંચ અંકી. (૭ ચિત્રો તથા ફેધરવેઇટ પેપર.) | રૉ. ૧૬ પેજી પૃ૦ ૨૫૦ | ૧-૮ | ૧-૨ | ૫૦ |
| ૪૯ | ચાર નાટકો. | માંગરોળના મહારાજા શ્રી અજીતસિંહજી સ્થાપિત નાટક કંપનીનાં (૧) પ્રતાપી પ્રમીલા, (૨) કામલતા, (૩) ચિતોડનો કરણ અને (૪) સત્યવાદી હરિશ્ચન્દ્ર એ ચાર નાટકો ભાગ્યે સહ. હરિશ્ચંદ્ર ઉર્દૂ જબાનમાં છે. | ડેમી આઠ પેજી પુંઠું કાચું | ચારેની ૨-૦ | ૦-૧૨ | ૫૦ |
| ૫૦ | મહાત્મા નાટક. | કર્તા કવિ ભવાનીશંકર નરસિંહરામ. | ડેમી ૧૨ પેજી | ૧-૦ | ૦-૧૨ | ૨૦ |
| ૫૧ | શાન્તિપર્વ. | ભટ્ટ મણિશંકર મહાનંદ કૃત ભાષાન્તર. મહાભારતના શાન્તિપર્વ તથા મોક્ષ ધર્મ બંને સાથે. " ભારતાર્થ પ્રકાશ"માંના | ડેમી ૮ પેજી પૃ૦ ૭૭૦ | ૫-૦ | ૨-૮ | ૫ |
| ૫૨ | ફ્રાબેરવાલી. (પ્રથમ ભાગ) | સર રવીન્દ્રનાથ ટાગોરકૃત ઘરસંસારી ઉત્તમ નવલકથાનું ભાષાન્તર. | રૉ૦ ૧૬ પેજી પૃ૦ ૨૦૦ | ૧-૦ | ૦-૧૨ | ૫૦ |
| ૫૩ | એક અપૂર્વ લગ્ન. | નવલકથા. અંગ્રેજી ઉપરથી કર્તા સા૦ શ્રી છગનલાલ હરિલાલ પંડયા; બી.એ. | પૃ૦ ૧૬૪ | ૦-૮ | ૦-૭ | ૧૫ |
| ૫૪ | મુગ્ધાંગિની. | રમેશચન્દ્રદત્ત કૃત નવલકથા ભા૦ કર્તા સૌ૦ વિદ્યાગૌરી તથા સૌ. શારદા ગૌરી બી. એ. | ડેમી ૮ પેજી પુંઠું સોનેરી. | ૧-૪ | ૧-૧ | ૨૫ |
| ૫૫ | માલા અને મુદ્રિકા. | ઇંગ્લીશ ઉપરથી કર્તા રા૦ ભગતી. | રૉ. ૧૬ પેજી | ૦-૮ | ૦-૬ | ૨૫ |
| ૫૬ | પાપ અને પશ્ચાત્તાપ (ભાગ ૧-૨ સાથે) | ઉત્તમ નવલકથાઓમાં ગણાયેલી સામાજીક નવલકથા. બે ભાગમાં સાથે. | " " પૃ૦ ૪૦૦ | ૧-૮ | ૧-૨ | ૨૫ |
| ૫૭ | મુકુતાગર્દન. | સામાજીક નવલકથા કર્તા રા. કુંજરાવ ભોળાનાથ દીવેટીઆ, બેરીસ્ટર-એટ-લૉ. | રૉ. ૧૬ પેજી | ૦-૮ | ૦-૭ | ૨૫ |
| ૫૮ | પ્રતાપસિંહ. | મેવાડના પ્રતાપી મહારાજાની ઐતિહાસિક નવલકથા લેખક ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતા. બે ખંડમાં પ્રકરણ ૪૦. | સુ૦રૉ૦૧૬ પેજી પૃ૦ ૨૭૦ | ૧-૦ | ૦-૧૩ | ૫૦ |

"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"ના નવા ગ્રાહક થનારને

## હાલ શા શા લાભ મળે છે?

પુસ્તકમાળાના મુખ્ય નિયમો—(૧) ગ્રાહક થનારે પ્રવેશ ફીના આઠ આના ભરવા. (૨) ગ્રાહકને આ માળાનાં તમામ પુસ્તકો અર્ધી કિંમતે મળે, ને તે તેને લેવાં પડે. (૩) વર્ષમાં વધારેમાં વધારે રૂ. ચારનાં પુસ્તકો નીકળે. (૪) વર્ષ પુરૂં થયે ગ્રાહકમાંથી કમી થવું હોય તો પ્રવેશ ફી પાછી મળે. (૫) વર્ષની શરૂઆત જાન્યુઆરીથી.

પ્રવેશ ફીના આઠ આના એક વખત ભરીને આ પુસ્તકમાળાના કાયમનાં ગ્રાહક થનારને સન ૧૯૧૬ નાં નીચેનાં આઠ પુસ્તકો અર્ધી કિંમતે મળે છેઃ—

| ફરજીયાત લેવાનાં. | ઐચ્છિક દાખલ મળવાનાં. |
|---|---|
| ૧—૦—૦ ચોખેરવાલી. પ્રથમખંડ (સર રવીન્દ્રનાથ ટાગોરકૃત નવલકથા) | ૨—૮—૦ દીવાને સાગર. સાગરની કવિતાનો સંગ્રહ. |
| ૦—૮—૦ પશુબાંધી દેવ. (મહાત્મા જેમ્સ એલન ઉપરથી.) | ૧—૪—૦ કુમુદચન્દ્ર. (નવલકથા.) |
| ૧—૧૦—૦ જર્મનીની ઉન્નતિ શાથી થઇ? | ૧—૦—૦ પ્રવાસીના પત્રો. |
| ચોખેરવાલી, ખંડ બીજો. કે ચક્રવર્તી અશોક. (નવલકથા.) | ૦—૮—૦ બાળઉછેર—બાળરક્ષણ. (ખાસ સ્ત્રીઉપયોગી નિબંધ.) |

આ ઉપરાંત સન ૧૯૧૫ ની સાલનાં ફરજીયાત તથા ઐચ્છિક મળીને રૂ. ૭—૦—૦નાં નીચેનાં આઠ પુસ્તકોનો આખો સેટ રૂ. ૩—૮—૦ માં મળે છે. (છૂટક પુસ્તક ગ્રાહકને પોણી કિંમતે મળશે.)

| ફરજીયાત. | ઐચ્છિક દાખલ મળવાનાં. |
|---|---|
| ૧—૮—૦ હાસ્યમંદિર. | ૧—૮—૦ પાપ અને પશ્ચાત્તાપ. બે ભાગ. (નૉવેલ.) |
| ૦—૮—૦ ગોપાળ કૃષ્ણ ગોખલેનું જીવનચરિત્ર. | ૧—૦—૦ બ્રિટીશ રાજ્યની બલિહારી. (કવિતા.) |
| ૦—૮—૦ સૉક્રેટિસ અને તેના સંવાદ. | ૦—૧૦—૦ શ્રી પ્રહ્લાદ. (નાટક.) |
| ૧—૦—૦ સત્યભામા નાટક | ૦—૬—૦ બાળમહાભારત. (ધર્મ.) |

"જ્ઞાનસુધા" માસિકનું વાર્ષિક લવાજમ વિ૦ પી૦ પોસ્ટેજ સાથે રૂ. ૧—૪—૦ છે તેને બદલે રૂ. ૧—૦—૦ પુસ્તકમાળાના ગ્રાહક પાસેથી લેવાય છે.

સસ્તું અને સારૂં વાંચન જોઈએ તો જ આ પુસ્તકમાળાના ગ્રાહક થવું. વધારે મોહક વખાણની જરૂર નથી, અને કદાચ જરૂર હોય તોપણ તેમ કરીને લલચાવવાની ઇચ્છા નથી. એક વખત પુસ્તકો નજરે જોવાથી જ ખાત્રી થશે.

અર્ધા આનાની ટીકીટ મોકલનારને પુસ્તકમાળાના નિયમો તથા તમામ પુસ્તકોની મોટી યાદી મફત મોકલાય છે. લખો—નીચેના સરનામે અમદાવાદ કે મુંબઈ—

મેનેજર—જીવનલાલ અમરશી મહેતા;

| ઠે. જૂની હનુમાનગલી નં. ૧૫૨. મુંબઇ. (પો. નં. ૨.) | ઠે. પીરમશાહ રોડ; અમદાવાદ. |
|---|---|

---

પ્રસિદ્ધ કરનાર તંત્રી દોલતરાય દાજીભાઇ દેશાઇ, સત્સંગ ઓફીસ ભાગાતળાવ-સુરત. સુરત-ખપાટીઆ ચકલા, તાસવાળાની પોળ, લક્ષ્મીનારાયણની વાડીમાં આવેલા "જૈન વિજય" પ્રિન્ટીંગ પ્રેસમાં મૂળચંદ કસનદાસ કાપડીઆએ છાપ્યુ

પુસ્તક ૮મુ અંક ૬ ઠો. | सत्संग. | પોષ. સ. ૧૯૭૩
काव्यशास्त्रविनोदेन कालो गच्छति धीमताम् ।
व्यसनेन तु मूर्खाणाम् निद्रया कलहेन वा ॥
માસિક.

## જગત એજ બ્રહ્મની ભાવના.

-લાવણી-મિશ્ર-સાખી-

જગત એ સ્વરૂપ છે મા'રૂ,
હુથી ના જગત છે ન્યારૂં
વશી રહુ હુ સર્વમાન, સર્વ મારામાં રહે,
અકલિત ઘટના માહરી, મારો થયે મુજને લહે
નથી હુ મા અહમ ભિતિ,
નથી હુ મા દ્વેષ કે પ્રીતિ,
સર્વ છે મારૂ એ ન્યારૂ (૨) જગત- ૧
હુથી સર્વે ઉપજતુ ને સર્વ લય હુમાં થતુ
સર્વ ભાસે ભેદ જ્યાલગી, ભેદમય મન ભાસતુ
નથી કોષ અન્ન કે મનોમય,
સર્વ નો છે મારામા લય
સુત્ર હુ સૌમા છુ ન્યારૂ (૨) જગત ૨

દેશાઈ મોતીલાલ મથુરભાઈ મહુધાવાળા.

---

## ષટ્દર્શન.

ગૌતમ ન્યાય તણો એ બોધ, કાર્ય થકી કારણનો શોધ,
જગત કાર્ય વસ્તુત સિદ્ધ, કારણ રૂપે ઈશ્વરે લીધ,
યમમાની ટાળે અવરોધ, ગૌતમ ન્યાય તણો એ બોધ
કણાદ ન્યાય પરમાણુ ગ્રહે, પચભૂતને મિથ્યા કહે,
પરમાણુ પૂરણ પ્રસ્તાર, આત સૂક્ષ્મ તે ઈશ્વર ધાર,

તેજ નિત્ય વ્યાપક સિદ્ધ લહે, કણાદન્યાય પરમાણું અહે,
**પૂર્વમિમાંસા જૈમિનિ** કહે, વેદ મૂળ આધારજ લહે,
એ આધારે કર્મજ સત્ય, કર્મ કૃષે માને ઉત્પત્ય,
કર્મ ટાળતાં કાંઇ ન રહે, **પૂર્વમિમાંસા** જૈમિનિ કહે,
કહે **ઉત્તર મિમાંસા** સત્ય, વેદવ્યાસકૃત એ વેદાન્ત,
એક બ્રહ્મ તે સત્યજ જાણ, જગત દૃષ્યને મિથ્યા માન,
એકજ બ્રહ્મ થકી ઉત્પત્ય, કહે **ઉત્તરમિમાંસા** સત્ય.
**કપિલમુનિ કૃત સાંખ્યજ** જેહ અનેક તત્વો માને એહ,
પ્રકૃતિથી થાતાં ઉત્પન્ન, તે સહુ આત્માથી છે ભિન્ન,
આત્મા પ્રકૃતિ ઉભયજ નિત્ય, પુરૂષતણી છાયા જે રીત,
પુરૂષ પ્રકૃતિ એ વિષ જાણ, ઉભય અનાદિ એજ પ્રમાણ,
ઉત્પત્તિ સ્થિતિ લય એ થકી, ઇશ્વરનું અસ્તિત્વજ નથી,
એમ અનીશ્વરવાદી એહ, **કપિલમુનિ કૃત સાંખ્યજ** જેહ.
**પતંજલી કૃત યોગે** કહો, ઇશ્વર જીવથી જુદો લહો,
ઉપાસના-યોગજ સાધતાં ઇશ્વરમાં જીવની એકતા
એમ જીવનો શિવજ થયો, **પતંજલીકૃત યોગે** કહ્યો.

**ભગવાન શિવશંકર ભટ્ટ.**

---

## મો! હું બાળ તારો છું.

મો! જેવો ગણો તેવો તથાપિ બાળ તારો છું.
ને તો લાખ હું જેવા પરન્તુ એક મારો તું.

નથી શક્તિ નીરખવાની,
નથી શક્તિ પરખવાની,
નથી તુજ ધ્યાન ધરવાની,
તથાપિ બાળ તારો છું.

નથી જપ-તપ મેં કીધાં,
નથી કંઇ દાન પણ કીધાં,
અધમ રસ્તા સદા લીધા
તથાપિ બાળ તારો છું.

નથી મેં ગ્રંથ કો જોયો,
નથી મન-મેલ મેં ધોયો,
જાૂઠી જહાંમાં અરે! મોહ્યો.
તથાપિ બાળ તારો છું.

ફરી ના સંતતી યારી.
પરસ્તી ના કરી તારી,
ઉરે સંતાપ છે ભારી,
તથાપિ બાળ તારો છું.

ચિદાત્મા છઉ ઓ પ્યારા!
ગુન્હા કર માફ સો મારા.
ભૂલ્યો ઉપકાર હું તારા
તથાપિ બાળ તારો છું.

દયાકર દુઃખ સો કાપી,
અભય દે શાંતિપદ આપી.
પ્રભો હું છું પૂરો પાપી
તથાપિ બાળ તારો છું.

કૃપાકર હું મુંઝાઉં છું.
સદા ભિજે રીબાઉં છું.
પિતા! તુજ ધ્યાન ચાહું છું.
પ્રભો! હું બાળ તારો છું.

ખરસાળા. } **ધીરજ.**

## અક્ષર સ્થાન.

(ગજલ)

નથી જે પૃથ્વીના પડમાં,<br>
નથી જે ક્ષત્રિના ધડમાં;<br>
નથી જે દિવ્ય આકાશે,<br>
પડયુ તે મત્વ મુજ પાસે ૧<br>
નિગ્રિમન જ્યાં રેલે,<br>
છતાં મહબૂબ જ્યાં ખેલે;<br>
સનાતન જ્યાં સુખી સૃષ્ટી,<br>
અમારી ત્યાં અમી દૃષ્ટિ. ૨<br>
શીખવણી જ્યાં ન મતોની,<br>
ન મર્યાદા મહંતોની,<br>
ધરમનાં જ્યાં ધતિંગો નહીં.<br>
તપશ્ચર્યા અમારી ત્યહાં ૩<br>
ગુલામી કાયદાની નહીં,<br>
રિધીના વાયદાની નહીં;<br>
ફરેબી ફાયદાની નહીં,<br>
સદા સ્થીતિ અમારી ત્યહીં. ૪<br>
ઉમેદો કે ન ખેદોની,<br>
અમસ્તા જ્યાં ન ભેદોની<br>
સહું સહ ૐ અભ્યાસી,<br>
અમે એ સ્થાનના વાસી. ૫

કવિ ભાઈશંકરજી વિદ્યારામ પંડિત.

---

## ઉપવાસ અને તત્સંબંધે વૈદિક અને ધાર્મિક વિચારો

મહીસાગરને તટે<br>
બ્રાહ્મણગામ<br>
તા. ૨૪ ૪-૧૬

પ્રિય બન્ધુ !

અત્રે કુશળના પ્રસંગે છે ઇચ્છુંછુ કે ત્યારે ત્યાં પણ તેમ હો. પત્ર મળ્યો, ત્હારી શંકાઓના સમાધાનાર્થે કાંઈક વિવેચન કરવા ધારૂં છું.

આપણાં હિન્દુ શાસ્ત્રોમાં, પુરાણાદિકમાં એકાદશીના ઉપવાસ માટે ખાસ કરીને લખવામાં આવ્યુ છે. ખરી રીતે જોતાં એક સાધારણ વાતને માટે પણ આપણાં શાસ્ત્રો અતિશયોક્તિ કરીપણું પુણ્ય પાપ લાગે છે એમ જણાવે છે. અને કેટલીક રીતે કે; જેને આપણા જેવા અંગ્રેજી કેળવણી પામેલા અને પાશ્ચાત્ય વિચારના અનુકરણ કરનારા ઢોંગ (હમ્બગ) માને છે ત્હેમાં પણ હિન્દુશાસ્ત્રનાં ગૂઢ તત્વો સમાએલાં છે. સાધારણત.ભૂલ આપણી છેકે આપણે તે વહેમ અગર ટત શાથી દાખલ થયા! ત્હેનુ મૂળ શુ ! તે શોધ્યા સિવાય અને તત્સમ્બન્ધે બનેલો ઇતિહાસ જાણ્યા સિવાય નિરર્થક આક્ષેપ કરીએ છીએ. ટીકા અથવાતો આક્ષેપ એવી રીતે કરવો જોઇએ કે કોઇ પણ પક્ષ ત્હેનું સમર્થન કરી શકેજ નહિ અને આમ કરવાને માટે જે સમ્બન્ધે ટીકા કે આક્ષેપ કરતા હોઇએ તે સંબધની અથ ઇતિ જાણવાની સંપૂર્ણ આવશ્યકતા છે.

વૈદક શાસ્ત્ર કહેછેકે માણસના શરીરમાં પિત્ત વિકાર જ્યહારે વધી પડેછે ત્યારે અને કનેક રોગો ઉદ્ભવ થવાની સંભાવના રહે છે; અને ત્હેનો આપણને અનુભવ છેજ સખત મજુરી અને મહેનતનાં કાર્ય કરવાથી કકડીને ભુખ લાગે છે, આ પ્રસગે પણ કેટલોક પીત્ત વિકાર શમી જાય છે. જે માણસને કકડીને ભૂખ લાગે છે ત્હેનું શરીર સદાએ આરોગ્ય રહે છે ત્હેનું કારણ પણ હવે સમજાયું હશેજ.

આ વિકારના શમન અર્થે એક એવો નિયમ ઘડવામાં આવ્યો કે દરેક મનુષ્યે બનતા સુધી અગિઆરમી તીથિને દિવસે ઉપવાસ કર્વો જેથી તે રોગની ઉત્પત્તિ અટકાવી શકવા શક્તિમાન થઇ શકે. પિત્તવિકાર શાકપાન અને

ભાજીપાલા તથા મસાલાના દ્રવ્યોથી વધુ પ્રમાણ માં ઉત્પન થાય છે અને ખાસ કરીને આ કારણને લીધેજ ચોમાસાનાં છેલ્લા માસમાં પિત્તવિકારનું જોર વિશેષ હોય અને ત્હેનેજ લીધે ઘણા માણસો સખત જવરની બીમારી ભોગવે છે.

કેટલાક માણસો ચાતુર્માસમાં-ચોમાસા એકલામાંજ હજી ઉપરોકત પુરાતન નિયમ પાળે છે અને તેઓમાં જો બારીકીથી જોઇશું તો બીમારીનું પરિમાણ ઘણુંજ ઓછું માલમ પડશે.

હવે આપણે ધાર્મિક દૃષ્ટિથી જોઇએ.

ભારતરત્ન સ્વામી રામતીર્થ એવાજ ભાવમાં કહે છે કે "જેમ જેમ આપણી ઇન્દ્રિયો વધારે શિથિલ થાય છે તેમ તેમ આપણે પ્રભુ પરાયણ વૃત્તિ વિશેષ રાખી શકીએ છીએ. સવ્હારના પ્હોરમાં સર્વ ઇન્દ્રિયો શિથિલ હોવાથી સ્નાનથી સ્ફૂર્તિ આપી આપણને સન્ધ્યા-પૂજા કરવા શાસ્ત્રો ફરમાવે છે ત્હેનું કારણ આજ." હવે ઇન્દ્રિયો શિથિલ કરવાનો મુખ્ય અને સરળ માર્ગ તે ઉપવાસજ છે, એમ આપણે કબુલ કર્યા સિવાય છુટકોજ નથી.

ઇન્દ્રિયનિગ્રહ× આત્મસંયમનના ઉચ્ચ પથનું અવલંબન કરવા મેં ત્હને પહેલાં લખ્યું હતું. યાદ હશે કે ઇન્દ્રિયો શિથિલ કર્યા સિવાય ત્હેમાં વિજય પ્રાપ્ત થતો નથી. ઇન્દ્રિયોનો વિજેતા મનપર પૂર્ણ કાબુ રાખવા શકિતવન્ત થાય એ નિઃશંશય અને નિર્વિવાદજ છે. હવે જે મન માટે ભારતચક્રચૂડામણિ ભગવાન શ્રી કૃષ્ણ જેવા પણ કહે છે કેઃ—

"मन एव मनुष्याणां कारण बन्धमोक्षयोः ।

અને વળી કહેવાયું છેઃ—

चचलं हि मनःकृष्ण प्रमाथि बलवद्दृढम् ।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥

ત્હેવા મનને પણ જીતવાનો સરળમાર્ગ ઉપવાસ છે એ આ ઉપરથી સ્હમજાશે. જે મનુષ્ય મનને જીતે છે તે પોતાને અને પોતાને જીતનાર સમસ્ત વિશ્વને જીતી શકે છે. 'મનજીત્યું ત્હેણે જગજીત્યું" એ કહેતીનું હાર્દ આથી સ્હમજાશે. આ રત્નપ્રસવા ભારત ભૂમિનું રત્ન સ્વામી શ્રી રામતીર્થ કહેછેકેઃ "ગ્રીસનો મહાન ગણિતવેત્તા આર્કિમીડીઝ કહેતો કે થોડી શક્તિથી આખી પૃથ્વીને હું હલાવી શકીશ પણ ફક્ત પૃથ્વી બહાર ઉભા રહેવાને થોડીક સ્થિર જગ્યા, અને મદદને માટે લાંબો સરખો એક દાંડો (Lever) મ્હને મળવાં જોઇએ. તે બાપડાને એવી જગ્યા મળી નહિ પરંતુ જેના ઉપર ઉભારહીને સમસ્ત વિશ્વને હલાવી શકાય એવું સ્થાન ત્હમારો પોતાનો આત્માજ છે! ત્યાં જઇને આત્મસ્વરૂપે સ્થિત થઇને જે હિલચાલ કરીશું તે આખા જગતને હચમચાવી મૂકશે" તો આત્માને-પોતાને જીતવા ત્હેનાપર જોઇએ તેવી છાપ પાડવા ઉપવાસ એ ઘણુંજ અગત્યનું સાધન છે.

આ ઉપરથી જાણી શકાશે કે ઘણાખરા ધર્મો ઉપવાસ કરવાનું ફરમાવે છે એ આવા ગૂઢ હેતુથીજ. જૈનો, હિન્દુઓ, મુસલમાનો બૌદ્ધો વિગેરેનાં ધર્મ પુસ્તકોમાં ઉપવાસનું ઘણું મહાત્મ્ય લખ્યું છે તે આવા ગૂઢતમ હેતુને અવલંબીનેજ.

વળી વૈદકશાસ્ત્રોનો મત એવોછે કે રોગ પેદા થતા દઇ દવા કરવા કરતાં ત્હેને મૂળથીજ અટકાવવો એ સારૂં છે; Prevention is better than Cure. એવું પાશ્ચાત્ય ચિકિત્સકો પણ કહેછે અને તદનુસાર ઉપવાસ કરવો એ ઘણા રોગનાં ઉંડાં મૂળ કાપવા બરોબરછે.

× જીજ્ઞાસુઓને "વિવેચક" વર્ષ ૧ લાનાં ૧૧માં અંકમાંનો "બ્રહ્મગિરિનાં રત્નોનો" નામનો આત્મસંયમન વિશેનોજ "યોગી" સંજ્ઞાથી લખેલો આ લેખકનો લેખ નિરિક્ષવા વિનંતિ છે અત્ર તે લેખ વિશેનોજ ઉલ્લેખ છે.

હાલ અમેરિકા વિગેરે સુધરેલા અને સમસ્ત વિશ્વના અગ્રગણ્ય ગણાતા દેશોમાં પણ ઉપવાસનું મહાત્મ્ય પ્રસિદ્ધ છે ઉપવાસથીજ ભયંકર રોગો મટે છે એવું હેમણે અનુભવ સિદ્ધ સાબિત કરી આપ્યું છે અવિષયના કેટલાક પુસ્તકો પણ અમેરિકન સાહિત્યમાં હમણાં થોડા વખતથી નીકળતાં જાય છે.

થોડા વખત ઉપર મ્હને પોતાનેજ દરરોજ સખત નસકોરીફુટ શરૂ થયું હતું. મ્હે ખાસ હેને માટે એક ઉપવાસ (તે દિવસે એકાદશી નહિ હોવાછતાં.) કર્યો અને અજાયબ જેવી રીતે મ્હને બીજે દિવસે ફેર માલુમ પડયો. ત્રણચાર દિવસમાં તે દરદ સમુળગુ નાબુદ થયું. ઉપવાસ કરવાના બે પ્રકાર છે, એક ફળાહાર કરીને અને બીજો અનશન* આ બન્નેમાં અનશન વધુ ફાયદો કરે છે કિંતુ ત્રણ ચાર દિવસ કે તેથી વધુ ઉપવાસ કરનાર × અથવા શિથિલ પ્રકૃતિ વાળાને તો ફળાહાર વાળોજ ગ્રાહ્ય છે.

કેટલાક મૂર્ખાઓ કહે છે કે "જ્યહારે ઘરમાં અન્ન ન હોય ત્યારે ઉપવાસ કરવો જોઇએ." ખરૂં! હેમના ગૃહમાં તો અન્નના ગીરિસકૃશ ઢગેઢગ ભારી મુકયા હશે. આ પત્ર હેવા કોઇ મહાત્મા (!) જડે તો તેમને વંચાવજો.

વળી એક વાત યાદ આવે છે કે એક વખત એક બન્ધુએ મને જણાવ્યું કે "હમે ઉપવાસ કરો છો પણ તેનું તમને મ્હોટું પાપ લાગશે." મ્હેં કારણ પુછતાં તેણે જણાવ્યું કે "જ્યારે શરીરરૂપી એન્જીનને કોલસારૂપી અન્ન નથી મળતું, ત્યારે તે વીર્યને ઉપયોગમાં લે છે. એટલે વીર્ય બળી જાય છે. અને પાશ્ચાત્ય તેમજ અમેરિકન વિદ્વાનોએ કરેલી શોધ પ્રમાણે વીર્યમાં નાના પુછડીવાળા અસંખ્ય કીડાઓછે. હવે વીર્ય બળે એટલે આ કીડા મરી જાય છે. તેનું પાપ તમને લાગે છે કારણ તમારે અહિંસા પરમો ધર્મ એ સિદ્ધાન્ત માન્ય છે.' જવાબ આપવામાં આવ્યો કે "ભાઇ! આપ આ કલ્પનામાં એક ગંભીર ભૂલ કરો છો કારણ વીર્ય કાંઇ બળતું નથી પણ પિત્તવિકાર પિત્તનો સંગ્રહજ બળે છે કે જોઇતા પ્રમાણથી વધુ પ્રમાણમાં એકત્રિત થવાથી રોગનું જનનસ્થાન થઇ પડે છે. જરા વિચાર કરતાં આ વિવાદજ નિરર્થક જણાશે સવિશેષ મસ્તિષ્કમાં છે વીર્યનું સ્થાન અને પિત્તનું સ્થાન પેટછે. હવે વિચાર કરોકે જ્યહારે આગલાગે ત્યહારે પાસેની ઝુંપડી બળેકે અર્ધા કોસ પર આવેલા રમ્ય મહાલયબળે ?– ઝુંપડીજ બળે તે પ્રમાણે નિર્માલ્ય પિત્તજ બળે છે નહી કે મહા મૂલ્યવાન વીર્ય ભાગ્યે કોઇકજ માણસ એવો હશે કે જે બુમ ઉઠાવશે કે ઉપવાસથી મને ગેરફાયદો થાય છે.

ઉપર પ્રમાણે આ વિષય માટે વૈદિક અને ધાર્મિક ગુહતમ હેતુઓ છે પણ આપણે માનીએ છીએ તેમ હમ્બગ કે ઢોંગ નથી તેમજ તે કેવળ કપોળકલ્પિત પણ નથી કિંતુ ડાહ્યા, વિચારવન્ત, અને સમસ્ત જગતનું કલ્યાણ ઇચ્છનાર ઋષિ મુનીઓએ ઘડેલું સાનુભવસિદ્ધ મોક્ષ આપનાર ઇચ્છિત ફળદાયી વ્રત છે.

હારા તરફના સુખાકારીના સમાચાર જણાવશો પૂજ્ય વર્ગને મ્હારા પ્રણામ અને મિત્ર મણ્ડળમાં............ને જયજય કહેશો તેમજ ચી૦.........ને આશીર્વચન જણાવશો એમ ઇચ્છુ છુ

લી૦ હારોજ

નાગરભાઇ ઇશ્વરભાઇ પટેલનાં જયવન્દન

---

× "નકોરડો ઉપવાસ."

* વાણીઆઓ (અઠ્ઠાઇ) મુસલમાનો (રોજા) ભાવિક હિન્દુ (ચાન્દ્રાયણાદિવ્રત) વિગેરે

# ગાંડો "ગુજરાતી"

(લેખક. શુક્લ હરિલાલ ભાદવજી, વકીલ.)

અરે જુઓ તો ખરા કે મારી કમનસીબી મારા બાપને હું એકનો એકજ પેટનો દીકરો તેથી મારૂં નામ "ગુજરાતી" પાડયું મારા બાપનો અથાગ પ્રેમ તેથી મને લાડ લડાવવામાં તો બાકીજશું ? વળી પરમકૃપાળુ પરમાત્માની કૃપા તેથી લક્ષ્મીનો વાસો પણ મારેજ ત્યાં લક્ષ્મીબાઇની મહેરબાની એટલે મારી આબરૂ અને પોઝીશનમાં કહેવું શું ?

છતાં મને પાછળથી સૌ ગાંડો ગાંડો કહે છે આ દુઃખ મારે કોને કહેવું ! જુઓ મારી રીતભાત તેમાં કાંઇ ગાંડપણ છે ! મારા હાથની નસો મજબુત થવા માટે એક મણબાર હાથથી ઉપાડવાની કસરત કરવા સારૂ સારામાંસારા મજબુત ડંબેલ્સ રૂ ૨૫) ના મંગાવી હમેશાં મણ બાર ઊપાડવાની પ્રેકટીશ કરૂં છું અને રેલવે સ્ટેશન ઉપર મુસાફરી પ્રસંગે જાઉં છું ત્યારે દશશેર ભારની ટૂંક મારી પાસે હોય છે તેની પ્રેકટીસ કરવા સ્ટેશનના મજુરને હું ચારઆના આપું છું તેમાં કાંઇ ખોટું ખરૂં ! લોકો કહે છે કે અરે મુર્ખા ? હમેશાં મણભાર ઉપાડવા માટે તું ઉલટાં નાણાં ખરચે છે અને દશશેર વજનની ટૂંક ઉપાડવાની અને તેની કસરતનો લાભ લેવાની તક વખતે ઊલટા બીજાને ચાર આના આપે છે.

પૈસાપાત્ર હોવાથી સારામાં સારો ખોરાક ખાઉં છું અને તેથી મારા શરીરમાં લોહી માંસનો વધારો થાય છે પરંતુ "ચાહ" પીને કીમતી ખોરાકથી મેળવેલ લોહીમાંસનું પાણી કરી નાંખું છું તેથી ડોકટર સાહેબો મને કોડલીવરઓઇલ પીવાને ખાસ ભલામણ કરે છે તેથી હું બાર મહીને કોડલીવરઓઇલમાં પચાસ–સો રૂપીઆ નાંખું છું જો "ચાહ" પીવાતરફ મારૂં લક્ષ ઓછું કરૂં તો કોડલીવર ઓઇલ પીવાની જરૂર પડે નહી. અને વળી મારૂં શરીર પણ મજબુત થાય તે સાથે જીંદગી પણ લંબાય અને બીમારી ઉપર કરનાર માછલીઓનો પણ બચાવ થાય પરંતુ પૈસા કમાતાં શીખ્યો તેનો લાભ આવા રસ્તે ન લઉં તો પછી મારી મુર્ખાઇ નહી ?

હોટલમાં જાઉં છું કે લોકો મને જોઇને ભળી મરે છે પરંતુ હોટલની મજા તો જુઓ કે કેવી છે ? પ્રથમ તો આપણને ભીલ કોળી વીગેરે લોકોને અડકવામાં પણ બાધ ગણાતો તેમના પીધેલ પ્યાલા માત્ર પાણીથી વીછળીને તેમાંજ આપણને ચાહ, દુધ, સોડા, લેમનો, શરબ વિગેરે મળે છે. લોકો આથી કહે છે કે વટલાયા. અરે ! વટલાયા શેના ! તેઓના એંઠા પ્યાલામાં પીવા મળવાથી આપણી બુદ્ધી તેમના જેવી થાય અને તેથી એક જાતની આપણને વિદ્યા પ્રાપ્ત થાય છે. કોળી ભીલ લોકોમાં ચોરી કરવાનો ઊત્તમ ગુણ હોય છે તેથી તેનું એંઠું પીવામાં આપણને તે વિદ્યા પ્રાપ્ત થાય. મોચીમાં ચાંમડાં માંસ વિગેરેમાં કાંઇ ઈતરાજી નથી હોતી તેથી આપણને ચાંમડાં માંસ વિગેરેમાં જો ઇતરાજી હોય છે તો દુર થઇ. આપણી પાસે ચાંમડાં માંસ વિગેરે રહે તો ઊલટું સારૂં લાગે. તેવી આપણી ટેવ પડે છે તેમાં ખોટું શું ! જે કોમનું એંઠું ખાવામાં આવે તે કોમનો ગુણ આપણામાં પ્રાપ્ત થાય, આપણે બ્રાહ્મણ હોવાથી માત્ર પુજા સેવા ઈશ્વરભક્તી ભલાપણું વીગેરે તેવાજ ગુણો હોય છે તેથી હોટલમાં જવાથી અનેક એંઠાં પાત્રોમાં ખાવા પીવાનો ઊમદામાં ઊમદા લાભ મળે છે અને તે દરેક કોમના ગુણો આપણામાં પ્રાપ્ત થાય છે હોટેલના શેઠ તો પૈસાપાત્ર થવાની આશામાં પાણી ગળતા પણ નથી અને તેથી અનેક જીવોનું સંતપણ હોટેલમાં મળે છે અરે એથી વધીને બીજો તો એ લાભ છે કે આપણા દેશમાં "દવા" ઓ બનાવનાર વેચનારની બાટીઓ અને બાંદર

અમરો હામેશાંમ જોઇએ છીએ તે બીચારા-ઓની રોઝી હોટલમાં જવાથી ખુશી થાય છે હોટલમાં જવાનું બંધ કરીએ તો આપણે એક પાઇની પણ દવાની જરૂર પડે નહી કારણકે ચાહ પીવાથી લોહી માંસનું પાણી થાય છે સોડાલેમોનથી ક્ષારને લઇને દસ્તનું દરદ થાય છે લેમોનથી શરીરમાં શરદી છેવટે પ્રાપ્ત થવાથી પુરૂષાતનહીન થવાય છે અને બરફથી શરીરની નસો નરમ થાય છે આ પ્રમાણે નરમ થયેલ શરીરને મજબુત કરવા માટે જાહેર ખબરો વાલાઓની દવા ખરીદવાને આપણને ઉમદામાં ઉમદા તક મલે છે અરે આથીએ બીજું હું એક સારૂ કામ કરૂં છું કે દીવસમાં બે વખત "દારૂ" પીવાનું બંધારણ રાખ્યું છે દારૂની મઝા તો જુઓ ! દારૂ પીવા શરૂ કર્યો કે તુરતજ આપણા શરીરમાથી લોહી માંસ અને દીર્ઘાયુષ્યની કુંચી કે જે વીર્ય તુરતઓછું થવા માંડે છે કે પછી તે કોઇ દવાથી સુધરી શકતુંજ નથી દારૂપીવાથી જેટલી વખત સુધી નીશો રહે છે તેટલી વખત કામ કરવાની તાકાદ હોતી નથી અને તેથી કામ કરવાની જે મુશ્કેલી હોય છે તેનાથી છુટા થવાય છે તે સાથે ગ્લાની યાને શરમ ઓછી થવાથી ગમે તેવું પાપ કાર્ય કરવાની શક્તી મલે છે. નીશો ઊતરી ગયો કે તુરત છમાસ માંદગીથી ખાટલે રહેલ હોય તેવા માણસની શક્તી બરાબર આપણામાં શક્તી પ્રાપ્ત થાય છે અને તેથી બીચારાં નીરા પરાધી પ્રાણીઓના માંસ તરફ આપણું લક્ષ જાય છે અને દારૂ પીવાના પરીણામે તે સેવન પણ કરવું પડે છે તેથી આપણા શરીરમાં અનેક જાતના રોગોનો ઉપદ્રવ થાય છે અને તેથી આપણું આયુષ્ય શાઠ વરસનું નક્કી થયુ હોય તો ચાલીશ વરસનું થઇ જાય છે એટલે આપણે આ દુનીઆમાં ઘણો વખત જીવવા પ્રમગ નથી આવતો સાથે અનેક પ્રકારના દુઃખો સહન કરવાની સાથે આપણું મૃત્યુ થવાનો મોટો લાભ મળે છે.

ઘરમા ચોર ન આવે તેના માટેતો એવું કરેલુ છે કે ગાંજો ખુબ પીઉં છું અને તેથી મારી છાતી નબળી પડી જવાથી ખાંસીનું દરદ થયું છે આખી રાત ખું ખુ કર્યા કરૂં છું ગાંજો પીવાના બંધારણને લીધે આખી રાત ઉંઘ આવતી નથી તે સાથે ખાંસીનું આવા ગમનનો એટલું બધું થયું છે કે રાત્રે સો કદમ સુધી અવાજ સંભળાય તેના જોરથી ખાંસી ખાઇ મારા શરીરમાં નાચી રહયાં હોય છે અને તેથી ચોરભાઇ જાણે છે કે ઘરમાં જાગે છે તેથી ચોરતો આવેજ નહી પરંતુ અનુભવી કેળવાએલ ચોર હોયતો તો બહુ મજેથી ચોરી કરી જાય છે કારણકે ખાંસી નાચ કરી રહી હોય છે તેથી હું જાગતો હોઊંતો પણ ઘરકે છાપરૂં ફાડી અંદર પેસવાનો અવાજ મારા કાને આવતો નથી તે સાથે પેટી પટારાઓ ઉઘાડે તો પણ ખબર પડે નહી અને લક્ષ્મી બાઇને સાચવવાની જવાબદારી એક રીતે ઓછી થાય છે.

"અફીમથી અક્કલ ગઇ અને સાચું બોલવાની મનાઇ થઇ" તેમા કાંઇ ઓછી મજા હોય કે ? જ્યારે અમો અફીણના બંધાણીઓ ભેગા થઇ બરાબર મજામાં આવીએ ત્યારે અક્કલ બાહારની વાતો કરીએ. એક જણ કહે કે એક પથ્થર અંદર ટક ટક થતો જોરથી અવાજ આવતો હતો પથ્થરને ચારે બાજુ તપાસતાં ફાટ કે કાણું કોઇ પણ જગ્યાએ નહી હતું અને મજબુતમાં મજબુત પથ્થર હતો. પછી તે પથ્થરમાં ટક ટક એવો અવાજ શાથી થાય છે તે જોવાને પથ્થર તોડયો કે તુરત અંદર એક ભમરી નીકળી અને તે પથ્થર અંદર તાજી કેરી ચુસતી હતી અરે ! પરમેશ્વની કુદરત ! ત્યારે બીજો કહે કે, દરીઆ વચ્ચે એક એવું ઝાડ છે કે તેનું પાંદડું આપણી પાસે હોય અને રાત્રે તે પાદડું ચંદ્રમા સામું ધરીએ કે તુરત મોટા જોરથી પાદડાંમાંથી પાણી નીકળવા માંડે પછી બેડે બેડાં મજેથી ભરી લ્યો.

ત્યારે ત્રીજો કહે કે. પરમેશ્વરની કુદરતને કોણુ પહોંચે એક દીવસ એવું થયું કે એના બાપ ખેતરમાં સાતેડું લઇને ગએલા. બળદ એક થા કયો અને સોંય બેઠા કે તુરત એક નેળાઓ જતો હતો તેને પકડી સાતેડે જોડી દીધો આખો દીવસ મજેથી સાતેડું હાકયુ. અને રાત્રે દશશેર ગુવારનું ખાંણુ અને છ સુંડલા ઘાસ મુકી તો દશ મીનીટમાં ખાઇ ગયો આવી આની અનેક વાતો અફીમના બંધાણી-ઓના ટોળામાં થાય છે અને તે સાંભળવાની મજાતો કોઇક જુદીજ આવે છે તે સાથે મોટામાં મોટો ગુણુ એ હોય છે કે અફીમના પાકા બંધાણી થવા પછી સંતાન પ્રાપ્ત કરવાની શકતી જાય છે અને તેથી છોકરાં એ પ્રાપ્ત થવાની દુગ્ધા ઓછી થઇ જાય છે,

શાસ્ત્રકારોએ પરસ્ત્રી સેવન માટે ઘણુંજ પાપ લખ્યું છે તે સાંભળી મને તો જરાએ ગમતું નથી અરે વિષયવાંછનાની મજા તો જુદીજ છે. જ્યારથી વિષયવાંછનાના રસ્તે ગયો ત્યારથી પ્રથમ તો પગની શકતી નરમ થઇ. પછી ચેપીરોગોની અસર થવાથી "પરમી-આ"એ મ્હારી સાથે નીકટનો સંબંધ બાંધ્યો અને વૈદ્ય તથા ડોકટરોના ઘરે દીવસ રાત વખત ગુમાવવા લાગ્યો તોએ "પ્રેમી-આ" ભાઇએ મ્હારી સોબત છોડી નહી અને છેવટે પોતાના ખરા જીગરના દોસ્ત-દાર વિસ્ફોટકને મારી સાથે નીકટની દોસ્તી કરાવી આટલો આનંદતો કાંઇ ઓછો નહોતો. તેથીએ જ્યારે સંતોષ ન થયો ત્યારે મગજ ખાલી થઇ ગયું અને આધાસી તથા મગજમાં અનેક દુઃખોનાં પ્રાપ્ત થવા માથાની મજાતો જુદીજ જણાવા લાગી તેટલામાં આંખોના દેવતાને મારી સોબત ઠીક ન લાગી એટલે તેઓ મારી પાસેથી નાસી ગયા હવે તો સુખમાં બાકીજ શું! પ્રથમતો ચસમાંની જરૂર પડી અને પાછળથી પડળ ઉતરાવવા માટે દોડાદોડ કરી છેવટે જોવાનું બંધ થયું અને નીરાંતે ઘરમાં એકજ સ્થળે બેસી રહેવાનું સુખ મળ્યું અરે! આ મજાની વાતનો તો કોઇ પારજ નથી.

ઓઓ પ્રેમમાં જે માગતી તે આપનો અને છેવટે લક્ષાધીપતી કહેવાતો તે બધ થયું અને ત્યાગી મહાત્મા જેવો થયો તો પણ મહાત્માનો ઇલકાબમેં પસંદ ન કર્યો અને મને "ભીખારી"નો ઇલકાબ મળ્યો.

આમાં મારી કોઇ કસુર? આવા આવાસરામાં સારા ગુણોનું સેવન છતાં મને લોકો "ગાંડો ગાંડો" કહે છે; ભાઇઓ જરા વીચાર કરીને સમજજો અને મને જે ગાંડો કહેતા હોય તેને ઠપકો આપવો ઠીક જણાયતો બે શબ્દો કહેજો.

"દાસ પરેદયા લાવો રે" એરાગ.

અકકલ છતાં અંધારૂં રે—
ભાઇઓ મારા અકકલ છતાં અંધારૂં
સમજ્યા છતાં ગયો ઊંધે રસ્તે—
નીશામાં થયો બહુ કુમબખ્તે
ગુમાવ્યું જાણી મારૂં મારૂં રે—
અકકલ છતાં (૧)

સ્વાર્થીઓએ ખુશામત કીધી—
લક્ષ્મીબાઇને રજા મેં દીધી
પરીણામે તમામ સંભાળું સંભાળું રે—
અકકલ છતાં (૨)

વ્યસન વાંછનામાં વખત ગુમાવ્યો—
દુઃખોનો કોઇ પાર ન આવ્યો
ચોતરફ દુઃખ હું ભાળું ભાળું રે—
અકકલ છતાં (૩)

કુસંગમાં મેં ગુમાવી કમાણી—
નાણું કર્યું મે ધુળજ ધાણી
કયાં જઇને પોકારૂં પોકારૂં રે—
અકકલ છતાં (૪)

કહેવાતો હું લક્ષાધીપતી—
થઇ મારી છેવટ નર્ક ગતી
કુસંગનું મોં કાળું કાળું રે—
અકકલ છતાં (૫)

સમજીને સૌ નીતીમાં ચાલો—
સતસંગને તમે પકડી ઝાલો
કરજો નહી કામ અવિચાર અવિચાર રે—
અકકલ છતાં (૬)

વિનંતી મારી હદયે લેજો—
વ્યસનથી તમો દુરજ રહેજો
હરી કહેશ્યો હરીનામ પ્યારૂં પ્યારૂં રે—
અકકલ છતાં (૭)




## પચીશ પરિચ્છેદ.

અમીના ગમેતો ખડુ રૂપી હોય, ગમેતે હોય, તેનાં નેત્રોમાં જળ અને અગ્નિનો શમાવેશ જોઇ હસીના ગભરાઇ ગઇ. પરંતુ અમીનાનું તે રૂપ પણ વાતની વાતમાં લુપ્ત થઇ ગયું હતું. ફરી તે બોલી,—"બ્હેન ! હું સમજુ છું તે પેલા ભાડાવાળા મકાનનુ બારણુ ઉઘાડી કંઇ ચાલ્યા ગયા હશે. અથવા તે મકાનમાં હશે. તમો જોઇ આવો, તે મકાનનું દ્વાર ઉઘાડું છે કે બંધ, અથવા ત્યાંથી તેમનો અવાજ આવે છે કે કેમ ? "

હસીના પોતાની ભાભી માટે શું ન કરી શકે ! તે તુરત મુરારીલાલને મકાને ગઇ અને ત્યાં પોતાના ભાઇને બોલતો સાંભળી તુરત પાછી આવતી રહી અને બોલી: " મ્હારા ભાઇ તો તે મકાનમાં છે. સુખદેવીના બાપ સાથે વાતો કરી રહ્યા છે. "

અમીના—"તમોએ બોલાવ્યા કેમ નહીં!"

અમીના એટલી અધિર થઇ રહી હતી કે તે શું કરે છે તે જાણતી ન્હોતી હસીના બોલી–" કહો જોઉં હું કેવી રીતે બોલાવું ? હું સુખદેવીના બાપ સામે ક્યાં બોલું છું તે."

અમીના ધીરજ મુકીને બોલી ઉઠી, કંઇ નહીં, તમો ઉપર જઇને તેમને બોલાવી લાવો. "

હસીનાએ કહ્યુ; અમ્માને બોલાવું તે આવીને મ્હારા ભાઇને હાક મારશે. "

અમીના તે સાંભળતાંજ પોતાની સાસુને બોલાવવા લાગી સાસુએ ઉંઘમાંથી ઉઠીને કહ્યું, " કોણ છે ! વહુ ! શું થયું છે ? " અમીના બોલી, " જલ્દી ઉઠીને આવો. "

વહુની વાત સાંભળી માતાના પ્રાણ ગભરાઇ ઉઠયા. તે ઝટપટ કમાડ ઉઘાડી બહાર નિકળી આવ્યાં ઉતાવળા ચાલવાથી તેમના માથામાં ભીંતનો આઘાત થયો. પરંતુ તે પર કંઇ ધ્યાન ન આપતાં તે પૂછવા લાગ્યાં, શું થયું છે ?

અમીના મુખથી એક શબ્દ પણ નિકળ્યો નહિં. તેને ચૂપ જોઇને હસીના બોલી, " કંઇ નહિં, અમ્મા ! ભાઇ આટલી રાત્રે ઉઠીને સુખદેવીના બાપ પાસે ગયા છે, તેથી ભાભી તેમને બોલાવવા માટે કહી રહી છે. "

ફાતમા એક નિશ્વાસ મુકીને બોલ્યાં, ". મીરજાં સાથે વઢ વઢી હશે ? "

આ પ્રશ્નનો ઉત્તર કોણ આપે ? ફાતમા ત્યારે વહુને મીઠી વાતોથી સમજાવવા લાગ્યાં ! " તું આમ વલખા કેમ કરે છે ? મીરજાં એવો નથી કે તને ખોટું લાગે તેવું બોલે. તુંજ જેમ મનમાં આવે તેમ સંભળાવી દે છે. તું હવે ન્હાની નથી, કહો, હું હવે કેટલાક દિવસ જીવિશ ? તારેજ આ ગૃહસ્થાનો સઘળો ભાર સંભાળવો પડશે. આજકાલના..."

અમીના પોતાના સાસુ સાથે કંઇ બોલી શકિત નહોતી, પરંતુ ને સમય અધીર એટલી થઇ હતી કે મીરજાંને તેની પાસે પહોંચાડીને સાસુ તેને પકડીને મારત તો તે સહી લેત. પરંતુ આવી રીતે ઉપદેશ આપી નિરર્થક સમય નષ્ટ કરવો તેને ઠીક ના લાગ્યો. અને તે પોતે પોતાના મનની વાત પણ કેવી રીતે કહી શકે ? તેણે હસીનાનો હાથ દબાવી તેને બોલવાનો ઇશારો કર્યો હસીના માતાની વાતમાં બોલી ઉઠી, " પહેલાં ભાઇને બોલાવી લાવો, પછી ગમે તે કહેજો. ભાઇ તે દિવસની પેઠે કંઇ ચાલ્યા ન જાય. "

ફાતમાએ વાર ન કરી. 'મુરારીને ઘેર જઇ મીરજાંને બોલાવવા લાગ્યાં. મીરજાં માતાની બોલી સાંભળી કંઇ ખ્હી જઇ બોલ્યા, " શું છે માતા ? "

માતા બોલ્યાં, " બેટા ! મારી વાત

સાંભળ, તું જલ્દી ઘેર આવ."

મીરજાં ધીરે ધીરે મુરારી પાસેથી હઠીને, માતા પાસે આવ્યા. આવીને બોલ્યા, "મને ઘેર આવવા માટે કેમ કહો છો ! મારે માટે ઘરબાર કેવું મારૂં ઘરબાર તો તમોએ ઉજ્જડ કરી મૂક્યું છે, અમ્મા !"

પુત્રની આવી વાત સાંભળીને ફાતમા કંપવા લાગ્યાં. વહુના અનાદરથી પુત્રના મનમાં બહુ દુઃખ થયું છે, તે તે સમજી ગયાં. તે બોલ્યાં, –"વહુ ઘણી નાદાન છે, તેને બિલકુલ અક્કલ નથી, સમજતી નથી કે શું થાય છે. નહિં તો પુત્ર! તે કંઇ તારૂં કહ્યું ના કરત ? તમો તો બુદ્ધિશાળી છો, અલ્લાહની મહેરથી તમો પઢેલા-ભણેલા છો, તમો માની જાઓ. મેં વહુને ઘણી સમજાવી છે, પણ તે ઠોઠ કંઇ સમજતી નથી. મુખથી તો બહુ અભિમાન કરે છે કે હું અક્કલવાન છું."

મીરજાંના મનમાં અગ્નિ બળી રહ્યો હતો. તેમનાથી રહી શકાયું નહિં. તેમણે કહ્યું, "બધુ સમજાવવાની જરૂર નથી. હવેથી મારૂં મન કહેશે તેમ હું કરીશ."

વહુ સામે ઉભી હતી, તેનો પક્ષ લઇને કંઇન કહેવું તે પણ ઠીક નહોતું, અને વહુનો સ્વભાવ પણ ફાતમા ઠીક જાણતાં હતાં, તેથી તેમણે કહ્યું "તો શું તે વાત પર, આટલી રાત્રે બિચારીને એકલી મુકી ચાલ્યા જવું તે તમારા જેવા સમજુ માણસને લાયક છે! કદી અણબનાવ થઇ ગયો તો મને કહેવું હતું, આટલી રાત્રે બીજાને ત્યાં જવાનું શું પ્રયોજન ? ત્યાં શું કરતા હતા ?"

મીરજાંએ તુરત કહ્યું, "અમ્મા! એક દિવસ તમારી સામે હું જુઠું બોલ્યો હતો, પણ આજ જુઠું બોલીશ નહિં. હું મુરારીલાલ સાથે શરાબ-દારૂ પિ રહ્યો હતો."

અકસ્માત્ માથા પર જેમ વજ્રપાત થવાથી મનુષ્ય કાંપી ઉઠે છે ત્રણે સ્ત્રીઓની દશા તેવી થઇ ગઇ. અમીના ગુસ્સાથી થર થર ધ્રૂજવા લાગી. હસીનાએ તેને પકડી ન લીધી હોત તો પડી જાત હસીનાનું હૃદય પોતાના ભાઇની દુર્દશા જોઇને રડવા લાગ્યું. તેણે પોતાના ભાઇના મનની વાત જાણી લીધી. ત્યારે તેને ભાભી પર ઘણો ક્રોધ થવા લાગ્યો. પુત્રના મુખથી એવી વાત સાંભળી માતા દીંગ થઇ ગયા. ઘણી કઠિનાઇથી પોતાને સંભાળીને તેમણે કહ્યું, "અરે! અલ્લાહ ! તું ત્યાં બેઠો બેઠો મારા હૃદયપર અગ્નિ બાળી રહ્યો હતો. તેં તો પિવાનું મુકી દીધું હતું ને ? પછી તું એવું ઝહેર કેમ પીવા લાગ્યો ? અરે! તે ઝહેર છે તે તું ક્યાં જાણતો નથી."

મીરજાં ઘણી ગંભીરતાથી બોલ્યો. "મેં તે ઝહેર સમજીનેજ પીધો છે. ઝહેર ન હોત તો હું પિત નહિં."

ફાતમાએ અચંબામાં પડીને કહ્યું, "ક્યાં દુઃખથી તું ઝહેર પિ રહ્યો છે ?"

હવે તો મીરજાંના દુઃખથી સાતે સમુંદ્ર ઉમેડી ચાલ્યા. જોરથી તે કહેવા લાગ્યા, "મારા દુઃખની વાત અમ્મા ! તમોને શી રીતે કહું ? આ મુખથી બોલી શકાઇ નથી. મનમાં આવે તો મારૂં હૃદય ચીરી જોઇ લ્યો, ત્યારે સૌ વાતો સમજી લેશો."

પુત્રને રડતાં જોઇને માતાથી ચૂપ રહી શકાયું નહિં. તે પણ રડવા લાગ્યાં. પરંતુ ઝટપટ પોતાને સંભાળીને બોલ્યાં, "યા ખુદા ! પુત્ર! તું શું આ છોકરવાદી કરી રહ્યો છે ? કુસંગતમાં પડીને લોકોએ તને બગાડી મુકયો છે. મુરારીલાલને ઘરમાં રાખ્યો છે, તેના આવા આચરણ ! મારાજ ઘરમાં રહી મારૂંજ સત્યાનાશ વાળવા બેઠો છે !"

મીરજાંએ આંસુ લુંછીને કહ્યું, "નહિ માતા ! મુરારીલાલની કંઇ કસર નથી. મેં જાણી જોઇને દારૂ પીધો છે."

માતા ચકિત થઇને પુત્રનું મુખ જોવા લાગી, ફરી બોલી, "તને મારા સમ કદિ તું પીઉં તો——"

મીરજાએ તેમની વાત રોકીને કહ્યું, "તમો સમ ખમ ન દો. હું તમારો કપૂત જન્મ્યો છું. મારાથી તમારા કંઇ કામો થશે નહિં. હું નિશાબાજ છું, મારરી તમો સો શોક ઘણા કરો. તમારા વંશનો અંગાર છું. મેં તમને બહુ દુઃખ દીધું છે, મને નરક દોજખમાં પણ ઉભા રહેવાની જગ્યા મલશે નહિં અમ્મા! મ્હેં ઘણા યત્ન કર્યા હતા. મેં પ્રતિજ્ઞા કરી લીધી હતી; ફરી કદિ શરાબ નહિં પિઉં-પણ પેલી ચૂડેલે-પેલી......"

તેમનાથી વધારે બોલી શકાયું નહિ, ક્રોધથી તેમનું ગળું બંધ થવા લાગ્યું આ તરફ અમીનાથી પણ ચૂપ રહી શકાયું નહિ. તે બોલી ઉઠી, "અમ્મા! તેમને રડતા જોઇને તમો પણ રડવા લાગ્યાં; તે રડવા થોડુંકજ છે. જોતાં નથી, નિશામાં બડબડ કરી રહ્યા છે. મા બ્હેન સામે શરમ નથી આવતી? ઢાંકણીમાં પાણી લઇને ડૂબી નથી મરતા!"

મીરજાં લાલ નેત્રો કાઢી અમીના તરફ જોવા લાગ્યા, કંઇ કહેવા ઇચ્છતા હતા પણ મનની વાત મનમાં રાખી બોલ્યા—" અમ્મા! મને તમારા કમરામાં સુવા દો. હું તમારા પલંગ પર સુઇ રહીશ."

મીરજાં ત્યાં વધુ થોભ્યા નહિં ત્યાંથી જઇ માતાના પલંગ પર જઇ સુઇ રહ્યા. અમીનાને ઘણી આશા હતી પણ નિરાશ થઇ ગઇ. ( અપૂર્ણ )

---



# હીંદમાં રોજ કેટલી ગાયો કપાય છે?

વીસમી સદીમાં આર્યાવર્તમાં ઉન્નતિને માટે અનેક પ્રકારની ચળવળો ચાલી રહી છે, પ્રજા સમુહ સુખી થવાને વાસ્તેજ ઉન્નતિને ઇચ્છે છે, ઉન્નતિ થવા માટે ધાર્મિક ને સામાજીક ચળવળો અનેક રૂપમાં થવા લાગી છે, અને તેને પણ ઘણાં વરસ થઇ ગયાં છે. અપવાદ લાયકાત ( કેળવણી ) નો આવે છે, એ અપવાદમાં સત્ય કેટલું છે તે વાચનાભિલાષીઓ સારી રીતે જાણે છે: કેટલાક રાષ્ટ્રો કેળવણીમાં હીંદુસ્તાન કરતાં પણ પાછળ છે, છતાં સ્વતંત્રતા ભોગવીને ઉન્નત થયાં છે, અને થાય છે, ખુદ ઈંગ્લાંડમાં પણ પ્રાચીન સમયમાં હીંદુસ્તાનના જેટલો કેળવાયલો વર્ગ ન્હોતો છતાં પણ તે વખતે ઇંગ્લાંડ સ્વતંત્ર હોવા છતાં જનસમાજના પોકારને નાઇલાજે માન આપતું હતુ, જ્યારે આમ છે તો પછી હીંદુસ્તાન માટે આમ કેમ હશે! આ સવાલ સહજ ઉદભવે છે. સવાલના જવાબ હરકોઇ સમજે છે. માટે આ સ્થળે વિશેષ ઉલ્લેખ કરવાનું કારણજ નથી. જે રસ્તે ઉન્નતિ થવા ઇચ્છવામાં આવે છે તે રસ્તે સ્વતંત્રતા મળી શકેજ નહિ. છતાં પણ એમ ધારી લેવામાં આવે કે કદાચ સંપૂર્ણ નિરંકુશ સ્વતંત્રતા પ્રાપ્ત થાય તો પણ આ દેશ સુખી બનવો અશક્ય છે. કારણ વૈદિક તેમજ અર્થશાસ્ત્રની નજરે જોતાં જીવન નીભાવવામાં મદદ કરનારાં પ્રાણીઓ ગાય, ભેંસો અને બળદો છે તેનો આ દેશમાંથી એવો નાશ થવા માંડયો છે, કે તે જોઇને રાક્ષસ જેવા મનુષ્યને પણ કમકમાટ ઉપજ્યા શિવાય રહે નહિ, આ નાશ એટલો બધો ત્વરાથી થાય છે કે સ્ટીમ એન્જીનથી ચાલનારા યંત્રો સુદ્ધાંત એની આગળ હાર ખાઇ જાય એમ છે. રા.રા. દેવજી ભાણજી પંડયાએ એ

# રાજકોટની પાંજરાપોળમાં મહા પુણ્ય !

**તમામ પાંજરાપોળો માટે અગત્યનું**

ગઈ કાલે રાજકોટ પાંજરાપોળની મેં મુલાકાત લીધી, ત્યાં એક વાત જોઇને હું ઘણો ખુશી થયો છું.

ભરવાડ લોકો બકરાંનાં નાનાં બચ્ચાંઓ પાંજરાપોળમાં મુકી જાય છે, તેમને યોગ્યરીતે દુધ પાઇ શકાતું નથી તેથી તેવાં સંખ્યાબંધ બચ્ચાંઓ પાંજરાપોળમાં થોડી મુદતમાં પીડાઇને મરણ પામે છે.

તે મહાપાપ અટકાવવાને રાજકોટના મહાજને એવી ગોઠવણ કરેલી છે કે, મરી ગયેલી બકરીઓના આંચળો કાપી લઇને તેવા આંચળો મારફતે ઉંચેથી બચ્ચાંઓને દુધ પાવામાં આવે છે. હું પાંજરાપોળમાં ગયો ત્યારે સંખ્યાબંધ બકરાંનાં બચ્ચાંઓ તથા બે નાના પાડાઓ તે પ્રમાણે આંચળો ધાવીને દુધ પીતાં મારા જોવામાં આવ્યાં તે રીતે દુધ પીવાથી બચ્ચાંઓને પોતાની માને ધાવવા જેવો સંતોષ થતો હતો અને તેને પરિણામે તમામ જીવો ઘણા તંદુરસ્ત મારા જોવામાં આવ્યા.

આ સુધારો ઘણો દયાળુ છે, અને તમામ પાંજરાપોળોમાં જો તે પ્રમાણે નાનાં પ્રાણીઓને દુધ પાવાની ગોઠવણ થાય તો ઘણા જીવો મરતા બચે, માટે તમામ શહેરો તથા ગામોના મહાજનોને મારી વિનતિ છે કે, રાજકોટની પાંજરાપોળની મુલાકાત લઇને જે નવી રીતે દુધ પાવામાં આવે છે, તેનો અભ્યાસ કરીને તથા અનુભવ મેળવીને પોત-પોતાની પાંજરાપોળોમાં પણ તેવી ગોઠવણ કરવા મહેરબાની કરવી.

રાજકોટ
તા. ૨૦-૧૧-૧૯૧૬ } લાભશંકર લક્ષ્મીદાસ.




(૫)

પ્રિય બ્હેન સૌ સવિતા,

પ્રેમપૂર્વક અનેકોત્તમ આશીર્વાદ બ્હેન, તું તારી ભાભીના પત્રની માર્ગ પ્રતીક્ષા કરતી હશે. એવામાં કલ્પના પણ નહીં છતાં મારો પત્ર આવેલો જોઇ ત્હારાં મનને જરા ખરાબ લાગશે નહીં, પણ તારા મનને થોડી ઘણી નિરાશા તો થશેજ. તારો તારી ભાભીપર આવેલો પત્ર મને વંચાવ્યો છે. તારો પત્ર વાંચી મારા મનમાં કેટલાક ઉદ્દભવેલા વિચારો આ પત્રમાં લખ્યા છે. તારી ભાભી હાલમાં તેના ભાઇના આવેલા પત્રનો ઉત્તર લખવામાં ગુંથાઇ છે, એટલે મેં આ પત્ર લખવાનું માથે લીધું છે. બ્હેન! તમો સ્ત્રીઓ અરસપરસ એક બીજાનાં અંતઃકરણ તદ્દન ખુલ્લાં કરી હિત વચનો કહો છો. તેમાં સરખી વયનાં સરખા વિચારનાં પ્રેમાળ બૈનિણીઓ પ્રેમનાં દૃઢ આલિંગનથી ભેટે છે, એટલે તમારા હૃદયમાં ઉત્પન્ન થતા સ્વતંત્ર વિચારોનો સમુદ્ર એક સરખો વહે છે. તેજ પતિ પત્નિનો, બાપ દીકરાનો, ભાઇ બ્હેનનોનું હિત કરે છે. કે તમારા હૃદયમાં ઉત્પન્ન થતા વિચારોનો સમુદ્ર ભીડ, લજ્જા, મર્યાદા, સંકોચ વૃતિ ઇત્યાદી ખડક પ્રદેશમાં મોટી સાવધાનીથી અને શાન્ત પણાથી વહે છે. પણ એમાં તમારો દોષ નથી. તમારા પ્રેમાળ અને વિનયશીલ મનમાંજ સદ્દગુણજ છે. બાલક-છોકરી હમ્મેશા તેની માતાને વધારે ચાહે છે. તે માતાને છોડી ક્ષણભર પણ દૂર રહેતી નથી. પુત્રી જેટલો માતા સાથે સમ્બન્ધ રાખે છે તેટલો પિતા

સાથે રાખતી નથી. પુત્રની સ્થિતિ સાધારણ રીતે આનાથી તદ્દન ઉલટીજ છે. પુત્રને માતાનો સ્નેહ કંઇ નથી હોતો એમ નથી. પણ પુત્ર જરા સમજવાળો થાય છે કે તે પિતા સાથે વધારે સ્નેહ રાખે છે. પિતા બહાર જવા તૈયાર થાય કે, પુત્ર પોતાની ટોપી હાથમાં પકડી, હાથથી ઇશારત કરી કિંવા બાલ ભાષામાં 'મારે બહાર આવવું છે' એવું કહે છે. પુત્રને બહાર ફરવાનો શોખ પુત્રી કરતાં વધારે હોય છે. અસ્તુ. બાલ્યાવસ્થ માંથીજ સ્ત્રીઓ પુરૂષ વચ્ચે આવી રીતિએ તફાવત દૃષ્ટિએ પડે છે.

સવિતા બ્હેન, તારો અને તારી ભાભી વચ્ચેનો ચાલેલો પત્ર વ્યવહાર જોઇ મારામન ને ઘણોજ આનંદ થયો છે. તેમજ મારા મનનું કંઇક સમાધાન પણ થયું છે. સંસારની વાતની ચર્ચા સ્ત્રીથીજ થવીજ જોઇએ. એટલે તે યોગ્ય પ્રકારે થઇ, સમાજને થોડો ઘણો ફાયદો એનાથી થશે. મારા પહેલા પત્રમાં એક ઠેકાણે સ્ત્રીઓના મનની વાત સ્ત્રીઓને સારી રીતે અને જલ્દી સમજ પડે છે" એવું વાક્ય તને લખેલું તે યાદ હશેજ. તે લખવાનું પ્રત્યક્ષ ઉદાહરણ એટલે તારો અને તારી ભાભી વચ્ચે ચાલેલો પત્રવ્યવહાર એજ છે. બ્હેન! સંસારમાં જ્યારે સ્ત્રી અને પુરૂષમાં સરખોજ સંબંધ હોય તોપણ, સંસારમાં બારીક સુખ દુઃખના જાણકાર પુરૂષો કરતાં સ્ત્રીઓજ વધારે હોય છે. સંસારશકટ ઉત્તમ રીતિએ ચલાવાને પુરૂષોને નાના પ્રકારના શ્રમ ઉદ્યોગ, વીગેરે કરવા પડેછે. પુરૂષનું મન હમ્મેશા ઉદ્યોગ સૃષ્ટિમાં ફરતુંજ રહેછે. અને સ્ત્રીઓનું મન સંસાર સૃષ્ટિમાં ફરતુંજ રહે છે, તેનું એક નાનું સરખું ઉદાહરણ કહું છું:- પતિ સન્ધ્યા કાળે કચેરીમાંથી ઘેર આવ્યો ત્યારે તેની વૃત્તિ દરરોજ કરતાં વધારે આનન્દિત દેખાઇ તેણે પોતાના આનન્દનું કારણ પત્નિ આગળ પગાર વધવાનું જણાવ્યું. પત્નિએ દરતું સુખ કર્યું. તેણે પોતાના આનંદનું કારણ પતિ આગળ, એક ફાટેલું લુગડું આપી લીંબુનાં અથાણાં ભરવાની ચીનાઇ બરણી લીધી ને જણાવ્યું. બન્નેનો આનન્દ એકજ દરજ્જાનો સંસાર સંબંધનોજ હતો. બરણી અને પગારની વૃદ્ધિ, બન્ને બાબતો સંસારનીજ છે. માત્ર તે આનંદ જુદો જુદો છે. અસ્તુ હવે હું તને જે વિષય પર પત્ર લખનાર છું ને તરફ વળુ છું.

બ્હેન! તું તારા પત્રમાં તારા સસરાજીના સંતાપી સ્વભાવનો, અને તારો નાનો દીયર શોખથી નાટક કંપનીમાં કેટલાક દિવસ રહ્યાનો ઉલ્લેખ કરેલો છે. તે બાબત હું તને બે શબ્દો લખનારછું તારો દીયર આનંદરાય નાટક કંપનીમાં જતો રહ્યો તેનાં બે કારણો છે. તે પૈકી એક પ્રત્યક્ષ, અને બીજું અપ્રત્યક્ષ હમણાં હમણાં બે ત્રણ વર્ષ થયાં નાટક કંપનીઓનો પ્રવાહ વહેતો જાય છે દર વર્ષે નિદાન બે ત્રણ નાટક કંપનીએ ઉભી થાય છે. પ્રત્યેક શહેરમાં બે ત્રણ નાટક મંડળીઓ ખેલ કરી લોકોનું મન રંજન કરે છે. સંધ્યા કાળે નાટકના છોકરાઓ (એકટરો) બપકાબંધ પોશાક પહેરી શહેરમાં ફરતા ફરે છે. નાટકની મંડળી શ્રીમંત અને સુખી હોય છે એવા ઘણા મોટા લોકોમાં સમજુત છે. તે શિવાય કેટલીક બાબતો સંગીત ઉપર પણ અવલમ્બેલી છે. બાલ્યાવસ્થામાં એકાદ બાબતની લ્હે લાગી એટલે તેની અસર બાળકનાં કુમળાં મગજ ઉપર તુર્તાતુર્ત થાય છે. બાળકોને ખરાબ કિંવા સારી વલણ તરફવાળવા બાબત તેના ઘરના વડીલ માણસે તે બદલ વધારે કાળજી રાખવી જોઇએ. તારા આનંદરાવ દીયરને નાટક કંપનીમાં જવાને અપ્રત્યક્ષ રીતે તારા સસરાજ કારણભૂત છે એવું કહેવાને હું સાહસ કરૂં છું. કેવું તે જો. કુટુમ્બમાં વડીલ પુરૂષનો અન્યને ધાક બેસાડવાને કુટુમ્બની મંડળીને તેની આજ્ઞાનું પાલન કરાવાને તેના શબ્દોને માન અપાવવાને,

વડીલ પુરૂષમાં કડકપણું જોઇએ એ સ્વાભાવિક છે. પણ તે કડકપણાંનો અમલ કરવાને દારય સ્વીકારવું જોઇએ. હંમેશ સન્તાપી રહી ધમપછાડ કરવું એવું કડક પણું આખરે કોડી કામનું થઇ પડે છે. તને ખબર હશે કે એકાદ કજાત સાસુ જ્યારે પોતાની પુત્ર વધૂ ઉપર રોષે બરાય છે, ત્યારે પુત્ર વધૂને સાસુના રોષની ભીતિ ન લાગતાં તેનાં મુખમાંથી તિરસ્કાર યુક્ત ઉત્તર "રોજ મરે તેને કોણુ રડે ?" એવો નીકળે છે. સંતાપી સ્વભાવ પોતાને માટે બીજાના મનનાં અપ્રીતિ અને તિરસ્કાર ઉત્પન્ન કરે છે. તું લખે છે કે "સસરાજીની આગળ સાસુજી તેમજ દીયરો ઉભા રહી શકતા નથી" એ અક્ષરશઃ ખરૂં હોવું જોઇએ. વડીલના સંતાપી વર્તનમાં આનંદરાવના મનમાં તિરસ્કાર વધી ગયો એવું હોવું જોઇએ, અને તેથીજ તેણે 'વડીલનું મુખ જોવાનો નથી' એવો ઉદ્‌ગાર કાઢ્યો. આનંદરાવ પરીક્ષામાં નાપાસ થયો એ તેની ભૂલ ખરીજ પણ આવા વખતે તારા સસરાએ પુખ્ત વિચાર કરી ઠપકો દેવો હતો. પુત્રના અપરાધ બદલ રોષ આણવો, પ્રસંગે યોગ્ય શિક્ષા કરવી. એ વડીલોનું કર્તવ્યજ છે. પણ તે વખતે વડીલે પુત્રને તેના કર્તવ્યથી જાણુ કાર કરવો એ પણ વડીલનુંજ કર્તવ્ય છે. 'તું ઘરમાંથી કાળું કર' અને ફાવે ત્યાં ભીખ માંગી ખા આવી અવી અવિચારપણાની શિક્ષા પુત્રને કરવી એટલે આપણા હાથથી પુત્રની જીંદગી ખરાબ કરવી એજ છે. અસ્તુ. પત્ર ઘણો લંબાણુ થયો હવે સમાપ્ત કરૂં છું તારા પત્રમાંની એક બે બાબતો વિષે પત્ર લખવાને મારા મનમાં પૂર્ણ ઉત્કંઠા હતી. ભવિષ્યમાં એકાદ વખત સવડાનુંસાર લખીશ પત્રનો ઉત્તર તારા તરફથી જરા મોડો આવશે તો આવશે શ્વસુર પક્ષમાં કોઇ પણ મનુષ્યનું દિલ ન દુઃખવાની ખબરદારી રાખજે પ્રકૃતિ બદલ યોગ્ય સંભાળ રાખજે એ આશીર્વાદ ચિ. દિનકરરાવને શીર સાષ્ટાંગ નમસ્કાર.

લી૦ ત્હારો પ્રેમ બન્ધુ,

"પવિત્રાશ્રમ" પ્રારડી — અરવિન્દ. અમ્બેલાલ સાવરામભાઇ દેસાઇ.

## સુવર્ણ-લંકા

સિલોન (લંકા) એક છોટો પણ અત્યંત સુંદર ટાપુ છે. બહુ દક્ષિણમાં હોઇ વિષુવવૃત્ત સમીપ હોવાથી અહીં પુષ્કળ ગરમી હોવી જોઇએ, પરંતુ દરીઆનો પાડોશ અહીંની અતિ ઉષ્ણતાને પલટાવી નાંખી હવામાન સમધાત કરે છે; એટલુંજ નહિ કિન્તુ પોતાની ભીનાશ પણ બાષ્પ રૂપે હવામાં પૂરી હવાને બહુજ ખુશકારક અને સુખદાયી બનાવે છે. *સિલોનની સુખદાયી હવા અહીંના સષ્ટિસૌંદર્યને* ખીલવી એટલી બધી સુંદરતા પૂરે છે, કે એક વખત મનુષ્ય હિમાચળ તટના સિમલા આદિ સ્થળોને પણ ભૂલી જાય. સિલોનનો મધ્ય ભાગ પહાડી ઉચ્ચ ભૂમિ છે, જે નાના પ્રકારની વૃક્ષલતાઓથી પરિપૂર્ણ છે. બાકીના ભાગોમાં પણ નારીએળી સોપારી વગેરેના ઝાડો સરસ સુંદરતા દાખવી રહ્યા છે. કોલંબો બંદરથી કાંડી (મધ્યભાગમાં જુની રાજધાની) સુધી ભૂમિ ધીરે ધીરે ઉચ્ચ અને ઉચ્ચ થતી જાય છે, તેજ પ્રમાણમાં સાથે સાથે સષ્ટિસૌંદર્ય પણું વિશેષ અને વિશેષ સુંદરતા દર્શાવતું જાય છે, સષ્ટિસૌંદર્યનો શોખીન પ્રથમ પ્રવાસી અહીંની વધતી જતી સુંદરતા જોઇ આનંદમાં એટલો તો નિમગ્ન થઇ જાય છે, કે તેને ઇશ્વરના *પરમાનંદ સ્વરૂપને સ્વાનુભવ થવાને વિલંબ લાગ*તો નથી. અહીંથી આગળ નવારાઅલિયા નામનો પહાડ પણ અતિ આનંદદાયી છે. કેળ, નાળિએરી તેમજ અન્ય વૃક્ષોની અગણિત વૃક્ષાવલિ છે. અહીં એવું કોઇ પણ સ્થાન દષ્ટિગોચર થતું નથી કે જ્યાં સોપારી, નાળિએરી આદિ વૃક્ષો આંખને ઠારતા ન હોય. કાંડીની પાસે 'પેરેડીનિયા બોટાનીકલ ગાર્ડન' નામનો સરકારી બાગ છે. જેની તોલે સમસ્ત ભારતવર્ષમાં કોઇપણ બાગ નથી. વિવિધ પ્રકારના એવા એવા વૃક્ષો એની અંદર રોપ્યાં છે કે એને આખી આલમના તરુવરોનાં સંગ્રહસ્થાનનું

નામાભિધાન આપવું અનુચિત નહિ ગણાય. સમસ્ત વિશ્વમાં એવા બાગો અતિ અલ્પ હશે. દુનીઆ ભરના વૃક્ષો ઉપરાંત સિલોનના વિશેષ વૃક્ષો દારચીની, તજ, જાયફળ, લવંગ વગેરે સઘળા એક સ્થાનમાં દ્રષ્ટિગોચર થાય છે.

એ જગ્યાનું સૃષ્ટિસૌંદર્ય અતિશય સ્વાધનીય છે. એ બાગની ત્રણ બાજુ મહાવલ્લી ગંગા નામની નદી છે. ફક્ત એકજ બાજુએ રસ્તો છે અને એની સમીપ કોઇક દેશી અને ઘણાક અંગ્રેજોની કંપનીના ચા, કોકો, વગેરેના અગણિત ખેતરો છે. એ વસ્તુઓની દરવર્ષે સિલોનથી લાખો રૂપીઆની નિકાસ થાય છે. લિપટન વગેરે ચાની કંપનીઓના અગણિત ખેતરો અહીં છે, અને એટલી બધી વિશેષ ચાની ઉપજ થઇ રહી છે કે ભારતવાસીઓને અધિક ચાપ્રિય બનાવવાની જરૂરીઆત સંબંધી કંપનીને સ્વાનુભવ થઇ ગયો છે. જેને માટે વિશેષ ઉપાયો પણ વિચારાઇ ગયા છે, અને સાંભળ્યું પણ છે કે એ બાબતમાં ગવર્નમેન્ટે પણ કંપનીની વૃદ્ધિને માટે કંઇ કંઇ સાહસો કર્યાં છે. એનું દૃષ્ટાંત મૈસુરના પ્રદર્શન વખતે ખુલ્લું જણાયું હતું. ત્યાં એક સાહેબની એક પૈસામાં ચાનો કપ આપવાની જાહેર ખબર હતી. સ્રીઓના પ્રદર્શનમાં જેટલી સ્રીઓ આવી તેટલી સઘળીને એ સાહેબે મફત ચા પાઇ. એ સાહેબની તપાસ કરતાં એ એક પંજાબી ભાઇ નીકળ્યા. એણે બતાવ્યું કે ચાની સઘળી કંપનીઓ એકઠી થઇ આ બાબતમાં ઉદ્યોગ કરી રહી છે. આ એક પ્રકારની જાહેર ખબર છે પ્રત્યેક કંપની એમાં પોતાના ભાગનો ખર્ચ આપે છે. હું જો સઘળો ખર્ચ-ઘેરથી આવવાનો રસ્તા ખરચ પણ ગણું તો એક કપ ચાની કીમત ચાર આનાથી ઓછી થતી નથી; પરંતુ હું એક પૈસામાં આપું છું. એનો હેતુ ફક્ત એટલોજ છે કે લોકોમાં ચાની રૂચી ઉત્પન્ન થાય. સ્રીઓ ચાની કમ અભ્યાસી છે જેથી એને મફત ચા પાઇએ છીએ.

વિચાર કરીએ તો જણાશે કે એ એક જાહેર ખબર છે. તેમજ એ એક પૈસા કમાવાની બાજી છે. આપણને એથી હાનિ થશે કે લાભ? આપણી તંદુરસ્તી બગડશે કે સુધરશે? એ બાબત પર કશું પણ ધ્યાન નથી. લોકો ચાના શોખીન થાય અને એની ચા વધારે વેચાય તો પછી એ લોક કેમ ધનવાન ન થાય?

આવા પ્રકારની વસ્તુઓ ઉત્પન્ન થવા ઉપરાંત સિલોનમાં અંદરની બાજુના પહાડોમાંથી જવાહીર નીકળે છે. એ બાજુએ સારા સારા પત્થરો બહુજ સસ્તી કીંમતે મળે છે. ઉપરાંત કેટલીક ધાતુઓની પણ ખાણો છે. જે ગવર્નમેન્ટના અધિકારમાં છે. સિલોનની ચારે બાજુ સમુદ્ર છે અને એની અંદર મોતી પાકે છે. એ મોતી દૂર દૂરના પ્રદેશો સુધી જાય છે અને ઉપરની સઘળી બાબતો પરથી ખુલ્લું છે કે સોનાની લંકા એવું અસલથી જે એનું નામ ચાલ્યું આવે છે તે નિરર્થક નથી પરંતુ સાર્થક છે.

સિલોનમાં અંગ્રેજ સરકારનું રાજ્ય છે પરંતુ અહીંની રાજ્યવ્યવસ્થામાં કેટલાક ભેદ છે, સિલોનના રૂપિઆ હિંદી રૂપીઆની બરોબર છે અને અહીંના રૂપિઆ ત્યાં ચાલી જાય છે. કેટલાક ઇનકાર પણ કરેછે. મુસાફરોને વહાણમાં ચઢતાંજ રૂપીઆ વટાવનાર સરાફો મળી જાય છે અને રૂપીઆ બદલી શકાય છે. રૂપીઆના આના પૈસામાં ભાગ કર્યા નથી, પણ રૂપીઆના ૧૦૦ સેન્ટો છે. ૫૦ સેન્ટનો સિક્કો અરધા બરોબર અને ૨૫ સેન્ટનો પાવલી બરાબર. એ પ્રમાણે ૫ સેન્ટ સુધી સિક્કા હોય છે. નોટ પણ લગભગ એવીજ છે. હિંદુસ્તાનની દશ રૂપીઆની નોટથી સિલોનના દશ રૂપીઆ અને સિલોની દશ રૂપીઆની નોટથી હિંદના દશ રૂપીઆ મળી શકે છે.

સિલોનથી પાછા ફરતાં મહેરબાની કરી કમીશનથી હિંદી રૂપીઆ પ્રાપ્ત કરી લેવા કેમકે તે રૂપિઆ અહીં ચાલતા નથી. સિલોનમાં

ગયા પછી વારંવાર શ્રી રામચંદ્રજીનું સ્મરણ મગજમાં ખડું નહિ થાય એ અસંભવિત વાત છે. રામેશ્વરથીજ એ વિષય પર પ્રીતિ વધી જાય છે. રામેશ્વરથી આગળ ધનુષ્કોડી નામનું સ્ટેશન છે. અહીંથી આગળ થોડે સુધી સમુદ્રમાં પૂલ બાંધી રેલવે લઇ ગયા છે. એ સ્થળને ધનુષ કોડીપીઅર કહે છે. અહીંથી વહાણોમાં બેસી સિલોન તરફ જવાય છે. એ વહાણો પણ રેલવે કંપનીનાંજ છે. સિલોન પાસે પણ તાલીમિનાર સ્ટેશનથી સમુદ્રની અંદર થોડે દૂર સુધી રેલવે નાંખેલી છે એને તાલીમિનાર પીયર કહે છે. અહીંથી કોલંબો ૧૨ કલાકનો રસ્તો છે. ઉપરોક્ત સમુદ્રના ભાગમાં રેલ્વે નાંખતી વખતે લોહસ્તંભ ટકાવવા માટે ખોદાણ કરવું પડયું હતું. એ જગ્યાએ ખોદાણ કરતી વખતે પત્થરોના મોટા મોટા ટુકડા નીકળ્યા હતા. એ ટુકડાઓ પરથી સ્પષ્ટ માલુમ પડતું હતું કે એ પત્થરો બનાવેલા હતા. એવા પત્થરો હાલ પણ કાંકરી સિમેન્ટ મેળવીને બનાવે છે. વહાણ જે રસ્તેથી સમુદ્રમાંથી પસાર થાય છે, ત્યાંથી થોડે દૂર એક લાઇન દેખાય છે અગ્રેજોએ એનું 'આદમનો પુલ' નામ રાખ્યું છે. હિંદુસ્તાનથી ઠેઠ સિલોન સુધી કદિં જળ તો કહીં સ્થળ એ પ્રમાણે એ ટેકરીની હાર પહોંચેલી છે. રેલવે કંપની પણ એના ઉપર પૂલ બાંધી હિંદ અને સિલોનને રેલવેથી સાંધવાનો વિચાર કરી રહી છે. ઉપરના ખોદાણથી કઇ કઇ વાતો પ્રકટ થશે તે ઇશ્વર જાણે! પણ એટલું તો અમે ચોક્કસ કહીએ છીએ કે રામચંદ્રજીએ અવશ્ય પૂલ બાંધ્યો હતો. એ કેવડો મોટો હતો તે કોઇ નથી જાણતું. રામેશ્વરના મંદિરમાં દૂરદૂરના મુસાફરો દર્શનને માટે જાય છે પણ ત્યાંથી કોઇ વિશેષ ચિહ્ન જડતાં નથી. એ શિવજીનું મંદિર છે. એ સંબંધી કહેવાય છે કે રામચંદ્રજીએ અહીં રામેશ્વર સ્થાપન્ કરી આરાધના કરી હતી, પરંતુ મંદિર બહુ પ્રાચીન નથી. એક મૈલ પર થોડાંક સામાન્ય તળાવો છે, જેનાં નામ રામકુંડ, સીતાકુંડ અને લક્ષ્મણકુંડ છે. કહેવાય છે કે એમણે અહીં નિવાસ કર્યો હતો. પ્રશ્ન ઉદ્ભવે છે કે સીતાજીનો નિવાસ રામચંદ્રજીના નિવાસથી જુદો કેમ હતો? એ તળાવો પણ નવીન બનેલા લાગે છે, કહેવાની મતલબ એ છે કે વહાણ પર લઇ જતી રેલ્વેલાઇનને આદમનાપૂલ સિવાય મનોરંજનતાનું કોઇ વિશેષ ચિહ્ન નથી. છાછર પાણીહોવાથી વહાણો કિનારે આવી શકતાં નથી, જેથી ઉપરોક્ત રેલવે લાઇન છે.' રામચંદ્રજી અહીં બેઠા હતા, એમણે શિવલિંગની પૂજા કરી હતી, ઇત્યાદિ વાતો બનાવટી માલમ પડે છે. સિલોનમાં કોઇ જગ્યાએ હવે પુરાતની ચિહ્ન નથી. કોઇએ દીઠું તો નહિ પણ આપણે સાંભળ્યું તો છે કે એક પહાડ પર બે પાદ ચિહ્ન છે, જેને મુસલમાન આદમના પગલાં અને હિંદુ રામચંદ્રજીના પગલાં કહે છે, અને નવારાઅલિયા પહાડની પાસે એક ગુફામાં સીતાજીના એ તરફ ગયાનું હિંદુઓ વર્ણન કરે છે. સિલોનમાં અનુરાધાપુર આદિ સ્થળોમાં બહુ જંગી ખંડેરો જણાય છે. એ પ્રાચીન સ્થળોને જોઇ એના બનાવનારનું મહત્ત્વ ખડું થઇ જાય છે, કિંતુ એ સ્થાન અઢી હજાર વર્ષથી પહેલાનું નથી.

અંગ્રેજ શોધકોએ પાલી ભાષાના બૌધ પુસ્તકોમાંથી એક 'મહાવંશ' નામનું પુસ્તક ખોળી કાઢયું છે, જેમાં સિલોનના રાજાઓની વંશાવલિ હોઇ ઇ. સ. પૂ. ૫૪૩ વર્ષના રાજાઓનું વર્ણન છે. એ પુસ્તકમાં લખ્યું છે કે સિલોનમાં પહેલાં રાક્ષસ રહેતા હતા, જેના પર વિજયજૂ રાજાએ ઘણા સિંઘાલીઓ લઇ આવી ચઢાઇ કરી એનો પરાજય કર્યો. એ ક્યાંથી અને કેવી રીતે આવ્યો? એનું કંઇપણ વર્ણન નથી. દંત કથાઓ પરથી શિયામ યા મલાયા સાથે એ લોકોનો સંબંધ સમજાય છે. દંત કથાઓ પરથી વિદિત થાય છે, કે એ રાજા સિંહનો પુત્ર હતો અને એનું

નામ સિંહાલી હતું. એણે અસલી નિવાસિયોને હરાવી જંગલમાં નસાડયા, ને કેટલાક દાસ થઇ રહ્યા. હજુસુધી એ અસલી નિવાસિયો કહીં કહીં હયાત છે. કોલંબોના સંગ્રહ સ્થાનમાં એમની મૂર્તિ જોયા પછી એકાદ જગ્યાએ ખ્રિસ્તિઓ પાસ જઇને જોઇએ તો જણાશે કે એ લોકો સભ્યતા શીખી રહ્યા છે, વસ્ત્ર પહેરી રહ્યા છે, અને ઇસાઇ બની રહ્યા છે.

એ લોકો બાણ વિદ્યામાં હજુ સુધી પ્રસિદ્ધ છે, અને એને 'બેધ' કહે છે. એ લોકોના પરાજયનું મુખ્ય કારણ એમની રાજકુમારી **કુવેની** હતી, જેણે વિજયકુ રાજા સાથે મળી જઇ તેની સાથે વિવાહ કર્યો હતો; પરંતુ પાછળથી રાજાએ એનો ત્યાગ કરી એક ભરત ખંડની રાજકુમારી સાથે વિવાહ કર્યો હતો. એથી વિદિત થાય છે કે એ વખતે હિંદી લોકો સિંહલદ્વીપ જતા હતા.

એની પછી **પાંડુયસા** રાજાએ પણ એક હિંદી રાજકુમારી સાથે લગ્ન કર્યું હતું, જે પોતાની સાથે પોતાના ભાઇઓને પણ લાવી હતી. વિજિતપુર ને અનુરાધાપુર જે પોતાના ખંડિએરો માટે પ્રસિદ્ધ છે, ને શહેરો એ ભાઇઓમાંના વિજિત અને અનુરાધાએ વસાવેલાં છે.

અનુરાધાપુર એવું સરસ સુંદર શહેર બન્યું હતું કે સિંધાલી રાજાઓએ એને પોતાની રાજધાની બનાવી દીધી. આખા સિલોનમાં આજ પોતાના ખંડિએરોની વિશેષ સુંદરતાને માટે પ્રસિદ્ધ છે. એ રાજાની પછી પંડુખયો નામના રાજાની ગ્રંથકારોએ વિશેષ પ્રશંસા કરી છે. એ રાજા આરોગ્ય સંરક્ષક વિષયના નિયમોના પાલનપર સખત દેખરેખ રાખનાર હતો. એની પછી ઇ. સ. પૂ. ૩૦૬માં ટિસ્સા નામનો રાજા ગાદી પર બેઠો. એના વખતમાં હિંદુસ્થાનમાંથી અશોકનો પુત્ર મહેંદ્ર બોધ ધર્મના પ્રચારને માટે આવ્યો. અનુમાન કરવામાં આવે છે કે એ વખતે સિંધાલી લોકો બોધ ધર્મના અનુયાયી બન્યા એ પહેલાં હિંદુ ધર્મના માલમ પડે છે. એની પછી મહેંદ્રની બ્હેન સંઘમિતાએ ધર્મ પ્રચારક તરીકે ઘણું સારૂં કામ કર્યું. રાજા રાણી સઘળાં બોધ બની ગયા અને એમણે ઘણાં મંદિરો બંધાવ્યાં, એની પછી ચોથા રાજા સુરાટિસાની પાછળ ભરતખંડમાંથી સિલોનપર હુમલા થવાની શરૂઆત થઇ. ઇ. સ. પૂ. ૨૧૪માં મ્હેસુરના રાજકુમાર ઇલાલાએ તો રાજ્યગાદી પડાવી લઇ ૩૦ વર્ષ સુધી રાજ્ય કર્યું. પરંતુ ફરી એક બારે લડાઇ પછી સિંધાલી રાજાએ પોતાનું રાજ્ય છીનવી લીધું. કટક અને ઓરિસ્સા સુધીના રાજાઓએ સિલોન પર કેટલા એક હુમલા કર્યા, કોઇવાર કૃતકાર્ય થયા, અને કોઇવાર પાછા ફર્યા. એમાં મલબારના રાજાના હુમલા વિશેષ હતા. ઇ. સ. ૭૬૯ સુધી કંઇ કંઇ રાજાઓ થઇ ગયા અને રાજધાની અનુરાધાપુરમાં રહી. જેમાં પ્રત્યેકે સુંદરમાં સુંદર મહેલ, મંદિર અને તળાવો બંધાવ્યાં, જેના ખંડેર આજદિન સુધી સંપૂર્ણ જગતના મુસાફરોના હૃદયો ખેંચી રહ્યા છે. હુમલાઓથી અતિશય પીડા પામી અઠોથી રાજાએ પેલોનરવા નામના સ્થાનમાં રાજધાની નિયત કરી, જે દેશના મધ્યસ્થળમાં હોઇ અતિ વિકટ માર્ગો પસાર કર્યા પછી આવે છે. આજે પણ જે લોકો ખંડેરો જોવા જાય છે તે ઘણી મુશ્કેલીથી પહોંચે છે અને વર્ષાઋતુમાં તો મુસાફરીનો વિશેષ પ્રબંધ કર્યા સિવાય ત્યાં પહોંચવું જ કઠણ છે. પરંતુ એથી મલબારીઓને વિશેષ સુગમતા થઇ અને તેઓનો પ્રભાવ એટલે સુધી વધી ગયો કે ઇ. સ. ૧૦૫૩ માં પેલોનર્વોના રાજા રાણીને પકડીને ભારત વર્ષમાં લઇ આવ્યા, અને સિલોનમાં પોતાનો પ્રતિનિધિ નિયત કર્યો. રાજકુંવર દક્ષિણ તરફ નાશી ગયો, જેનું નામ વિજય બાહુ હતું. એણે સેના એકત્ર કરી ઇ. સ. ૧૦૭૧ માં પોતાનું સિંહાસન પાછું પડાવી લીધું. ફરી પણ લડાઇઓ ચાલતી જ રહી.

એના પ્રપૌત્ર પરાક્રમબાહુએ વિશેષ ઉન્નતિ કરી. એણે ૪ હજાર ઓરડા વાળો મહેલ અને ૧૪૭૦ તળાવો બંધાવ્યાં, તેમજ જુના તળાવોના જીર્ણોદ્ધાર કર્યો. લડાઇઓમાં એણે એટલે સુધી ફતેહ મેળવી કે રામેશ્વર અને એની આજુબાજુના કેટલાક પ્રદેશના રાજાઓ પાસેથી કર લેવો શરૂ કર્યો, પરંતુ અંતિમ રાજ્યમાં નિર્બળતાની શરૂઆત થઇ અને એની પછી તો વિશેષ અવનતિનો પ્રારંભ થયો.

ઈ. સ. ૧૨૦૯ માં નર્દરન સરકારે (ઓરિસ્સાના નીચલા ભાગનો રાજા) ૨૪ હજાર સેના મોકલી સિલોન જીતી લઇ બૌદ્ધ મંદિર તોડી પાડયાં અને સંપૂર્ણ વિજય મેળવી પોતે રાજા થયો. હવે રાજધાની ડંબાવીનિયા નિયત થઇ. એની પાછળ કુરૂનીગાલા, ગમ્પોલા; કાંડી અને કોટી વારંવાર રાજધાનીઓ થઈ.

ઇ. સ. ૧૫૫૨માં પોર્તુગીઝો કોલંબો સમીપ આવ્યા. ગ્રંથકાર લખે છે, કે એની ચેતવણી રાજાને નીચે પ્રમાણે મોકલવામાં આવી. 'એક જાતના માણસો જે અતિ શ્વેત અને સુંદર છે, જે ટોપી અને જોડા લોઢાના પહેરે છે, શ્વેત પત્થર ખાય છે અને લોહી પીએ છે, એમની પાસે તોપો છે જે પર્વતોને પણ તોડી શકે છે, તેઓ અહીં આવ્યા છે. પોર્તુગીઝોએ દેશના ઘણા ભાગ પર અધિકાર જમાવી દીધો તળાવોના નાશ કર્યો અને દેશને હાનિ પહોંચાડી. એની પછી વાંચક વૃંદને વિદિતજ છે કે અંગ્રેજોનું રાજ્ય થયું.

એક વાત સ્મરણમાં રાખવાની છે, કે જેને માટે ભારતને ગૌરવશાળી થવાનું છે. અનુરાધાપુરમાં સિંઘાલી રાજાઓએ જે મોટા મોટા મહેલો ને સુંદર મંદિરો બંધાવ્યાં છે તે તે સિંઘાલી લોકોએ નહીં પણ ભારતના કારીગરોએ બાંધ્યા છે. આજે પણ સિલોનમાં પત્થરનું ઉત્તમ કામ કરનાર સિંઘાલી નહિ પણ તામિલ છે. એ વાતનો અંગ્રેજો પણ સ્વીકાર કરે છે. જંગી ઇમારતો જોઇ મુસાફરો આશ્ચર્યચકિત બની જાય છે કે આવડા મોટા મોટા પત્થરો ક્રેન (ઉંટડો) વગર છતો પર કેવી રીતે ચઢાવ્યા હશે! એક ઇતિહાસકાર લખે છે કે બે બાજુએ સ્તંભ ઉભા કરી, વચ્ચે માટી ભરી, દૂર સુધી ઢોળાવ બનાવી, પછી મોટા મોટા પત્થરો એ સ્તંભપર ગોઠવી નીચેથી માટી કાઢી લેતા હતા. એ લોકોના વિચારમાં એ સમયની ઉન્નતિનો ખ્યાલ આવી શકતો નથી, જેથી ઉપરોક્ત યુક્તિઓ દૃષ્ટિગોચર કરે છે. પરંતુ હમારો તો નિશ્ચય છે, કે સમય આવે સિદ્ધ થઇ જશે કે **એવા પ્રકારના કામો માટે કોઇપણ મશીન અવશ્ય હયાત હતું**. ઉપર્યુક્ત વૃત્તાંતથી પાઠકને વિદિત થયું હશે, કે લંકામાં ચાર પ્રકારના લોકો વસે છે.

અપૂર્ણ..

છોટુભાઇ દાજીભાઇ દેશાઇ.

---

જ્ઞાન એજ સ્વર્ગ છે અને અજ્ઞાન એજ નર્ક છે. મનુષ્યને તેના કર્માનુસાર શુભાશુભ મળે છે.

હે ભદ્ર! "હું એકલોજ છું" એવું તું મનમાં સમજીશ નહિં કારણ કે, પાપ પુણ્ય પર નજર રાખનાર પરમેશ્વર તારા હૃદયમાંજ છે.

પરમાત્માએ ફરમાવેલાં દરેક કર્તવ્યોમાં "મરવું" એ પણ એક કર્તવ્યજ છે.

નદીના પ્રવાહનાં વહી જનારૂં પાણી જેમ પાછું આવી શકતું નથી, તેમ રાત્રી અને દિવસ એનાથી વહી જનારૂં મનુષ્યનું આયુષ્ય પણ પાછું આવી શકતું નથી.

જે ધર્મ અન્યના ધર્મને બાધકર્તા છે, તે ધર્મ નથી પણ અધર્મજ છે એમ સમજવું.

A. S. Desai

# સંસાર સુધારો.

(વિનોદી કથા)

કલકત્તામાં જ્યાં ત્યાં સુબોધચન્દ્ર ચટ્ટોપાધ્યાયની ખ્યાતિ પ્રસરી રહિ હતી. જો કે તે તદ્દન નવજુવાન વકિલ હતો પરન્તુ તે જમાનાના ખાપેલ વકિલોનેયે વકિલાતમા હંફાવતો. આથી તેનો વકીલાતનો ધંધો દિવસે દિવસે ધીકતો ચાલ્યો. એ પ્રખ્યાત વકિલ એટલે દરેક વર્ગોની સાથે એને ભેળાવાનો પ્રસંગ આવતો.

કલકત્તામાં આ સમયે સંસાર સુધારાનો પવન બહુ જોરમાં વાતો હતો. જ્યાં ત્યાં બસ સંસાર સુધારાનીજ વાત! દરરોજ સંસાર સુધારાની એક સભા તો હોયજ! આ સભાઓમાં પહેલાં તો સુબોધબાબુ હાજરી આપતા ન હતા. કારણકે સંસાર સુધારાના વિષય પ્રત્યે એમનું લક્ષ્ય ન હતું. પરન્તુ આવી સભાઓની તથા સંસાર સુધારાની વાતોની મિત્ર મંડળમાં રસ ભેર ચર્ચા થતી જોઇ એમનું લક્ષ એકાએક સંસાર સુધારા તરફ ખેંચાયું. અને અદ્યાપિપર્યંત એવા અગત્યનાં અને સમાજને હિતકારી વિષય તરફ પોતે દુર્લક્ષ કર્યું તે માટે પશ્ચાતાપ કરી પ્રાયશ્ચિત કર્યું.

સુબોધબાબુ હવે એકેએક સંસાર સુધારાની સભાઓમાં ગમે તેમ સમય કાઢી હાજરી આપવા લાગ્યા. અને એક વખત તો એઓ સંસાર સુધારાની સભાનાં પ્રમુખ પણ થયા. પ્રમુખ તરિકે એમણે ઉત્તમ વિવેચન કર્યું અને બંગાળાના સુપ્રસિદ્ધ સુધારક પત્રોએ એમનાં ભાષણની નોંધ લઇ એમનાં અતિશય વખાણ કર્યાં.

બંગાળામાં તે વખતનાં સુપ્રસિદ્ધ બાબુ બિહારીલાલ જાગીરદાર કે જેને તે વખતે સુધરેલાઓ જુના વિચારનાં (Orthodox) ગણી હાંસી કરતા હતા, તેમની એકની એક પુત્રી પ્રમિલા સાથે સુબોધચન્દ્રનાં લગ્ન થયાં હતાં. પ્રમિલાનો શરમાળ સ્વભાવ સુબોધચન્દ્રને પહેલાં અતિશય પ્રિય હતો. પરન્તુ એમનાં પ્રમુખ થવા પછી એજ સ્વભાવ અતિ અપ્રિય થઇ પડયો, પત્નીને જોઇ સ્મિત વેરનારો સુબોધ હવે પત્નિ દર્શને ખિન્ન જણાવા લાગ્યો. ઓચિંતો આ ફેરફાર શાથી થયો તેની પ્રમિલાને પણ સમજ પડી નહિં.

એક દિવસ એક સંસાર સુધારાનું કાવ્ય વાચતા કંઇક સુબોધ વિચારમાં પડયો. વિચારમાંને વિચારમાં હોઠે આંગળી અડાડી ગણગણ્યો "હજી શું બગડી ગયું છે એને હું સુધારી શકીશ!"

પ્રમિલાને તેજ દિવસથી સુબોધે અંગ્રેજી શિખવવાની શરૂઆત કરી, અને થોડા વખતમા થોડું ઘણું અંગ્રેજીનું શિક્ષણ આપ્યું. મિત્ર મંડળમાં એક દિવસ વાતચિત કરતાં પોતે પત્નિને અંગ્રેજીનું શિક્ષણ આપે છે તે વાત કહી સંભળાવી. એક દોઢ ડાહ્યા મિત્રે સલાહ આપી. "સુબોધ! ભણાવવાની શા માટે માથાફોડ કરે છે? સ્રીને એકાદ મિટીંગમાં લઇ ગયા, એકાદ ભાષણ લખી આપી વંચાવ્યું ફેશનેબલ વાળ હોળાવ્યા, ફેશનેબલ લુગડાં પહેરાવ્યાં કે સ્રી સુધરી! બધાએ" "હા! હા! એતો એજતો! વળી બીજો શો સુધારો?" કરી ટાપસી પુરી. સુબોધચન્દ્ર પણ શિખવી કંટાળી ગયો હતો, એટલે તેને ગળે એ વાત ઉતરી, અને સૂચના અમલમાં મુકવા નિશ્ચય કર્યો.

સુબોધે પ્રમિલાને ફેશનેબલ થવા આજ્ઞા આપી. જુના વિચારનાં પિતાનાં ગૃહમાં કેળવાયલીને આ બહુ વસમું પડયુ. પરન્તુ સુબોધનાં આગ્રહ આગળ કંઇ ચાલ્યુ નહિં. ધીરે ધીરે પ્રમિલા ફેશનેબલ બની. એકાદ બે ભાષણો સુબોધે લખી આપ્યાં હતાં તે સંસાર સુધારાની સભામાં લલકાર્યાં સઘળે વાહ વાહ થઇ રહી.

પ્રમિલા હવે શરમાળ રહીનથી. હવે તો સુબોધચન્દ્રને પણ વાત વાતમાં ઉડાવે છે.

પ્રમિલા હવે સુબોધની દાસી નથી, પરન્તુ સુબોધચન્દ્ર જેટલાજ પોતાને હક્ક છે એવું બેધડક સાબીત કરે છે. સુબોધચન્દ્ર ભુલચૂકે એકાદ કાર્ય કરવાનું સોંપે તો સુબોધચન્દ્રના એક સભામાં બોલેલા શબ્દો પકડાવે છે—" સ્ત્રીઓને શા માટે અધમ ગણી નોકરોને કરવાનાં કાર્યો સોંપવા જોઇએ અને તે કરવાની ફરજ પાડવી જોઇએ ? " પ્રમિલા કોઇ કોઇ વખત તો સાચું એ બોલે છે.

નોકર રાત્રે ઘર ગયો હોય અને રાત્રે કાંઈ જોઇએ તો તે હવે સુબોધનેજ લાવવું પડે છે. આ સઘળું હવે સુબોધને અતિશય કપરું પડયું. આથી ધીરે ધીરે સુધરેલો સુબોધ પાછો સંસાર સુધારાનો હૃદયથી વિરોધી બન્યો. પરન્તુ તે વિચાર જાહેરમાં મુકવાની સુબોધમાં જાહેર હિમ્મત નથી' આથી મનમાં ને મનમાંજ સુબોધ અતિશય બળે છે.

આ અમુઝણથી સુબોધચન્દ્રને અજીર્ણ થયું. કોઇને કહ્યા વિના એ મરેચે નહિં. મિત્રોને કહેવા જાય તો હાંસી થાય. દિવસે દિવસે સુબોધનું શરીર ઘસાવા લાગ્યું. અને જીર્ણજ્વર લાગુ પડયો. ડૉક્ટરે એને માથેરાન જવાની સલાહ આપી.

(૨)

એક દિવસ બાબુ બિહારીલાલનો સુબોધચન્દ્ર ઉપર " પ્રમિલાની માતા પ્રમિલાને જોવા અતિ ઉત્કંઠિત છે " એવો પત્ર આવ્યો. પ્રમિલાએ જવા તૈયારી કરી. સુબોધચન્દ્રે વાંધો ન લીધો. પ્રમિલા ગઇ, તેને બીજે દિવસે સુબોધ માથેરાન ચાલ્યો ગયો.

સુબોધ અહિં એક સારા ડાક્ટરની ખબરદારી નીચે રહ્યો. એમની પ્રકૃતિમાં કંઇક ફેરફાર થવા માંડયો, પરન્તુ પોતેજ પોતાનો સંસાર બગાડયો છે એ વિચાર એનાં હૃદયને બાળતો રહ્યો.

એક દિવસ બાબુ બિહારીલાલે સુબોધચન્દ્રને બોલાવવા નોકરને મોકલ્યો. તેણે આવી સુબોધને ઘેર જોયું તો તાળું વાસેલું. આસપાસ ખબર કાઢી તો જણાયું કે વકિલ સાહેબ પ્રમિલાબેન ગયાં તેને બીજેજ દિવસે કયાંક ગયા છે તે આવ્યાજ નથી. આ વાત નોકરે જઇ બાબુ સાહેબને કહી. કલકત્તામાં સુબોધનાં મિત્રોને ત્યાં તપાસ કરી પરન્તુ પત્તો ન લાગ્યો. બાબુ બિહારીલાલ નિરાશ થયા અને પ્રમિલા સામે ભવિષ્યકાળ ઘુરકતો જણાયો. પ્રમિલાના પહેલાંનાં વિચારો એકાએક બદલાઇ ગયા. અને પોતે પતિ સાથે આજ સુધી ચલાવેલી વર્તણુકનો પશ્ચાત્તાપ થવા લાગ્યો. પ્રમિલા હવે આખો દિવસ સુબોધ નામનુંજ રટણ કરે છે. પિતા પુત્રીનું કષ્ટ જોઇ અશ્રુથી ઉભરાતી આંખે પ્રમિલાની માતાને કહે છે, પ્રમિલાને ન બોલાવી હોત તો સારૂં થાત !

એક દિવસ સુબોધના વાંચવામાં આવ્યું કે "મનુષ્યનાં વિચારમાં પ્રતિક્ષણે પરિવર્તન થયાજ કરે છે." આ વાકય પોતાને અનુભવસિદ્ધ જણાયું. સાથે એ પણ પ્રશ્ન ઉઠયો પ્રમિલાનાં વિચાર ફેરવાયા હોયતો ! તેનાજ હૃદયે જવાબ આપ્યો "સ્વર્ગ બે આંગળજ છેટું !

આજ બાબુ બિહારીલાલનાં મકાનમાં આનન્દ રેલાઇ રહ્યો છે. પ્રમિલાનાં હૃદયમાં આજે આનન્દ માતો નથી. સુબોધચન્દ્રને કોઇ કયાં ગયા હતા તે પુછે છે, તેનો સુબોધ જવાબ આપે તે પહેલાં તો પ્રમિલાની સખીઓ સસ્મિત વદને જવાબ આપેછે—એતો ઇશ્વરને શોધવા ગયા હતા. ત્યારે વળી બીજી કહેછે ના ! ના એતો પૃથ્વીની પ્રદક્ષિણા કરવા ગયા હતા. સુબોધ આવી મશ્કરી થતી જોઇ શરમાય છે. એટલે પ્રમિલાની સખીઓ કંઇ આડું અવળું કહી તેને વધારે શરમાવે છે.

રાત્રિ શયન ગૃહમાં પ્રમિલાની વાટ જોતો સુબોધ બેઠો છે. ગૃહકાર્યથી નિવૃત્ત થઇ પ્રમિલા આવી. પ્રમિલા આવતાંજ પહેલો પ્રશ્ન સુબોધે પુછયો—"કેમ ! તારા વિચારમાં કંઇ પરિવર્તન ? ચાલાક પ્રમિલા હવે એવું આરોપ થવાનું

ારણ કળી ગઇ. એટલે મજાકમાંજ ઉત્તર આપ્યો 'વિચારમાં તે પરિવર્તન થતું હશે ?"

સુબોધે સુગા સુંનાજ ઉઠી ખમીશ તરફ લંબાવ્યો. પ્રમિલાએ તરત ખમીશ લીધું. અને હસતાં હસતાં કહ્યું"પખાલી ભૂલ માટે પાડાને શાં ડામોછો ?" સુબોધે આ સાંભળ્યું નહિં અને ખમીશ રહેવા દઇ કોટ લઇ ચાલવા માંડયું. જેવો બારણું ઉઘાડી બહાર નિકળવા જાયછે કે પાછળ દોડતી પ્રમિલાના શબ્દો કાને પડયા 'એકના એક વિચાર તે હમેશ બેસી રહેતા હશે ?"

આ સાંભળી આનન્દથી ઉભરાતાં હદયે સુબોધ ઉભો રહ્યો કે પ્રમિલાએ આવી જનોઇ પકડયું. સુબોધ અને પ્રમિલાના પગરવથી પડશાળમાં સુતેલી પ્રમિલાના કાકાની છોકરી સરોજ જાગી ઉઠી. અને સુબોધ તથા પ્રમિલાને જોઇ બોલી ઉઠી. "આ શી વરવહુએ મ ધરાતે ધમાચકડી માંડી છે ? ગત્રે કોઇને સુખે સુવા દેશો કે નહિં ? સુબોધ અને પ્રમિલા આ સાંભળી કંઇક શરમાયા અને શયન ખંડમાં ચાલ્યાં ગયાં. બીજે દિવસે સવારનાં પ્હોરમાંજ ઉઠતાં સરોજે સુબોધને પહેલો પ્રશ્ન એજ કર્યો, કેમ કાલે રાત્રે શું હતું ? સુબોધ શો જવાબ આપે ?

બલવન્ત

---

માત મિલે પુનિ તાત મિલે–
સુત ભ્રાત મિલે યુવતિ સુખદાઇ,
રાજ મિલે સબસાજ મિલે–
ગજ બાજ મિલે મન વંછિત પાઇ;
લોક મિલે સુરલોક મિલે–
બિધિ લોક મિલે વૈકુંઠમેં જાઇ,
સુંદર ઓર મિલે સબ-હી સુખ
દુર્લભ **સંત-સમાગમ** ભાઇ.

# વિવિધ વિષય.

## આત્મજ્ઞાની હિન્દ.

ગ્રીસમાં આત્મજ્ઞાનની માન્યતા પહેલાં વિશેષ હતી. આજકાલ ઘણાઓ હવે એમ માને છે કે સાંતું આત્મજ્ઞાન ભારતીય વેદાન્તનો માત્ર પ્રતિધ્વનિ છે. રાજા અશ્વપતિ ભારતીય તત્વજ્ઞાની હતો. એની કને વૈશ્વાનરના ઉપાસક ષુડિલ, જન અને ઇંદ્રિદ્યુમ્ન તત્વજ્ઞાન શિખવા ગયા હતા. ગ્રીસમાં પણ એ નામોના મળતાંજ નામવાળા ત્રણ જણાઓ વૈશ્વાનરનાં ઉપાસક હતા. સંભવ છે કે તેઓ પણ આ નૃપતિ પાસે તત્વજ્ઞાન શિખવા આવ્યા હોય !

## એનું કારણ શું ?

બન્દુકમાંથી જ્યારે ગોળી નિકળે છે ત્યારે બેવાર અવાજ કાને પડે છે. પ્રારંભમાં ગોળીની ગતિ શબ્દની ગતિ કરતાં તીવ્ર હોય છે એ વખતે એકવાર શબ્દ સંભળાય છે; થોડી વાર પછી શબ્દની ગતિ ગોળીની ગતિથી તેજ બની જાય છે એ સમયે બીજી વખત સંભળાય છે.

## બનાવટી રકત.

રકતની અછતને લીધે મનુષ્યોનું મૃત્યુ થાય છે. અમેરિકાના પ્રસિદ્ધ ડાકટર જેમ્સહેગે એક પ્રકારનું બનાવટી રક્ત બનાવ્યું છે. એ રક્ત થોડાં લોહીવાળા રોગીઓને પિવાડે છે. તેમાં ખૂબી એ છે કે જ્યારે રોગીનાં શરીરમાં સ્વાભાવિક રક્ત ઉત્પન્ન થાય છે ત્યારે એ કૃત્રિમ રક્ત આપોઆપજ નાશ પામે છે.

## નવીન વિશ્વવિદ્યાલય

અમેરિકામાં એક વિશ્વવિદ્યાલય ખુલ્યું છે, કે જે જગતનાં લોકોને કાગળ પત્રથી શિખવે છે. એની પરીક્ષાઓ ત્રણ ત્રણ મહિને થાય છે. જે શિષ્ય એ પરીક્ષા પસાર કરે તેને પુનઃ ઉત્તમ રીતે શિક્ષણ અપાય છે.

એમ છતાં પણ જો પુનઃ નાપાસ થાય તો તેની ફી પાછી આપે છે અને નામ કાઢી નાંખે છે.

એ વિદ્યાલયનાં હજારો એજન્ટો છે, જે લોકોને શિષ્ય બનવા ઉત્સાહિત કરે છે. અત્યારે એની શાખાઓ યુરોપના મોટાં મોટા શહેરોમાં છે. એ વિદ્યાલયનાં કંઇ કેટલાંએ પુસ્તકો છે કે જેથી શિક્ષકોની સહાયતા વિના જૂદા જૂદા વિષયો શિખાય છે. એ પુસ્તકો એટલાં બધાં ઉત્તમ છે કે જેનો પ્રસાર બીજી યુનિવર્સીટીઓમાં પણ થયો છે.

દીલગીર થવાજેવું એ છે કે ભારત વર્ષમાં આ વિદ્યાલયની એક પણ શાખા નથી.

### ઇતિહાસનો અર્થ

પરંપરાથી પ્રસિદ્ધ વાત તેનું નામ "ઇતિહ" છે. એ જેમાં છે તેનું નામ 'ઇતિહાસ' છે. યૂરોપનો એક કવિ એ શબ્દની મોટી દુર્દશા કરે છે. તે કહે છે કે જેમાં "હાસ" (હાસ્ય આવે એવું) ઇતિ (સમાપ્તિ) છે તેને ઇતિહાસ કહે છે. ઇતિહાસમાં કંઇ સાર હોતો નથી. તિથિ એને સાલ સિવાય એની સર્વ વાતો અસત્ય છે એનાં વાંચને લોકો કાંતો પ્રસન્ન થાય છે અથવા હસે છે. માટે એનું નામ ઇતિહાસ બરાબર છે.

### રસિક મતભેદ

પુરુષો કરતાં સ્ત્રીઓ દરેક દેશમાં પ્રમાણમાં વધુ જીવે છે અમેરિકામાં બે બાબત ઉપર વિચાર કરવામાં આવ્યો હતો. ત્યાંના ચિકિત્સકો કહે છે કે સ્ત્રીઓ દારૂ તથા સીગરેટ બહુ ઓછી પીએ છે જેથી તેમનાં આયુષ્ય વધુ હોય છે.

ભારતવર્ષનાં લોકો કહે છે કે ચિન્તાથી ધીરે ધીરે જીવન શક્તિ નષ્ટ થાય છે અને મનુષ્ય પંચતત્વપામે છે. ઇચ્છિત વસ્તુનેઅભાવે ચિન્તા ઉત્પન્ન થાય છે. પુરૂષ પોતે દુઃખ સહી સ્ત્રીઓની ઇચ્છા પૂર્ણ કરે છે પછી તેઓનું આયુષ્ય કેમ ઘટે?

### માણસનાં અવયવની કિમ્મત.

અમેરીકાનાં સાનફ્રાંસિસકો નગરની એક કોર્ટમાં બાળકની આંખોની કિમ્મત ૫૦૦૦ પાઉંડ એટલે ૭૫૦૦૦ રૂપીઆ નક્કી કરવામાં આવી છે. વિલાયતમાં સિપાઇઓનાં અવયવોનું મૂલ્ય થાય છે. પગ તથા જમણાહાથનું મૂલ્ય ૮૩૨ પાઉંડ, અને ડાબા હાથનું ૭૮૦) પાઉંડ છે. નાચનારીઓનાં અવયવનું મૂલ્ય સૌથી વધુ થાય છે. તેઓ પોતાનાં પગની આંગળીઓનો વિમો ઉતરાવે છે. પગનાં અંગુઠાનો વિમો ૩૦૦૦ પાઉન્ડ અથવાં ૪૫૦૦૦) રૂપિયા સુધીનો હોય છે. ગાવા બજાવવા વાળા પોતાનાં હાથનો વિમો ૨૦૦૦ પાઉંડ સુધીનો ઉતરાવે છે. આ પ્રમાણે જ્યારે સુધરેલા દેશોમાં માણસોનાં અવયવોની પણ મોટી કિમ્મત અંકાય છે ત્યારે આપણા ભારતવર્ષમાં સામાન્ય માણસનાં પ્રાણની પણ કશી કિમ્મત લેખવામાં આવતી નથી.

### સૌથી સસ્તું માસિક.

અમેરીકામાં મિ. ઈ. જી. હુઇસનું નામ પ્રસિદ્ધ છે તે "હુમન્સ મેગેઝીન" નામક પત્રનાં અધિપતિ છે. તે પત્રનું વાર્ષિક લવાજમ ફક્ત પાંચ આના છે. પત્રનું કદ ઘણું મ્હોટું છે અને તેમાં ચિત્રો પણ ઘણાં આવે છે.

એ પત્રનાં એક કરોડ તો ગ્રાહક છે. એટલું બધુ સસ્તુ પત્ર દુનિયામાં બીજું કોઇ નથી. એ પત્રથી એમણે ત્રણ કરોડ રૂપિયા પેદા કર્યા છે. જે વખતે એ સાહિત્ય સેવા કરવા બહાર પડયા તે વખતે એમની કને ત્રણ રૂપિઆ બાર આના હતા. અને એટલી મુડીથી એમણે એ ચોપાનીયાનો પ્રારંભ કર્યો હતો.

### ગ્રહો સતેજ નિસ્તેજ થાય છે.?

ચન્દ્રમા અને બુધ એ મૃતગ્રહ છે. એમાં તેજ બીલકુલ નથી. જો એનું સંઘર્ષણ બીજા ગ્રહ કે નક્ષત્રની જોડે થાય તો તેમાં પુનઃતેજ ઉત્પન્ન થાય છે, હાલનો સૂર્યજો કદી નિસ્તેજ થઇ જાય તો પુનઃ ગ્રહો સાથેનાં સંઘર્ષણથી પુનઃ દિપ્તિમાન થાય. ઘણાં ખરાં નક્ષત્રો નિસ્તેજ બની પુનઃસંઘર્ષણથી સતેજ થાય છે.

તંત્રી.

## ગ્રાહકોને સૂચના.

૧ આ પત્રના પાછલા અંકો બીલકૂલ સિલકમાં નથી છતા પણ ઘણા ગ્રાહકો વારવાર માંગણી કરેછે તેમને અમારી નમ્ર વિનંતિ છે કે પાછલાં અંકો અમે તેમને મોકલી શકવા દીલગીર છીએ

૨ જે કોઇ ગ્રાહકને કોઇ અંક તે માસની આખર સુધીમાં ન મળે તો તેમણે તુરત ખબર આપવી, કે જેથી મોકલવા સગવડ થઈ શકે. ઘણાજ મોડે અથવા પાછળથી લખનાર ને જો અંક સિલકમાં હશે તોજ મોકલી શકીશું

૩ વર્ષની શરૂઆત ગ્રાહકને પ્રથમ અંક મોકલ્યો શરૂ થયો હોય ત્યારથી ગણાય છે

૪ પોષ્ટેજના રૂ. ૦-૩-૦ લવાજમ ઉપરાંત લેવાય છે. અર્થાત આ પત્રનુ પોષ્ટેજ સાથે લવાજમ રૂ. ૧-૩-૦ છે

---





# તાવની રામબાણ દવા.

## રૂ. ૧૦૦ ઈનામ.

કોઈપણ જાતનો તાવ અમારી દવાથી ના ઉતરે તો પૈસા પાછા આપીશુ ચોથીઓ તાવ નથી ઉતરતો એવું સાબિત કરનારને રૂ ૧૦૦) ઇનામ આપીશુ ડબી ૧ ની કિ રૂ ૧-૦-૦ ખાસ પરેજ નથી

# શક્તિ સજીવન.

શક્તિ સજીવનમા શક્તિ લાવવાનો અને વિર્ય વધારવાનો ગુણ નથી એવું સાબિત કરનારને રૂ ૧૦૦) સો ઇનામ આપીશુ. શરીરના તમામ અવયવો મજબુત કરી ધાતુના તમામ દરદો મટાડે છે. ડબી ૧ ની કિ રૂ ૨-૮-૦ પરેજ નથી

# ધાતુ વિકાર.

ભયકર દરદોથી બચવુ હોય અને તમામ દરદોની દવાથી માહેતગાર થવુ હોય તો એક પૈસાનુ કાર્ડ લખી ધાતુ વિકારનુ પુસ્તક મફત મગાવી લેવુ.

વૈદ શા. ગીરધરલાલ કાહાનજી

મુ ધોળકા જી. અમદાવાદ.

તૈયાર છે! માત્ર પોષ માસ સુધીજ ખાસ તક-પોસ્ટેજ ।

# અતિ ઉત્તમ પુસ્તકો.

'વિવિધ' તથા 'ચરિત્ર'માળા દ્વારા નિકળેલાં સં. ૧૯૭૨નાં ઉત્તમ પુસ્તકોના સેટ હવે તૈયાર થયેલા હોવાથી, તુરતમાં ખરીદવા ઇચ્છનારને ખાસ સગવડ આપવા માટે પોષ માસ સુધી તેનું પોસ્ટેજ માફ રહેશે તે પછી જુદુંજ લેવાશે.

વિવિધ ગ્રંથમાળાના ૧૯૭૨ના

## ઉત્તમ ગ્રંથો

કુલ પૃષ્ઠ ૨૦૦૦

મુલ્ય રૂ ૨, પાકાં પુઠાં રૂ ૩ પોસ્ટેજ ૦॥

- સ્વામી રામતીર્થ—ભા ૮-૯ મો
- આરોગ્ય વિષે જ્ઞાન-મો૦ ક૦ ગાંધી કૃત
- ત્રણ ઉત્તમ લેખ—જર્મનજાસૂસ, ફીજીમા ૨૧ વર્ષ અને ૬ મહાન લડાઇઓ
- પ્રભુમય જીવન નામ પ્રમાણેજ વિષય
- કુળી સામાજિક ૨૯ બોધપ્રદ વાતો.
- હિંદી બોલીમા ૪૦ ઉત્તમ લેખોનો સંગ્રહ

ચરિત્રમાળાનાં ૧૯૭૨ નાં

## જીવન ચરિત્રો

કુલ પૃષ્ઠ ૧૫૦૦

મુલ્ય રૂ૦ ૨, પો ૦।- પાકાં પુઠાં નથી

રાજા રામમોહનરાય-હિંદના ઉદ્ધારક, સમ્રાટ અકબર-ખરા રૂપમા દર્શાવનારૂં સ્કોટલેંડનો મહાવીર વાલેસ તથા પ્રાચીન સમયના ગ્રીસનો મહાવક્તા ડિમોસ્થનીસ ધર્માત્મા ગ્લેડસ્ટન અને જર્મન સામ્રાજ્યના સ્થાપક પિત

ઉપરી માળાઓના આગલા ઘણા ખરા વર્ષોના સેટ પણ મળે છે મંગાવવાથી પો. જુદુ

ટપાલમા મંગાવનારે આ પત્રના નામ સાથે અમદાવાદજ લખવુ વિગતવાર સૂચીપત્ર મફત

**સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય,** } મુબઇ—૨. અને અમદાવાદ

પ્રસિદ્ધ કરનાર તંત્રી દોલતરાય હાજીભાઇ દેસાઇ, સત્સંગ ઓફીસ અણાઇશેઠ-સુરત
સુરત ખપાટીઆ ચકલા તાસનાળાની પોળ લક્ષ્મીનારાયણની વાડીમા આવેલા જૈન વિજય
પ્રિન્ટીંગ પ્રેસમા મૂળચંદ કસનદાસ કાપડીઆએ છાપ્યુ

શ્રી

# सत्संग.

પુસ્તક ૯ મું
અંક ૯ મો

માઘ
સં. ૧૯૮૩

## અનુક્રમણિકા.



વાર્ષિક
લવાજમ
રૂ. ૧-૦-૦

શ્રી દુર્વ્યસનનિષેધક-જીવ-
દયાપ્રબોધક અને નીતિવર્ધક
મંડળ તરફથી પ્રકટ થતું પત્ર.

આશ્રયાર્થે
ઇચ્છાનુસાર

તંત્રી અને પ્રકાશક—
દોલતરાય દાહ્યાભાઈ દેશાઈ.
સાંગાડીરોડ-સુરત.

મુદ્રક અને તંત્રી ડોલતરાય હાજીભાઈ દેશાઈ, સમગ્ર મીરાંસ અને ઇ-રોડ-સુરત નાગરીઆ મહોલ્લા તાસવાળાની પોળ લક્ષ્મીનારાયણની વાડીમાં આવેલા "જૈન વિજય" પ્રિન્ટીંગ પ્રેસમા મૂળચંદ કસનદાસ કાપડીઆએ છાપ્યુ

ૐ શ્રીઃ

# સત્સંગ.

પુસ્તક ૯ મું અંક ૬ મો

માઘ સં. ૧૯૭૩

## અનુક્રમણિકા.



શ્રી દુર્વ્યસનનિષેધક, જીવદયાપ્રબોધક અને નીતિવર્ધક મંડળ તરફથી પ્રકટ થતું પત્ર.

વાર્ષિક લવાજમ ૧-૦-૦

આશ્રયાર્થે ઇચ્છાનુસાર

તંત્રી અને પ્રકાશક—
દિવાળીદાસ ડાહ્યાભાઇ દેસાઇ
ગોપીપુરા-સુરત.

# શ્રી દુર્વ્યસન નિષેધક જીવદયાપ્રબોધક

અને

# નીતિવર્ધક મંડળ—સુરત.

(સ્થપાયું ૧૯૦૭)

ફાઉન્ડર—ડૉ. દીનશાહ જીવાજી એદલબહેરામ

એલ. એમ. એન્ડ. એસ. એફ. આર. જી. એસ. (લંડન)

## મંડળ તરફથી થતાં કાર્યો.

सत्संग [ માસિક ]

**જીવદયા તથા દુર્વ્યસન નિષેધનો** સંદેશો વાંચનારી આલમ સમક્ષ પહોંચાડવા આ માસિક પત્ર પ્રગટ કરવામાં આવે છે, જેની ઘણી નકલો શ્રીમંત સજ્જનોનાં ઉદાર આશ્રયથી માંસાહારી તથા દુર્વ્યસની પ્રજામાં મફત વહેંચવાનો બંદોબસ્ત કરેલો છે.

रात्रिशाळा.

પછાત પડેલી જાતો કે જે વિદ્યાહીન હોઇ માંસ મદિરાનાં ભોગી હોય છે તેમને રાત્રે કેળવણી આપી માંસાહાર તથા દુર્વ્યસનથી વિમુખ કરવાનાં ઉપાયો યોજાય છે.

૩. पुस्तको.

જીવદયા અને દુર્વ્યસનને લગતા સપ્રમાણ લેખોને નાના પુસ્તકનાં આકારમાં છપાવી માંસાહારી પ્રજામાં મફત વહેંચી દેવામાં આવે છે.

૪. छुटुं साहित्य.

માંસાહાર તથા દુર્વ્યસનથી થતી હાનિનાં સત્ય સપ્રમાણ બનાવોના જથાબંધ હેંડબીલો પ્રગટ કરી છુટથી વહેંચી દઇ માંસાહારી અને દુર્વ્યસની પ્રજા સમક્ષ તેના ગેરફાયદા રજુ કરાય છે.

૫. भाषणो.

મંડળના ઉદ્દેશોનો સ્થળે સ્થળે ફરી પ્રચાર કરવો તથા માંસાહારી અને દુર્વ્યસની પ્રજા સમક્ષ જાહેર રસ્તાઓમાં અને શેરીઓમાં ભાષણો દ્વારા ઉપદેશ કરાય છે.

## મંડળનાહિતચિન્તકો.

ડૉ. દીનશાહ જીવાજી એદલબહેરામ એલ. એમ. એન્ડ. એસ. એફ. આર. જી એસ.
રા. બા. શેઠ હીરાચંદ નેમચંદ ઝવેરી જે. પી.
રા. રા. શેઠ હંસરાજ. ઇન્દ્રમલ બાલમુકુન્દની પેઢી.
રા. રા. મોહનલાલ મગનલાલ ઝવેરી.
રા. રા. શેઠ તૈયબભાઇ એમ. એમ. મફતી.
રા. બા. ખંડુભાઇ ગુલાબભાઇ દેશાઇ.
થીઓસોફીકલ સોસાયટી, ઇન્ડીયન સેકસન-બનારસ.

પુસ્તક ૮મું.
અંક ૭ મો.

# સત્સંગ.

માહ.
સં. ૧૯૭૩.

काव्यशास्त्रविनोदेन कालो गच्छति धीमताम् ।
व्यसनेन तु मूर्खाणाम् निद्रया कलहेन वा ॥

માસિક

## કર્મ.

(હરિગિત વૃત્ત)

રે ! મૂઢ જન શાને તજી સંતોષ બહુ વળખાં કરે;
નહીં કર્મનો લવલેશ આશય ધ્યાન દઈ ચિત્તમાં ધરે;
જે દુષ્ટ કર્મો તનથી અથવા વચનથી, તુજ ચિત્તથી;
કરતો ફરે પુર્વે કર્યા તે ભોગવ્યે છુટકો નથી. ૧

કર્મો કરેલાં તેહનું ફળ આ સમે તું ભોગવે;
કરશે વળી જો અંધ થઈ, કર્મો વળી પણ આ ભવે;
તો તે તણું પણ ભવિષ્યમાં ફળ પામશે સંદે' નહીં;
કારણ કૃપાળુ ઇશનું લવલેશ નહીં છાનું કહી. ૨

વાવી લસણનું બીજ આશા રાખીએ ચંપાતણી;
એવી કદાપિ આશ જૂઠી થાય સફળ ન આપણી;
સત્કામનું ફળ સારૂં ને દુઃકામનું નરતું મળે;
ફળ આપનારો ન્યાયથી તે ભોગવાવે ભૂતળે.

છે નાથ દીલ દયાળ તો પણ કર્મ ફળ કરતાં અદા;
કૃતવા કર્યેથી માફ દઈ નહીં રેમ લાવે સર્વદા;
તેમજ કરેલાં કર્મ સારાં તે તણું ફળ આપતાં;
નહીં ખાય કંઇપણ આચકો દિલ દ્વેષબુદ્ધિ દાખતાં. ૪

તુજ દેહથી, લક્ષ્મીથકી, મીત્રોથકી, સંસારથી;
જો હોય કંઈ સુખ આશ તો, તું વર્ત્ય પરમ વિચારથી;
સત્કામ તન મન વેણુથી કરવા ભણી દિલ રાખશે;
તો નાથ અંબાલાલનો જે તે તણું ફળ આપશે. ૫

શ્રી દ્વારિકાં નાથજીનું મંદિર }
કઠોર }

મહેતા અંબાલાલ જગનાથ ભટ્ટ.

## ચેતનને ઉપદેશ.

ચાલ. ( મઝાદેતે હય કયા યાર–તેરે બાલ ઘુંઘરવાલે )

શાને ભુલે વૈભવ જોઈ જે છે નરકે લઈ જનારો.
નરકે લઈ જનારો ભવ ચોરાશી ફેરવનારો. શાને.
ક્ષણીક સુખ અભિલાષા, તેની જાણ સદા નીરાશા.
તજી ક્ષણ વિષય સુખ આશા, ધર ધર્મરૂપી કીનારો શાને.
લક્ષ્મી ની આશા. ભારી, શીદ તેં તો મનમા ધારી,
કુલટા સમ દેશે વિસારી, કોઈ હાથ નથી ધરનારો. શાને.
અહંકાર તજી દે મનનો તેમ નાશવંત આ તનનો.
ભૂલી જઈ સદા આ ધનનો થા પ્રભૂ પદને ભજનારો શાને.
માયામાં શું લપટાયો, સ્નેહ સંબંધમાંહી ફસાયો
જેથી ધર્મ માર્ગ ભૂલાયો. ફક્ત ધર્મ સાથ કરનારો શાને.
માત તાત ભ્રાતને ભાર્યા, જેણે કોઇને નથી તાર્યા.
પણ અનંત ભવ ભટકાવ્યા, એ મોહ ન તારણહારો શાને
"અભિલાષી" શીખવે જીવને, તજ મોહ લોભ ક્ષણ સૂખને.
અહંકાર તજી પ્રભૂપદને, જે અનંત સુખદેનારો શાને.

ધુલીઆ. ( એકાંત-ભૂવન ) "અભિલાષી".

---

## ઝુંપડી મારી

ભલે ભાગી વળી તૂટી, છતાં એ ઝુંપડી મારી,
હજારો છિદ્ર હો તેમાં, છતાં પણ ઝુંપડી મારી;
નથી દિલ મ્હેલની ઈચ્છા, ભલે હો શાન્તિ કે સુખદા
ગરીબી જે બતાવે એ–છતાં એ ઝુંપડી મારી.

રવિનાં તિમ છો કીર્ણો, પ્રવેશે છિદ્રથી લાખો.
જલાવો કે શિતળ રાખો, છતાં એ ઝુંપડી મારી;
બહેને શીત વર્ષામાં, સદા આ દેહ ઠારી દે,
અહ્ણું શીત–દાહ ભારી દે, છતાં એ ઝુંપડી મારી,

પવનના જોરથી ઉડે, ખરર કરતાં સહુ સાથે,
દિવાલો છત્ર પણ માથે, છતાં એ ઝુંપડી મારી,
થયેલી જર્જરિત ભારી, છતાં છે પ્રાણથી પ્યારી,
મહદ માતુભૂમિ સમ એ મને છે ઝુંપડી મારી.

મુંબઇ. ભ્રમર.

# તથાપિ દુર રાખે શું ?

વિયોગે ન્હાવરો છું હું ! પ્રભો ! ના કેમ જાણે તું ?
–હૃદય વિશ્રામ મ્હારો તું ! તથાપિ દૂર રાખે શું ?
વિષયનો ત્યાગ મેં કીધો, સરસ બસ પંથ મેં લીધો,
પ્રભો ! તુજ પ્રેમને પીધો, તથાપિ દૂર રાખે શું ?
ઋષિ સંતાન જેવો છું, તમોને નાથ ! વ્હાલો છું,
જગત પાલક ગુરૂ છેતું, તથાપિ દૂર રાખે શું ?
કરેલા કોલથી વ્હાલા, અતિ સાવધ રહું પ્યારા,
ભજુ હરનીશ પ્રભુ ! મ્હારા, તથાપિ દૂર રાખે શું ?
જહાંના કષ્ટથી તાર્યો, અધમને આજ ઉગાર્યો,
દયા લાવી ગણ્યો તારો, તથાપિ દૂર રાખે શું ?
નિયંતા નામથી તુતો, ઉધ્ધારે છે અધમ ભુતો,
ચહુ છું અંતમાં હુતો, બલાથી દૂર રાખે તું !

ધુલીયા (ખાનદેશ) સ્નેહયે



## સ્વરૂપ ભાવના

વિચારી સ્વરૂપ, થાનેભાઇભૂપ, રહે શીદ આમ તું
જ્ઞાને આ ભેદ, ટાળી સૌ ખેદ, બની રહે રામતું. વિચા
નિજ ગૃહમાં ભ્રમ ભાસતો, ભૂલ્યો તું નિજ શુદ્ધ;
અવિદ્યા કેરે કારણે, ખોઈ સૌ સુદ્ધ બુદ્ધ
અરે ઓ અબૂધ, સ્વરુપ તારૂં શુદ્ધ ભૂલ્યો તે ને આમતું. વિચારી૦
પકે જ્યમ હીરો પડયો, ધોતાં શુદ્ધજ થાય.
ત્યમ તિમીરને ટાળતાં, રૂપ તુજ શુદ્ધ લહાય.
કર્યો જેણે જીવ, ત્યજાવ્યું પદ શીવ, ત્યજ તે અજ્ઞાન તું–વિચારી૦

મોતીલાલ મથુરભાઇ દેસાઈ મહુધાવાળા.

# સુવર્ણ લંકા.

( ગતાંકથી શેષ )

(૧) વેધઃ-એ કેવળ જંગલોમાં વસે છે એ જાતિમાં નરનારી સઘળા ઘણું ખરું નગ્ન રહે છે. પુરૂષ એક લંગોટ અને સ્ત્રી એક સામાન્ય વસ્ત્ર રાખે છે; પરંતુ જે વસ્તીની સમીપ વસે છે તે વસ્ત્ર પહેરવા લાગ્યા છે. ખ્રિસ્તિ ધર્મ પ્રચારકો તો એમની કાયા પલટી ઇસાઇ બનાવી રહ્યા છે. એઓની સંખ્યા બહુ અધિક નથી.

(૨) સિંઘાલીઃ-એને અહીંના અસલી નિવાસીજ કહેવા જોઇએ. એની સંખ્યા વિશેષ છે

(૩) તામિલઃ-એ લોકો હિંદુ છે, અને એમની દરેક વાત દક્ષિણ હિંદના તામિલો સાથે મળતી છે; એટલુંજ નહિ પણ કેટલાક પ્રસંગો પર એક બીજાની સાથે વહેવાર પણ રાખે છે.

(૪) અંગ્રેજ અને બીજી જગ્યાએથી ગએલા ખ્રિસ્તિઓ અને બીજા લોકો.

સિંઘાલીઓનો ધર્મમત બૌદ્ધ છે, પણ એમાંનો ચોથો ભાગ ખ્રિસ્તિ થઇ ચૂક્યો છે. ઇસાઇ પ્રચારકો જે સ્ફૂર્તિથી કામ કરી રહ્યા છે, તે પરથી સ્પષ્ટ છે કે બહુજ જલદીથી વધારે ભાગ ખ્રિસ્તિ થઇ જશે. આર્યસમાજી અને સનાતનીઓને ઘરગથ્થુ ઝગડામાંથીજ અવકાશ નહિ! એમની આગળ એ બાબતનું નિવેદન કરવું વ્યર્થ છે. સિંઘાલી લોકો પણ દક્ષિણ હિંદની પેઠે શાકાહારી છે પણ માંસભક્ષણ પણ અતિશય કરે છે. ગોમાંસ પણ ખાઇ લેતા અચકાતા નથી. એના ઘર આગળથી પસાર થવું અતિ વિકટ લાગે છે. આ એક નવાઇ જેવી વાત છે કે બૌદ્ધ ધર્મી જેનો મૂળ સિદ્ધાંતજ દયા અને અહિંસા છે તે એટલું બધું માંસ ભક્ષણ કરે છે કે તોબા પરમેશ્વર! કેવળ સિયોન તો શું પણ ચીના જાપાનનીએ એજ દશા!

પુરૂષ એક તહવન્દ પહેરે છે. એ લુંગીની પેઠે શીવેલા હોય છે પણ બાંધે છે તહવન્દ પેઠે. દક્ષિણ હિંદના લોકોના તહવન્દ અને એમના તહવન્દમાં કાંઇ ભેદ નથી. વળી એક કુરતું, અંગ્રેજી ખમીસ, અને અંગ્રેજી કોટ પણ ધારણ કરે છે. શિર નગ્ન રાખે છે. ઇસાઇ મત ગ્રહણ કરવાવાળા અંગ્રેજી ટોપી પહેરી લે છે, અને કોટ, ખમીસ, નેકટાઇ વગેરે પણ રાખે છે. કિંતુ નીચેના ભાગપર તો તહવન્દજ હોય છે. પાટલૂનનો રિવાજ નથી તહવન્દ ગરમ કાશ્મીર વગેરેના સારા પણ હોય છે, એની નીચે છોટા તહવન્દ પણ હોય છે. પુરૂષોથી સ્ત્રીઓના તહવન્દ થોડા મોટા હોય છે. પરંતુ પ્રત્યક્ષ કાંઇ ભેદ નથી. સઘળી સ્ત્રીઓ અંગ્રેજી ફેશનની જાકીટ પહેરે છે કહે છે કે પોર્તુગીઝના સમયથી એ પ્રચલિત છે. પહેલાં એ પણ ન હતી. એ બે વસ્ત્રોથી વિશેષ શિરપર ચાદર, દુપટા આદિ કદાપણ હોતું નથી. જાકીટમાંથી હાથ નીચેનો થોડો ભાગ અને તહવન્દને જાકીટ વચ્ચેનો પેટનો ભાગ પણ થોડો ખુલ્લો રહે છે. કોઇ કોઇ ખાંધ પર રૂમાલ રાખે છે. પારસી વસ્ત્ર કંઇ એવા તો પ્રિય થઇ પડયા છે કે જ્યાં જાઓ ત્યાં કંઇ એ ઢંગનો રિવાજ ખરો. સિલોનમાં પણ એવી સ્ત્રીઓ છે કે જે ઇસાઇ થઇ ચૂકી છે. પણ તહવન્દપર વસ્ત્ર પારસી અંગનું! એમની ભાષા સિંઘાલી પણ પાસે રહેલા હોવાથી તામિલ સમજે છે. સિંઘાલી ભાષા ચોકખી રીતે સંસ્કૃતમાંથી નીકળેલી જણાય છે, કારણકે, ઘણાક શબ્દો સાધુ ઉચ્ચાર કરવાથી સંસ્કૃત સાથે મળે છે. પાલી ભાષા કેવળ ભિક્ષુઓ (બૌદ્ધ સાધુ) ભણે છે. ભિક્ષુઓનું માથું મુડાવેલું અને એક પીત વસ્ત્ર ધોતીવત્ પહેરી ઉપર ઓઢી લીધેલું હોય છે. સાધારણ રીતે સિંઘાલી લોકો માથું મુંડાવતા નથી, શિરની પાછળ ચોટલાની ગાંઠ વાળે છે. એની ભાષાનું સંસ્કૃત સાથેનું મિલન દશ

સુધી ગણવાની રીત પરથીજ સ્પષ્ટ છે. એકાઇ દુકાઇ, તનાઇ, અતરાઇ, પટાઇ, હાઆઇ, તિહાઇ, નતાઇ, દહાઇ.

તામિલોની સઘળી વાત મદ્રાસીઓ સાથે મેળ રાખે છે. પુરૂષોના વસ્ત્રોમાં તહમન્દ, ધોતી કુરતું અને કોટ. શિરનો અગ્ર ભાગ મુંડાવી શેષ ભાગના વાળોને એકત્ર કરી પાછળ મોટી ચોટલી બનાવે છે. સ્ત્રીઓને ચોલી ને ધોતી, ને શિર નગ્ન. ધર્મમત હિંદુ છે, જેમાં ઘણાખરા વિવેકાનંદના શિષ્યો છે. આહારમાં ભાત, આમલીની ખટાશ, મરચા આદિ દક્ષિણના હિંદુ રિવાજ જેવા છે.

અંગ્રેજ ઇસાઇ વગેરે સર્વ સ્થળે એક સરખા છે. સિલોનમાં મુસલમાન પણ છે અને કોલમ્બોમાં સુંદર મસીદ પણ છે. એ લોકો થોડા વખતથી ભારતખંડમાંથી ગયેલા છે.

કોલમ્બોમાં એક મોટું મંદિર છે. જેની અંદર મહાત્મા બુદ્ધજીની મૂર્તિ છે અને એની સાથે તાડપત્ર પર લખેલા પાલી પુસ્તકોની લાઇબ્રેરી છે. કાંડીમાં દંત મંદિર છે. એ મંદિરમાં કેટલાક ડબ્બાઓની અંદર મહાત્મા ગૌતમબુદ્ધના દાંત બહુંજ સુરક્ષિત રાખેલા છે ખાસ અવસરે પર એ દાંત ખુલ્લા મુકવામાં આવે છે. એ મંદિરમાં એટલું બધું જવાહીર છે કે મોટા મોટા મુસાફરો અહીં આવીને વિશેષ પ્રબંધ મારફતે એ જવાહીર જુએ છે મંદિરની બહારની બાજુએ ચિત્રોદ્વારા કર્મફલ બતાવેલું છે, અર્થાત્ અમુક પાપ કર્તા અમુક યોનિમાં જન્મે છે. એની પાસે એક મંદિર છે, જેની અંદર અમુલ્ય પત્થરોની બનાવેલી મહાત્મા બુદ્ધજીની મૂર્તિ છે અને પીપળાનું વૃક્ષ સિલોનમાં મહારાજા અશોકનો પુત્ર જ્યારે ધર્મ પ્રચારાર્થે ગયો હતો ત્યારે લઇ ગયો હતો.

હિંદી મુસાફરો જેઓ અંગ્રેજી હોટલમાં ભોજન કરી શકતા નથી તેને માટે સિલોનમાં અતિશય કષ્ટ છે. રહેવાને તો ખેર અંગ્રેજી હોટલ કે સરકારી રિફ્રેશમેન્ટમાં સ્થાન મળે પરંતુ ખાવાનો શો પ્રબંધ! ધર્મિષ્ઠ મુસાફરોએ ખાસ પ્રબંધ કરીને જવું અથવા તો કેવળ ફળ, દુધાદિ પર નિર્વાહ કરવો નહિતો બહુ કષ્ટ પડે છે.

હિંદી કે ઉર્દુ બોલાથી અહીં કામ ચાલવું બહુ કઠણ છે. હજારોમાંથી એકાદ મનુષ્ય એને જાણવા વાળો મળે. અંગ્રેજીથી સઘળું કામ ચાલે છે. ગાડીના કોચમેન ને ટ્રામના ડ્રાઇવર સુધી સહુ અંગ્રેજી સમજે છે, અને પોતાની મતલબ સમજાવી શકે છે. દુકાનદાર ૯૦ ટકા અંગ્રેજી જાણે છે. પોલિસના સિપાઇઓ અંગ્રેજીમાં વાર્તાલાપ કરે છે. કુલી, સ્ટેશનના પોર્ટરો, ચોકીદાર સઘળા કંઇને કંઇ અંગ્રેજી બોલી જાય છે. કહેવામાં આવે છે કે બૌદ્ધ મંદિરના પૂજારીઓ સંસ્કૃત પણ બોલી શકે છે. પરંતુ એવું ક્યાંય પણ જોવામાં આવતું નથી અલબત્ત એમની પાલી ભાષા સંસ્કૃત સાથે ત્રીજા ચોથા ભાગની મળતી આવેછે.

છોટુભાઇ દાજીભાઇ દેસાઇ

# દંપતિ જીવન રસમય ક્યારે બને?

પ્રિય બન્ધુઓ, અને ભરત ભગીનિઓ! હર્ષિત વદને જય જય! આજે સત્સંગ દ્વારા તો આપણો પ્રથમ પરિચય થાય છે. શ્રાહ્ય વિચારોનું યથાર્થ પાલન કરવુ એ આત્માને ઉન્નતિમાં લાવનાર એક પગથીઉં છે. વિષયની રસજ્ઞતા વધારવી વાંચકોના હસ્તમાં છે.

જમાનો કેળવણીમા આગળ વધ્યો છે અને વધ્યો જાય છે, એજ સ્વદેશને ઉન્નતિ ક્રમમાં લાવનાર સાધન છે. આ સસાર મનુષ્યરૂપી પુષ્પોથી આચ્છાદન થયેલો બગીચો છે. જેમ કૃત્રિમ બગીચામાં યોગ્ય મધુર પુષ્પોના બીજ રોપવાથી, તે હંમેશાં તેની મધુર સુવાસ બ્હેકાવતા અન્યના હૃદયને આનદ આપશે તેમ આ કુદરતના રચેલા મહાન સૃષ્ટિ બગીચામાં મનુષ્યરૂપી સ્થાપિત થયેલાં પુષ્પોને જ્ઞાન રૂપી અમૃત સીંચનથી ઉછેરવામા આવ્યાં હશે તા તેથી તેની સુવાસ ચોતરફ ફેલાતાં જન સમુહના મન નિર્મળ બનાવશે.

ઉત્તમ કેળવણી લીધેલા સંસ્કારી પુરૂષો આ વિચારનો ઉપયોગ કરવા મહાન પ્રયાસી બની પોતાના કેળવાયલાં જ્ઞાન દ્રવ્યનો વ્યય અન્યને કેળવવા તરફ કરે છે એજ ખરૂં આર્ય કુળ ભૂષણ કર્તવ્ય છે. કેળવણી લીધા સિવાય "પોતાનાં જીવનની સાર્થકતા શેમા સમાઇ છે." તેનો વિચાર કરવા જેટલો અવકાશ મેળવી શકાતો નથી તેમજ ધાર્મિક પુસ્તકો અને સતસગમા ધ્યાન પરોવાતુ નથી એમ થવાથી સાસારિક સ્થિતિ ડામાડોળ થતાં પ્રસગોપાત મહાન સંકટના ભોક્તા બની જવાય છે. જેથી માણસના ઉપર પૈસાહાની સાથે દુઃખની અસહ્ય જ્વાળા પ્રકટી રહે છે. ગૃહસંસાર ચલાવવો વિકટ થઇ પડે છે. મનની વ્યગ્રતા વધે છે એટલે એજ વ્યગ્રવૃત્તિના પરિણામે શરીરમાં અનેક પ્રકારના વ્યાધિનો ઉપદ્રવ થાય છે આખરે જીવનમાં કડવાશ આવી સઘળું પ્રતિકુળ દૃશ્યમાન થાય છે.

સુખ અને દુ:ખનો આધાર ઘણો ખરો કેળવણી ઉપર અવલંબી રહેલો હોય છે. આજે કેળવણીના પ્રતાપે ધર્મરૂપી જ્ઞાન મેળવી શકાય છે. અનીતિની ઉંડી ખાઇમાં સડોવાયલાને તેની વિપત્તિમાંથી બચાવી શકાય છે. એજ કેળવણી સસારમાં વિકટ માર્ગે જતા અટકાવી, પ્રભુના પ્રેરેલા ધર્મમાર્ગે દોરવવા સાધનભુત છે. ટુંકમાં સર્વ રીતે માર્ગ દર્શક થઇ પડે છે. તો તેમાંજ આગળ વધવા અન્યને વધારવા કટીબદ્ધ થવું જોઇએ. કેળવણીથી બરાબર જ્ઞાનમય બનેલા મનુષ્યની સામે કદાચ મહાન આપત આવી પહોંચે તો પણ તેવા ધીરપુરૂષો ન્યાય માર્ગને કાળાંતરે પણ વિસરતા નથી. તેને તો, હમેશ નીતિ નિયમનું પાલન કરવું સ્વીકર જણાશે. તેમ થવાથી કાર્ય વ્યવહારમાં તન અને મન સાથે દ્રવ્યનો યથેચ્છ ઉપયોગ કરી, સંસારમાં આવી પડતા વિષમય પ્રસગોનો જડમુળથી ઉચ્છેદ કરી શકે છે. પછી તે પુરૂષ ગરીબ હો કે તવંગર હો! તો પણ જેમણે કેળવણી રૂપી હથિઆર ગ્રહણ કર્યું છે તેઓ કોઇની પણ દરકાર કરતા નથી. તેઓને સહેલાઇથી સન્માર્ગે વિચરવાની શક્તિ પ્રાપ્ત થાય છે.

હવે સંસારચક્ર સ્રી અને પુરૂષ ઉભયના ઉપર આધાર રાખે છે. આજે પુરૂષવર્ગ કેળવણી પામી પોતાના જીવનને મંગળમય બનાવવા આગળ વધે છે. ત્યારે સ્રી જીવન ઉચ્ચ બનાવવા ભારત વર્ષમા તેનો દરજ્જો ઉતરતી પક્તિમાં મુકાય એ વિનાશકાળનું મુળ કેમ નહીં ગણાય? સકળ સસારની ઉત્પત્તિનું સાધન સ્રી છે, સ્રી વિના સંસાર સુનો ગણ્યો છે. સ્રીને રત્નની ખાણ ગણી છે: જેમાંથી ધ્રુવ, પ્રલ્હાદ અને અંબરિષ જેવા ભક્ત વીરો જન્મ્યા છે. પાંડવ જેવા બળવાન નર ઉત્પન્ન થાય છે. અને કર્ણ જેવા દાનવીર નર રત્ન અવતાર ધારણ કરી ગયા છે. પતિને

એક કુવા પાસે લઇ ગયા, ત્યાં તેણીના દાગીના ઉતારી લઇને તેણીને તે કુવામાં નાખી દઇને મારી નાંખી હતી.

સદરહુ ગુનાહ માટે બંને આરોપીઓને નીચલી કોર્ટે ફરમાવેલી ફાંસીની સજા હાઇકોર્ટે કાયમ રાખી હતી જામે જમશેદ, તા. ૧૩-૧-૧૯૧૭.

**૩ દાગીના સારૂ દસ વરસની છોકરીનું કરવામાં આવેલું ખુન !**

**આરોપીને થયેલી ફાંસીની સજા ?**

કાશી નામની દસ વરસની એક છોકરી નાંસીકની બજારમાં તેલ લેવા ગઇ હતી તેવામાં ગોપાળદાદા પાટીલ નામનો તેણીનો એક સગો તેણીને મળ્યો. કાશીને તે શખ્સ ગામ નજીકના એક કુવા પાસે લઇ ગયો, ત્યાં તેણીના ઘરેણાં ઉતારી લઇને તેણીને તે કુવામાં નાંખી દઇને મારી નાંખી !

સદરહુ ગુનાહ માટે નીચલી કોર્ટે આરોપીને ફાંસીની સજા કરી હતી તે હાઇકોર્ટે કાયમ રાખી હતી.—

જામે જમશેદ, તા. ૨૦-૧-૧૯૧૭,

**સેંકડો બાળકોનાં ખુન !**

**ઉપર પ્રમાણે ઘરેણાંની ખાતર માત્ર નવ દીવસમાં ત્રણ બાળકોનાં ત્રાસદાયક ખુનો પ્રસિદ્ધ થયાં છે.**

આજ સુધીમાં સેંકડો હીંદુ તથા મુસલમાન બાળકોનાં ઘરેણાં માટે ખુનો થયાં છે, અને જ્યાં સુધી લોકો ચેતશે નહીં ત્યાંસુધી તેવાં ખુનો થયાજ કરશે.

પ્રાર્થના આ હેંડબીલની ગુજરાતી, મરાઠી, બંગાળી, હીંદી વગેરે ભાષાઓમાં નકલો છપાવીને આખા દેશનાં ગામેગામના દયાળુ પોલીસ અમલદારો તેમજ સંસાર સુધારકો લોકોમાં તેનું જ્ઞાન ફેલાવવાની મહેરબાની કરે. તથા તમામ નાટક કંપનીના દયાળુ માલેકો પોતાના ખેલામાં ઘરેણાં માટે થતાં બાળકોનાં ખુનોના દેખાવો ભજવીને હજારો લોકોને તે મહાપાપનો ખ્યાલ આપવાની મહેરબાની કરે એવી મારી પ્રાર્થના છે.

જુનાગઢ, તા. ૨૨-૧-૧૯૧૭.

-લાભશંકર લક્ષ્મીદાસ.

# ભોળીઆ રાજનો

## ભડભડાટ

જમાનો સુધરેલનો કે બિગડેલનો ? હું કહું છું જે બિગડેલનો ! મોજ મઝાનાં સાથી કોણ ? એતો તેજ કે જેઓને ચારે પહોરને આરે ઘડી બાટલીઓના બુચ તોડવાનો સુંદર પ્રસંગ પ્રાપ્ત થતો હોય ! વાહ વાંચક ! તને કદી એવો પ્રસંગ પ્રાપ્ત થયો હતો કે નહી ? જો ન થયો હોય તો તું ગરમરદારા બાટલીતોડ મંડળીનો સભાસદ વિના સંકોચે થઇ જા ! પ્રથમ સભાસદ થવાની ફી નથી ! ! નવીન સભ્યોને વિના મૂલ્યે ફ્રી પીણા મળે છે. દારૂ તાડી તૈયાર રાખવામાં આવેછે. દારૂ તે કેવો ? અરે પોર્ટ વાઇન ! નામ લેતાંજ કેવું પાણી આવેછે. અફીણ, ગાંજો, કોકેન વગેરે મરીમસાલા આચાર સહીત તૈયાર રાખવામાં આવેછે ! ! ફક્ત થોડા સમયને માટેજ એવો સબળ લાભ આપવા, એ મંડળી એગ્રીમેંટ agreement કરી આપે છે, પ્રથમનીજ મુલાકાતે એ મંડળના કાયમના સભ્ય થવાને તારૂં ડગમગતું જીગર લલચાશે. મહેરબાન ! જરા મુલાકાત તો લઇ જુઓ ! ! પછી ગટરનાં ગમરતાં પાણીની ભીંકી બો લેવાની કેવી અફલાતુન મઝા મળેછે ! અંતિમે કપરાં સત્તાં ના રોજીંદા ખટખટારાથી મુક્ત થઇ અલ્પ સમયમાં એક બોટલ Bottle હાથમાં લઇ દા...રૂ દા...રૂ દા...રૂ...જ જોઇએ ! ! ! શું મઝા ! મઝાનું નાગ તે. એ......મૂઆઇ ! આખરે સ્વડીયાદ્વારા કોઢાં ગેપની ડીગ્રી ખાય રસાલા તરફથી જરૂરજ ઈનામત થશે. અને ન થાયતો આ ભોળીયા રાજની અશ્વનીકુમારમાં મુલાકાત લઇ લેવી ! ! !

× + + ×

માંસાહારીઓ કેવળ માંસાહાર કરવામાંજ મોજ મજાહ માને છે, તેઓ પોતે આધીક નૈતિક શારિરીક માનસિક વિગેરે ઉત્પાદી

સંપત્તિઓ તેમાંથીજ મેળવી શકાય છે એવી બીન પાયેદાર દલીલો રજુ કરવામાં કદમ પાછળ હઠાવતા નથી! શું દલીલ? શું તારીફ? એવી દલીલોથી તો હસતાં હસતાં મ્હોં અને પેટ બેઉ દુઃખે છે. હા! કાં નહીવારૂ? આખી દુનિયાંજ માંસાહારથી જીવતી હશે! તેઓ તો ખાય. ઈશ્વરને પણ માંસાહાર કરતાં જોઇ આવ્યા, હશે વારૂ? તે જોનારજ જાણે. તેનો ખુદા જાણે! અમે તો એવું કંઇ જોયું બી નહી, ઓર સાંભળ્યું બી નહી! એવાઓને પ્રશ્ન પૂછીશું કે શું વેજીટેરીયનો પુરૂષાર્થ નથી દાખવી ગયા? જવાબમાં મોટું મીંડુ મળશે? હીંદનાજ મહાન પુરૂષોના દર્શંતો અવલોકીયે "સ્વર્ગવાસી ગોખલે. જગ્ગવિખ્યાત નામના મેળવી ગયા છે. રા. શ્રીયુત મોહનલાલ કરમચંદ ગાંધી" કે જેઓને સ્થળે સ્થળે આદરમાન અપાય છે, કેટલાક મહાન અમેરિકનોએ પણ માંસાહાર કરવો બંધ કીધો છે. ત્યારે શું તેઓ બાપડાએ પમરતી બો વિના ગુંગળાતા હશે.? ભાઇ ભોળીયા તારે શું પંચાત પડી! એનું એને મુબારક! હું તો એવા માંસાહારી રાજાનો બરડો ઠોકીને કહું છું કે ભાઇશ્રીઓ તમે તમારી જીંદગી પર્યંત એવાં બો મારતાં હાડકાંની પમરાટ કરતી લહેજત લેતા રહો અને એ તમારૂં મનથી માનેલું સ્વર્ગ (ભલે નર્ક હો!) તેમાં ખુશીથી સડતા રહો બાપુ!!!

× × ×

સત્સંગ! વાહ નામ તો ઘણુંજ પ્રિય! રે! ઘણુંજ સ્વર્ગીય! બા આપણે તો એનું નામ લેતાંજ સ્વર્ગની સીડી પામવાના! પણ એ જોડણીની મતા બહુ ભારી દેખું! વ્યુત્પત્તિનાં નામથીજ આપણે સો ગાઉ દૂર તેમાં વળી પારસીની નિશાળે ભણેલા એટલે એ કામ બહુજ કપરૂં થઇ પડે એમાં શું નવાઇ! પણ એટલું તો જાણું ખરો કે સત્સંગ એટલે સારી સોબત! વાતતો ખરી!! આપણે પણ એક બે સોબતી છે ખરા પહેલો ગાંડો ગભરો! બીજો ગરબડ ઘેલો! અને ત્રીજો પડયો જાને પોતે આ ભોળીયા રાજા! અમારી આ સત્સંગાઇમાં પૂછવુંજ શું? અમારી તીનોની જોડી બાય ખુદાના ઘરથી નિર્માણ થઇ આવેલી!!! અને, તીનો સબ બંદરના વેપારી, હું પોતે ઊધનાનો રહેવાસી, અને મારો ભાઇ ગાંડો તે ગોપીપુરાનો રહેવાસી અને ભાઇ ઘેલો તે હતારગામનો રહીશ, પણ અમો ત્રણે બે ત્રણ વખત સાથે બેસીને ભોજન કરવું, અને સાથે બેસી આવા ગાંડા ઘેલા બલાંડા ચીતરવાં પણ વખતસર સો સૌને ઘેરે જઇ સુઈ જવું સંક્ષિપ્તમાં પીછાન આપતાં આપણાં સબળ મિત્ર રાજ્યો (ઇગ્લાંડ, ફ્રાંસ અને રૂશીયા)નું સ્મરણ કરાવે ખરૂં? બોલો આ અમારી ત્રીપુટીમાં કશી ગણુ ન્યુનતા હોઇ શકે ખરી?!!

× × ×

પણ બા અમારી મિત્રતાઇમાં ક્યાં મઝા છે? સો મઝાતો આજ. કાલના જુવાનોની ફેશનની ફીશીયારીમાં દિસે છે! નાટક! તમાસા! સિનેમેટોગ્રાફ, ટંટા બખેડા હળહળતું જાહું વિગેરે ઇત્યાદી. એ સૌમાંજ સ્વર્ગીય સંગ માણવાનું મૂકી પછી એવી મહેનતીયા સત્સગાઇમાં ક્યાંથી મઝા હોય વારૂ! પણ એ આશ્રીને આ ભોળીયા રાજ શીર ઝુકાવી નમનતાઇ બતાવી, બલ્લમનસાઇ જણાવી બલામણ કરે છે કે તમે તમારા એ સ્વર્ગીય આનંદ ને કોરે પનારે મૂકી આ શ્રી દુર્વ્યસન નિષેધક જીવદયા પ્રબોધક અને નીતિ વર્ધક મંડળ તરફથી પ્રકટ થતાં "સત્સંગ" માસિકનાં ગ્રાહક થઇ એનો બહોળો ફેલાવો કરવામાં અંતઃકરણથી મદદ આપી આ સત્સંગનો જરા મીઠો સ્વાદ ચાખી જુઓ તો તે તમારી સોબત કેટલા પ્રમાણમાં ચડતી યા પડતીની તે તમે આપો આપજ અનુભવી શકશો!! પછી મારા અભિપ્રાયની જરૂર રહેશે નહી!! કેમ ભલા ભેજાનાં દરવાજા મોકળા થયા કે નહી? કે હજુ કંઇ બાકી છે?!!!

ભોળીઆરાજા.

## ઈંગ્લંડમાં કમતી થયલું છાકટપણું.

**દારૂપરનાં અંકુશનું શુભ પરિણામ.**

ઈંગ્લાંડમાં હાલની લડાઈના સબબે દારૂના વપરાસ ઉપર જે અંકુશ રખાય છે તેની ઘણી સારી અસર થઇ છે એમ ત્યાંની સેંટ્રલ કંટ્રોલ બોર્ડના રીપોર્ટ ઉપરથી જણાય છે. આ રીપોર્ટ ઉપરથી જણાય છે કે જે જે શહેરમાં દારૂ ઉપર અંકુશ રખાયો છે, ત્યાં છાકટપણાના દારૂથી થતા લકવાના અને આપઘાતના બનાવો ઘણા કમતી થતા જણાય છે, દર અઠવાડીએ બહાર પડતા આંકડાઓ ઉપરથી જણાય છે કે ગ્રેટ બ્રીટનના સરવેથી મોટાં ૨૦ શહેરમાં ગયા નવેમ્બરના છેલ્લાં અઠવાડીઆમાં છાકટપણાના ફકત ૧૩૭૨ દાખલા નોંધાયા હતા, જે ૧૯૧૫ના-સાલમાં એજ મુદતમાં ૨૪૧૫ હતા. કેટલાક શહેરોમાં ઉપર મુજબ ઘટેલા આંકડાઓ ખરેજ જાણવાજોગ છે, જે નીચે મુજબ હતા:—

| | ૧૯૧૫ | ૧૯૧૬ |
|---|---|---|
| લંડન ... ... ... | ૧૦૭૦ | ૫૫૩ |
| બારમીંગહામ ... ... | ૪૭ | ૨૫ |
| લીવરપુલ ... ... | ૨૧૩ | ૧૧૭ |
| મેનચેસ્ટર ... ... | ૮૩ | ૫૨ |
| શેફીલ્ડ ... ... | ૨૩ | ૧૨ |
| એડીનબરગ ... ... | ૧૧૮ | ૭૮ |
| ગ્લાસગો ... ... | ૫૧૭ | ૩૨૮ |
| ન્યુ કેસલ ... ... | ૬૬ | ૩૮ |

વળી સરવેથી મોટાં ૧૨ શહેરોમાંના આપઘાતના બનાવોની સંખ્યા ઉપલી મુદતમાં ૩૫૬ ઉપરથી ઘટીને ૨૮૭ જેટલી થઇ હતી.

**દારૂ ઉપરનાં અંકુશનું શુભ પરિણામ**—રશીઆમાં સ્પીરીટ-દારૂના વેચાણ બંધ કરવાથી જે અસરો થઇ છે તેમાની એક લોકોને કરકસર કરી નાણાં ભેગાં કરવાની ટેવ ઉપર પણ થઇ છે. જે ગામડાંના લોકો પોતાની તમામ આવક દારૂ પાછળ ખરચીને નાચરંગમાં મશગુલ રહેતા હતા તેઓ હવે સારી આબરૂદાર સ્થીતીમાં આવ્યાં છે. ઘણું કરીને હવે દરેક ગામડિયો કરકસર કરી કંઇ નાણાં બચાવી તે સેવીંગ બેંકમાં જમા કરેછે, કામદાર વર્ગમાં પણ આવીજ સ્થિતી જોવામાં આવે છે, અને પોતાના કારખાનાની બેંકમાં તેઓ નાણું નહિ રાખતાં પોસ્ટ ઓફીસ કે સરકારી બેંકમાં નાણાં અનામત રાખે છે. આમ બેંકોમાં નાણું વધારવાનું કારણ દેશની ખરેખરી આબાદીને લીધે અને લોકોની દારૂમાં નાણું બરબાદ કરવાની તજેલી ટેવને લીધે છે. લોકોને નાણાં એકઠાં કરવાને ઉત્તેજન આપવાને સરકાર પણ ઘટતાં પગલાં લે છે. લડાઇની આગળની સાલોમાં ત્યાં ૨૦૦૦ સેંટ્રલ બેંકો હતી, જયારે હાલમાં એ સંખ્યા વધીને ૩૦૦૦ની થઇ છે, તેમજ બીજાં એવાં ૬૦૦૦ ખાતાં મળીને લગભગ ૯૦૦૦ ની સંખ્યા થઇ છે. જેમ ખુદ રશીઆમાં બેંકોનો વધારો થતો રહે છે તેમ રશીઆની બહારના મુલકોમાં ચલાવવામાં આવતી રશીઅન બેંકની સંખ્યામાં પણ મોટો વધારો થતો જાય છે. અમેરીકાના ચીકાગો શહેરમાં ઉઘાડવામાં આવેલી રશીઅન બેંકોમાં ઘણું સારૂં કામકાજ થાય છે. ચીકાગો અને પીટરસબર્ગમાં થોડાજ દીવસમાં ૨૫૦૦૦૦૦ રૂબલની રકમ લોકો તરફથી અનામત રાખવામાં આવી હતી.

### સીગારેટ સત્યાનાશ!

આજકાલ સ્મોકિંગ (Smoking) એ સુધરેલાઓનું સ્વાગતનું સાધન થઇ પડ્યું છે એકાદ પરોણો ઘેર આવે તો તેને બીજી ખબર અંતર પૂછયા પહેલાં કાંઇનું-સેક્રીમેન્ટનું બોકસ અને બીડી સીગારેટની નળી આગળ ધરવામાં આવે છે. પ્રાચીન સમયમાં અર્ધ્યાદિકથી અતિથિ પૂજન થતું જયારે હાલ બીડી બાઇનેજ સેવામાં સુપરત કરાય છે. સીગારના ઉપાસકોએ તેને એટલું બધું મહત્વ

આપ્યું છે કે 'બીડી એ તો સ્વર્ગની સીડી છે.' હમણાં મુંબઈથી પ્રગટ થતા એક મરાઠી 'હાસ્ય વિનોદ' નામક પત્રના તા. ૧૭-૫-૧૬ ના અંકમાં ધુમ્રપાનાચે સુપરિણામ ! એ શીર્ષક નીચેના લેખમાં જણાવેલું છે કે તમાકુના ધુમાડાથી રોગના જંતુઓનો નાશ થઇ જાય છે.' અગર જો કે આ ઉક્તિ કેટલેક અંશે સત્ય છે કારણ કે તમાકુની અંદર રહેલું 'પિરિડિન' નામનું એક દ્રવ્ય 'જંતુહારક' છે, પણ તે કેવળ નઠારા જંતુનેજ હણે છે એમ નથી કિન્તુ સારા જંતુઓનો પણ તે નાશ કરે છે અને તેથી લાભને બદલે નુકસાન વધારે થાય છે. તમાકૂમાં 'નાઇકોટાઇન' નામનું જે એક કાતિલ વિષ છે તે તમાકુ પીનારની ચૈતન્ય શક્તિને કમી કરે છે. અને તેથીજ અમેરિકાનાં લગભગ ૪૮ રાજ્યોએ સીગારેટ પીનારને ગુન્હેગાર ગણવાનો કાયદો કરેલો જાણવામાં છે. નાઇકોટાઇન ઝેર, ધંતુરાના ઝેરની જાતનું હોઇ હૃદયને હરકત કરે છે. તમાકુ હવા શુદ્ધ કરવાને બદલે બગાડે છે. એવાં પણ કેટલાક કારણો મળી આવ્યાં છે. કારણ કે તેમાંથી દુર્ગંધ ઘણી છૂટે છે. ક્ષય ને હાર્ટડીસીઝ જેવા કેટલાક કલેજાના રોગો ધુમ્રપાન કરનારને જ વિશેષ થાય છે. દક્ષિણ આફ્રિકાના લોકો સાપનો નાશ કરવા માટે તમાકુના સત્વનોજ ઉપયોગ કરે છે. તમાકુ લોહીને બગાડનાર, મગજને ભમાવનાર હૃદયને બાળનાર, જઠરને મંદ કરનાર, અને આંખોના તેજને હરનાર સાબીત થઇ ચૂકી છે. સીગારેટમાં જે તમાકુ વાપરવામાં આવે છે તે ઘણી હલકા પ્રકારની હોય છે. છતાં અજ્ઞાન લોકો તેને દીલ બહેલાવનાર ગણી છુટથી વાપરે છે. એ કેટલી મૂર્ખાઈ! હાલ હિન્દમાં તેનો એટલો બધો પ્રચાર થઇ ગયો છે કે પીવામાં, ખાવામાં ને સુંઘવામાં તમાકુ ? બસ જ્યાં જોઇએ ત્યાં એનીજ દુકાનો !! ને એનુંજ નામ !!!

જાહેર વર્તમાન પત્રોનો પરમ ધર્મ છે કે તેમણે તમાકુના નજીવા ફાયદા જાહેરમાં દર્શાવવા કરતાં તમાકુથી થતા ગેરફાયદાજ જાહેરમાં દર્શાવવા જોઇએ. ધુમ્રપાનનું સુપરિણામ આવતું હોય એમ અમે કોઇ રીતે માની શકતા નથી. ચીનમાં જેમ અફીણે પાયમાલી કરી છે તેમ હિન્દમાં સીગારેટે સત્યાનાશ વાળ્યું છે. તમાકુના-બીડીના દુર્વ્યસનથી ઘણી ખાની થાય છે માટે અમને તો જેમ બને તેમ એ બદી અટકાવવાનીજ જરૂર જણાય છે.

**ધીરજ.**

---

## દેવગઢ બારીયાના મહારાજાએ ગૌવધનો કરેલો પ્રતિબંધ.

દેવગઢ બારીયાના નૃમદાર મહારાજા શ્રી રણજીતસીંહજીએ રાજ્યની હદમાં ગૌવધનો સંપૂર્ણ પ્રતીબંધ કરનારૂ એક ફરમાન બહાર પાડ્યું છે. ગૌવધ હીંદુ ધર્મની વિરૂધ હોવાથીજ નહી પણ રાજ્યમાં ખેતી માટે તેમજ બીજા અન્ય કાર્યો માટે ઢોરોની વૃદ્ધિમાં અટકાવ નહી નડે તે માટે પણ તે નામદારે કરેલા ફરમાનની રૂએ રાજ્યના દીવાન મી૦ મોતીલાલ એલ. પારેખની સહી સાથે જાહેરનામું બહાર પાડવામાં આવ્યું છે. તેની રૂએ એવું જાહેર કરવામાં આવ્યું છે કે આવતી તા૦ ૧ લી ફેબ્રુઆરીથી જે કોઇ શખસ પોતાની અથવા પારકી અથવા સુનેસ ગાય અથવા વાછરડી કોઇપણ સબબસર મારી ગૌવધ કરશે તે એક વરસ સુધીની સખત મજુરી સાથે કેદની શિક્ષાને અથવા રૂ. ૫૦૦ સુધીના દંડની શિક્ષાને અથવા બંને પ્રકારની શિક્ષાને પાત્ર થશે. વળી એ કૃત્યમાં મદદ કરનારને ઉપર જણાવેલી શિક્ષાને પાત્ર કરવામાં આવે છે. એ ગુન્હા કરનારને પોલીસ વગર વારંટે પકડી શકશે.

# માંસ ભોજનપર વિજ્ઞાનિક દ્રષ્ટિ.

વર્તમાન કાળમાં જ્યારે સંસારની સર્વ કુરીતિઓનો વિચાર થઇ રહ્યો છે અને પ્રતિદિન સાયન્સની ભભક્તી આગમાં એક પછી એક સ્વાહા થઇ રહી છે એવા સમયમાં પણ (મને કહેતાં શરમાવું પડે છે કે) અસહાય, પરાધિન, નિર્બળ પશુઓના ગળાં પર છરી ચલાવવામાં ન તો ધર્મની કે ન તો સાયન્સની સલાહ પુછવામાં આવે છે

એનું કારણ પણ એ મનુષ્યોનું સ્વાભાવિક ભોજન છે એવું બતલાવવામા આવે છે અને કોઇ કોઇ તો પશુ સૃષ્ટિનું પ્રયોજન એ બતલાવી સૃષ્ટિ કર્તાને પણ દૂષિત કરે છે થોડાં મનુષ્યો એમ પણ કહે છે કે શરિર પાલનને માટે માંસ ભોજન આવસ્યક છે. જો સારાસારનો વિચાર કરી જોવામા આવે કે માંસ મનુષ્યોનું સ્વભાવિક ભોજન છે કે નહિં તો સ્પષ્ટ રૂપથી વિદીત થાય છે કે નહીં. જો ઇશ્વર મનુષ્યોને માંસહારી બનાવને છો અવસ્ય તેને પણ અન્ય માસાહારિ પ્રાણી જેવાંજ દાંત, નખ, પેટ અને આંતરડા દેત, કિન્તુ મનુષ્યોનું તો તેવું એક પણ અંગ નથી જગ્તવિખ્યાત પ્રોફેસર ચાર્લસવેલનું કથન છે કે " મારો વિચાર એવો છે કે મનુષ્યની બનાવટમાં જે કંઇ તત્વ છે તે ઉપરથી માલમ પડે છે કે મનુષ્ય આરંભમાં ફળાહારી પ્રાણીહતુ એ કથનનુ તેના દાંત, ચર્મ, હાથ, પગ અને ભોજન પચવવાવાળાં અંગો સમર્થન કરે છે.

સંસારમાં જેટલા જીવ છે તે સર્વેની જો મનુષ્યની બનાવટ મેળવી જોવામાં આવે તો વિદિત થશે કે (પ્રો. જે. હાર્વડમૂરના કથનાનુસાર) મનુષ્ય ઉરાંગ ઉટાંગ સાથે સર્વથી અધિક મળતુ આવે છે. આ જાતના વાંદરાંના શરિરમાં ૨૦૦ હાડ હોય છે અને મનુષ્ય શરિરમાં પણ તેમજ ૨૦૦ હાડકાં છે. બીજા જીવોમાં હાડ સંખ્યા નીચે પ્રમાણે છે. ઘોડા ખચ્ચર, ગધેડા, ૨૫૬, ગાય, બળદ, ભેંસ, હરિણુ આદિ ૨૫૧, સુવર, ૩૨૪ અને કુતરા શિયાળ આદિમાં ૩૪૫. અસ્તુ

ઉરાંગ ઉટાંગના શરિરમાં ૩૦૦ માંસપેશીઓ છે કે જે મનુષ્યોમાં પણ તેટલીજ છે. તેના જડબાંમાં ૩૨ દાંત છે મનુષ્યને પણ તેટલાજ છે. એ ઉપરાંત તેનુ સ્વરૂપ, પેટ, આંતરડાં, ચર્મ, બાલ અંદરના સર્વ અંગો તેમજ અન્ન પચવવાવાળાં અંગો મનુષ્યના જેવાંજ છે. હવે તેનું સ્વભાવિક ભોજન જોવા જઇએ તો ફલ, ફુલ અને અન્ન છે તો પછી મનુષ્યને માટે પણ ફલ, ફુલ, અને અન્નજ હોઇ શકે, નહીં કે માંસ. હવે એ વિચાર કરીએ કે શું માંસ ખરેખર શરિરપાલનને માટે આવસ્યક છે. તેના ઉત્તરમાં પણ એજ જવાબ આવે છે કે કદાપિ નહીં. પ્રોફેસર જોન રે નું કથન છે કે જેટલી વસ્તુ શરિરપોષણને માટે આવસ્યક છે તે સર્વ ફળ, અને અન્નમાં વિદ્યમાન છે. અને તેટલા માટે માંસાહાર કરવો તદન અનાવસ્યક છે. એટલુંજ નહીં પણ તે શરિરને હાનિકર પણ છે. જોશિયા ઓલ્ડ ફીલ્ડ ડી. સી. એલ. એમ એ. એમ. આર. સી. એસ. એલ. આર. સી. પી. આદિ ઉપાધી ધારીનું કથન છે કે. " હવે સાયન્સથી એ વાત સિદ્ધ થઇ ગઇ છે કે મનુષ્ય માંસાહારી નહી પણ શાકાહારિ છે. માંસ મનુષ્યને માટે અસ્વભાવિક ભોજન હોઇ જ્વર, ક્ષય, કેન્સર, આંતરડાંના કીડ, વગેરે અનેક ભયંકર રોગ ઉત્પન્ન કરે છે "

માંસમાં એક વધારાની ભયાનક આપત્તિએ છે કે માંસમાં યુરીક એસીડ નામક વિષ એવાં મોટાં પ્રમાણમાં છે કે જે શરિરને શીઘ્રતાથી રોગી બનાવી નષ્ટ કરે છે, ઇગ્લાંડનાં પ્રસિદ્ધ ડાક્ટર હેગના વિચારાનુસાર ગોમાંસમાં પ્રત્યેક રતલે ૧૪ ગ્રેન યુરીક એસિડ

મળી આવે. અને તેના લિવર, અને સ્પ્લીનમાંતો પ્રતિ પાઉન્ડમાં ૧૬ થી ૧૭ ગ્રેન સુધી હોય છે. આ એસિડથી નીચેના રોગ ઉત્પન્ન થાય છે.—ગાઉટ, રૂમેટીઝમ, હેડએક એપીલેપ્સી કનવોલ્યુસન, હીસ્ટીરીયા, ન્યુરેસ્થીનીઆ, નર્વસનેસ લેથાર્જી. વર્ટિગો, સિંકોપ, ઇન્સોમ્નિઆ, પેરેલીસીસ, અસ્થમા, ડીસ્પેપસીઆ, ગ્લાયકોસ્યુરીયા, ડાએબીટીઝ, અલબ્યુમ્યુનિરીયા, ડ્રોપ્સી, ગ્રેવેલ, ન્યુરાઇટિસ, રેટિનાઇટિસ, અપેરીડાઇટિસ, ઇત્યાદિ,

એ વાત તો સર્વેને વિદિત છે કે ગયા ૨૦ વર્ષમાં ઇગ્લાંડમાં માંસભોજન ને લીધેજ કેન્સર (નાસુર) ના રોગથી મરનારાઓની સંખ્યા બેવડી થઇ ગઇ છે. અને તેને ઓછી કરવાનો ઉપાય માંસ ભોજન બંધ કરવા શિવાય બીજો કોઇ નથી. ફ્રેન્ક સી. માડન એફ. આર, સી. એસનું કથન છે કાળા મનુષ્યોમાં જેઓ કેવળ ફળાહારિ છે-તેમનમાં કેન્સરનો રોગ કદી જોવામાં આવતો નથી. પણ તેજ અરબી લોકોમાં જે યુરોપીયન રિતીથી ભોજન કરનારા છે એમાં આ રોગ અધિકતર માલુમ પડે છે.

મને આશ્ચર્ય એ જાય છે કે મનુષ્ય જાણી બુઝીને પછી આવી આપત્તિમાં કેમ પડે છે. પ્રતિદિન આ કુરીતિને લીધેજ કેટલા જીવની પ્રાણહાનિ થતી હશે તેની ગણના થવી અસંભવિત છે. એક માત્ર સ્વિફ્ટ કંપનીની ભિન્ન ભિન્ન દુકાનોમાં પ્રતિદિન જેટલા જીવ લેવામાં આવે છે તેની સંખ્યા ગાય બળદ, ૧૦૦૦૦ બકરાં ૨૦૦૦૦ સુઅર, ૨૭૦૦૦૦ મરઘાં બતક ૧૦૦૦૦ આટલાંનેજ જો એક સીધી હારમાં ઉભાં રાખ્યાં હોય તો લગભગ ૫૦ માઇલ જમીન રોકે અને જો એકજ જગ્યાએથ [illegible] દ્વારા ફરતી કહાડવામાં આવે તો સઘળાંનો નીકળી રહેતાં બે દિવસ લાગે. આ સઘળાંનો એકજ દિવસમાં નાશ કરવામાં આવે છે આતો ફક્ત એક કંપનીની વાત થઇ આવીજ ઇગ્લાંડમાં આરમર્સ, લિપ્ટન, આદિ કેટલીઓ કંપની છે. હિંદુસ્તાનનું હત્યા પ્રમાણ પણ કંઇ ઓછું નથી. હવે માંસ ખાવું કેટલે સુધી ન્યાય યુક્ત છે તેનો હવે પાંઠક તમે જાતેજ વિચાર કરો.

# બીડી પીવાથી થતી હાની.

બીડી તથા ચલમમાં જુદી જુદી જાતનાં ઝેરી પદાર્થોનો ઉપયોગ થાય છે પણ હાલમાં આપણે માત્ર તમાકુ વિષેજ બોલીશું.

તમાકુ પીવાથી થતી નુકશાનકારક અસરોનું વર્ણન કરવા પહેલાં આપણે તેની ઉત્પત્તિ તથા લોકોમાં તે કેવી રીતે દાખલ થયો તે વિષે થોડુંક જણાવીશું.

તમાકુ એ નેકોટીનીઆ છોડોની એક જાત છે અને તેમાં ટામાટા બટાટા અને બીજા ઝેરી છોડનો સમાવેશ થાય છે.

એનુ મૂળ વતન કયું એ એક વિવાદગ્રસ્ત પ્રશ્ન છે અને એને માટે ઘણી ચર્ચા થઇ છે. હિંદુસ્થાનમાં તે કેવી રીતે દાખલ થવા પામ્યો, એ એથી પણ વધારે અગત્યની ચર્ચા ધરાવનારો સવાલ છે. ટુંકામાં એમ કહેવામાં આવે છે કે એ છોડ નવી તેમજ જુની દુનીઆમાં બન્ને ઠેકાણે અસલથી ઉત્પન્ન થતો હોવો જોઇએ.

કેટલાક વનસ્પતિશાસ્ત્રીઓ તમાકુની એક જાત અસલથી પૂર્વના દેશોમાં થતી હોવી જોઇએ એમ માને છે. સોળમી સદીના કેટલાક ગ્રંથકારો એમ કહે છે કે એ છોડ આપણા દેશમાં પરદેશથી આણવામાં આવ્યો હતો. એ છોડો અમેરીકન જાતની ઉત્પત્તિના નથી એમ સાબિત કરવા માટે થોડાજ પુરાવા આણી શકે છે. અંને છેવટ એમ ઠરે છે કે એ (તમાકુ) અમેરીકાથી યુરોપ અને ત્યાંથી અહીં આવ્યો. સાધારણ રીતે એમ માનવામાં આવે છે કે પહેલ વહેલો તમાકુ પોર્ટુગીઝોએ આપણે અહીં સતરમી સદીની શરુઆતના દાયકામાં દાખલ કીધો આ સમયની અગાઉની ચોપડીઓમાં તમાકુના ઉપયોગ વિષે ઘણોજ જુજ ઇસારો ક્વચીત જોવામાં આવે છે જોકે એ સિવાય બીજી જાતના ઝેરી પદાર્થોના વિષે અહીં તહીં જોવામાં આવે છે એમ છતાં પશ્ચિમમાંથી એ છોડ આવ્યો એ બીના ખરી છે, એ હજી

સંશયમય છે. લેખક એ માટે કેટલાક શ્લોક વિગેરે ટાંકી બતાવે છે.

પણ હવે આપણે એની વિદ્વતાભરી ચર્ચા છોડી એથી થતા ગેરલાભ વિષે બોલીશું.

હાલમાં તમાકુનો ઉદ્યોગ આપણા દેશમાં મોટા પાયા ઉપર ચાલે છે. ૧૯૦૫ની અંદર આ દેશમાં તમાકુ માટે દશલાખએકર જમીન ખેડાઇ હતી અને એજ વર્ષમાં આ દેશને માટે જોઇતો ૧૫ લાખ રૂપીઆનો તમાકુ પરદેશ ચઢાવવામાં આવ્યો હતો.

તમાકુ થોડા પ્રમાણમાં લેતાં ગળાની અંદર ગરમી તથા હોજરીની અંદર ઉષ્ણતા ઉત્પન્ન કરે છે. ઘણા પ્રમાણમાં લેવાથી ઉલટી, ઝાડા, નબળાઇ સ્નાયુઓનું નબળા પડવું, નાળનું ધીમું પડવું અને ક્વચીત ક્વચીત મોત વીગેરે વીગેરે નજરે પડે છે.

કાયમની ટેવ વાળાઓ જો થોડા પ્રમાણમાં તમાકુ પીએ તો તેનામાં ખોટી તરસ ઉત્પન્ન કરે છે અને થુંક તથા લાળ વધારે પ્રમાણમાં મોંમાંથી છુટવા માંડે છે અને તેથી કરીને એક જાતની મગજને થંડક આપનારી અસર જેવી લાગે છે અને તેથી કરીને એ પીનારાઓ તેના પુષ્કળ વખાણ કરે છે.

પણ જેઓને એની ટેવ નથી તેઓને ઘણું ગંભીર નુકશાન તરતજ માલુમ પડે છે. આવાં ગંભીર પરીણામો આવવાનું કારણ એ છે કે તમાકુની અંદર 'નિકોટાઇન' નામનુ એક ઝેરી તત્વ છે.

જુવાનીઆઓની અંદર આ ઝેરી પીણાથી જલદી અસર થાય છે એમાં બીલકુલ શંકા નથી. જુવાનીઆઓ આનો ઉપયોગ ન કરે માટે સખત પગલાં લેવાં જોઇએ- (કેટલાક દેશમાં એને માટે કાયદા પણ ઘડાયેલ છે) તેઓ જો થોડા પ્રમાણમાં લે તોપણ ઉલટી, બેચેની નબળાઇ, મસલોનું નબળા પડવું વીગેરે નાના રોગો અને આગળ જતાં તેથી ભયંકર રોગો લાગુ પડે છે. વધારે પીધાથી કોઇ વખત નાડ મંદ તથા નબળી પડી જાય છે. ઉપર જણાવ્યા પ્રમાણે-વખતે ઝેરલેણુ પરીણામો પણ આવે. વગર ટેવના અને જુવાનીઆઓમાં આના દાખલા જોવામા આવ્યા છે.

વધારે પ્રમાણમાં બીડી પીવાની ટેવથી ઘણી ગંભીર હાની થાયછે અને ખાસ કરીને જુવાનીઆઓમાં તથા વાયુ પ્રકૃત્તિવાળાઓમાં એ ઘણો ત્રાસ વર્તાવે છે. એના અતિ સેવનથી જ્ઞાન તંતુઓ તથા તંદુરસ્તી નબળી પડતી જાય છે અને છેવટ આયુષ્ય ટુકું કરી નાંખે છે. એથી થતા રોગો નીચે પ્રમાણે છે. બદહજમી શરીરનું ફીકકા પડવું, સાધારણ નબળાઇનું લાગુ પડવું, અને જ્ઞાનતંતુના જુદાં જુદા રોગો, અને માથુ તથા આંખ દુઃખવાના રોગો વીગેરે વગેરે. વળી કોઇ કોઇ વખત એના ભારે ઉપયોગ થી ગાડપણુ પણ આવે છે એમ ડાકટરોનું માનવું છે.

ઉપર જણાવ્યા પ્રમાણેના રોગો થાય છે ખરા પણ એ ઉપરાંત તમાકુથી થતા બીજા કેટલાક ખાસ રોગો છે. જેવાકે ટેબેકોએબલી ઓપીઆ જે રોગથી આંખે થોડું દેખાય છે અને એમ છતાં તમાકુનુ સેવન જારી રાખે તો આંખે છારી મોતીઆ વિગેરે ફરી વળે છે. બીજા ભારી રોગો હૃદયને નબળું પાડવું, લોહીના આચ્છાદનોને ઢીલાં કરી નાખવાં વિગેરે.

નિકોટાઇન સિવાય તમાકુમા પાયરોડાઇન નામનું એક બીજું ઝેરી તત્વ છે જે હાડમાંની ચરબી તથા માંસ વીગેરે ઉપર અસર કરે છે અને તેથી એશુદ્ધી બેચેની તથા આંકડી જેવાં દરદો લાગુ પડે છે

આ પ્રમાણે આવા સુંગંધીદાર તથા લહેજતદાર છોડવાના પરાક્રમો છે. વખતો વખત એનો ઉપયોગ કરવા માટે મનાઇ કરવામાં આવે છે

ડચ પ્રજા જે બીડી પીનારાઓની પ્રજા એવા નામથી ઓળખાય છે તે પ્રજામાં એ ક્યા વખતે દાખલ થયો તેની નક્કી તારીખ વરસ મળતાં નથી તે દેશમાં દાખલ થયા પછી થોડા વરસ સુધી તો તમાકુ એક અમૃત છોડ જેવો તેમને લાગ્યો થોડા વખતમાં ગરીબ તેમજ પૈસાદાર સઘળા એનો ઉપયોગ કરવા મંડી ગયા કેટલાક વર્ષ વિત્યા બાદ જ્યારે એનાં ગેરલાભો નજરે પડવા માંડયા ત્યારે આજુબાજુથી વિરૂદ્ધતા દર્શાવવામાં પ્રાંતીક સરકાર તથા વડી સરકારે સખત શબ્દોમાં એનો ઉપયોગ નહિં કરવાના ઢંઢેરા બહાર પાડયા, ભારે કરો નાંખવા માંડયા, અને મ્યુનીસીપાલીટીઓએ દંડની શીક્ષા પીનારાઓ પર મૂકી આ પ્રમાણે ત્યાંની સરકાર હજી પણ કરે છે યુરોપના સુધરેલા બીજા દેશોમાં પણ એને માટે જુદા જુદા પ્રતિબંધ છે ૧૬૬૦ માં રૂશીયામાં ધર્મગુરૂઓએ આ છોડને અપવિત્ર જાહેર કર્યો અને બાદશાહી ફરમાનથી તે પીવા માટે મના કીધી એમ છતાં લોકોએ તે તરફ લક્ષ આપ્યું નહિં ત્યારે ત્રણ વર્ષ પછી બીજો હુકમ કાઢી જે એનો ઉપયોગ કરશે તે નાક ગુમાવશે એમ જાહેર કરવામાં આવ્યું. ૧૬૪૧ માં જ્યારે એવો હુકમ કાઢયો કે ત્રણ વખત તમાકુ પીતો પકડવામાં આવશે તો ત્રીજી વખતે તેના નસકોરાં ચીરી તેને સાયબીરીઆમાં લાંબો વખત સુધી દેશપાર રાખવામાં આવશે. અને ૧૬૬૫માં જ્યારે છેવટનો હુકમ કાઢી તમાકુ પીનારને મોતની શિક્ષા ફરમાવી. આવા સખત ધારાઓ છતાં રૂશીઆમાં તમાકુ પીવાની ટેવ ગઇ નથી એ ; ઘણું અજાયબ જેવું છે. ઇંગલાંડમાં દુકાનદારો નાનાં છોકરાઓને તમાકુ વેચી શકતાં નથી અને જાપાનમાં ૨૦ વરસની અંદરના માણસો તમાકુનો ઉપયોગ કરે તો સજાને પાત્ર થાય છે અને એવું પણ સાંભળવામાં આવ્યું છે કે બેલ્જીઅમના ધાર્મિક લોકો તમાકુનો બીલકુલ ઉપયોગ કરતા નથી.




મારૂં પ્રાથમિક શિક્ષણ પુરૂં થયા બાદ મારા વડીલોએ મને વૈદકિયા શીખવવાને ઠેરવ્યું, અને એક વિદ્વાન વૈદના હાથ નીચે શિક્ષણ સંપાદન કરવા માટે મને મૂકયો. મારો નવિન શિક્ષક દેશીવૈદક શિવાય ડૉકટરની પ્રખ્યાત વિદ્યા પણ જાણતો હતો. તેણે મને મનુષ્યના શરીરની સમજુતી આપવાના ઇરાદાથી મનુષ્યનું એક હાડપિંજર મંગાવ્યું હતું, અને તે મારા શિક્ષણના ઓરડામાં મુકવામાં આવ્યું હતું. ઘણાને ખબર છે કે મૃતદેહ અને તેમાં વિશેષતઃ હાડપિંજર જોઇ ન્હાની વયનાં છોકરાંને તે જોતાંજ ભીતિ લાગે છે; તે પ્રમાણે મને પણ બાળક માફક બીતિ લાગતી હતી. પહેલાં તો તે ઓરડામાં કદી હું એકલો જતો નહોતો, અને કદાચ જરૂરી કામ પ્રસંગે જવું પડે; તો તે બાજુ દૃષ્ટિપણ કરતો નહોતો. મારી સાથે વૈદકનું શિક્ષણ સંપાદન કરવા માટે એક વિદ્યાર્થી હતો. મારો સહાધ્યાયી બહુ હિમ્મતવાન હતો. ભીતિઓ શું છે તેની તેને ખબરજ નહોતી. હાડપિંજરને જોતાં તે કદીપણ બ્હીતો નહોતો, એટલુંજ નહીં પણ તે હમ્મેશ મને કહેતો કે આ નિર્જીવ માણસમાં જીવિત માણસને ત્રાસ આપવાની શક્તિ ક્યાંથી હોય ! હમણાં એ હાડપિંજર દેખાય છે પણ કેટલાક દિવસ પછી તો એની માટી થઇ જનાર છે. પણ કોઇ દિવસ મેં તેનું કહ્યું માન્યું નહીં તેને હું એવું કહેતો કે, દેહથી જે પ્રાણ છુટો પડયો અને જ્યાં સુધી આ હાડપિંજરનું અસ્તિત્વ છે ત્યાં સુધી પ્રાણ વખતો વખત, પોતે પૂર્વના નિવાસ સ્થાનને જોવાને આવે છે. મારી આ સમજુત નહીં માનવા જેવી ચમત્કારિક અને શક્ય હતી.

કારણકે કોઇને પણ પ્રાણ પુનઃદેહમાં આવેલો જોયલો નહી. પણ વાસ્તવિક વાત એવી છે કે મારી કલ્પના ખરી હતી અને ખરી પણ ઠરી.

(૨)

કેટલાઓ દિવસ પૂર્વની વાત. મારે કંઇ ખાનગી કામ પ્રસંગે તે ઓરડામાં એકલા સુવાનો વખત આવ્યો, મને મારા સુવાનાં સ્થાન શિવાય અન્ય જગ્યાએ નિદ્રા આવતી ન્હોતી, તે પ્રમાણે આ ઠેકાણે પણ મને નિદ્રા આવી નહીં. મેં ઘણા વખત સુધી શય્યા ઉપર તરફડીઆં માર્યા પણ નિદ્રા કેમે કરી આવી નહીં. ઓરડામાંથી બત્તીનો પ્રકાશ ધીરે ધીરે ઓછો થવા લાગ્યો અને થોડા વખત પછી તે પ્રકાશ જતો રહ્યો અને અન્ધકાર ફેલાયો તે દીપક બુઝાતાંની સાથેજ મારા મનમાં વિચાર ઉદ્ભવ્યો કે, જે દીપક એક ક્ષણ પૂર્વે પ્રકાશતો હતો, તેનું અત્યારે અન્ધઃકારમાં કાયમનું રૂપાન્તર થયું. થોડા વખત પૂર્વે તે હતો અને હમણા નથી જગતમાં માનવ જીવનની પણ એજ સ્થિતિ છે હમણાં છે ને ક્ષણ પછી નથી.

ધીમે ધીમે મારા વિચારની ઓરડામાંના હાડપિંજર તરફ વળવાની શરૂઆત થઇ. આ હાડપિંજરમાં જે વખતે પ્રાણ હશે, તે વખતે તે કોણ હશે તે ભગવત જાણે! હવે તો ફકત હાડપિંજર રહ્યું છે. જીવિતપણામાં કોણ જાણે શાં શાં કૃત્ય કર્યાં હશે? આ પ્રકારના વિચારમાં હું તદ્દન ગરકાવ થઇ ગયો હતો, એટલામાં, એક ચલન વલન કરનારી વસ્તુ મારા પલંગ નજીક અહીં તહીં અન્ધારામાં ફરે છે એવો મને ભાસ થયો. પછી દુઃખી માણસ જે પ્રમાણે શ્વાસ લે છે તે પ્રમાણે લાંબા લાંબા નિઃશ્વાસ મુકવાનો અવાજ મારા કાને પડયો. અને ચાલવાનો અવાજ પણ સંભળાયો- પહેલાં તો આ મારો ભ્રમ હશે, અને હું નિદ્રા રહીત હોવાથી કાલ્પનિક અવાજ સંભળાતો હશે એમ મને લાગ્યું; પણ પુનઃ તે અવાજ સ્પષ્ટ પણે સંભળાવા લાગ્યો. એટલે સંશયાત્મક સ્વરે પુછયું "કોણ છે?"

મારા પ્રશ્ન સાંભળતાંજ તે અદૃશ્ય આકૃતિ મારા પલંગ નજીક આવી, અને કહ્યું "હું છું. હું મારૂં હાડપિંજર જોવા માટે આવી છું."

મારા મિત્રોને મારો સ્વભાવ પરિચિત હોવાથી, તેઓમાંનું કોઇ મને ગભરાવવાને આવ્યું હશે, એવું મને લાગ્યું, મેં પુછ્યું "હાડપિંજર જોવાનો આ વખત છે?" સાચું ખરૂં કારણ જણાવ."

અવાજ આવ્યો "મારે વખત કવખત સાથે શું સમ્બન્ધ? વસ્તુ મારી છે. જે વખતે તે જોવાની મને ઇચ્છા થાય તે વખતે જોવા માટે હું આવું. તમે મને પુછનાર કોણ? આ હાડપિંજરમાં પુષ્કળ વર્ષો સુધી મારો આત્મા રહેલો હતો, તે તમને ખબર નથી. જે વસ્તુને આજે તમે હાડપિંજર માનો છે, તેમાં મેં છવ્વિશ વર્ષ પર્યંત વાસ કર્યો હતો. હું મારૂં પૂર્વનું ઘર જોવા માટે આવી તેમાં તમને શું બાધ છે?"

હું ગભરાયો, અને તે સંકટ નિવારણ કરવા માટે બોલ્યો "વારૂ; તમે તમારૂં હાડપિંજર જોઇ જાઓ મને નિદ્રા આવે છે."

તે અદૃશ્ય વ્યક્તિ ત્યાંથી બાજુ જતાં, તત્કાળ મેં બહાર જતા રહેવાનો વિચાર કર્યો, પરંતુ તે ટળે એવી બલા નહોતી. તેણે કહ્યું "તમે અત્રે એકલાજ સુવો છો શું? વારૂ ત્યારે આપણે ઘડીભર વાત કરીએ."

તેનું આ ભાષણ મને પ્રલય કાળ પ્રમાણે લાગ્યું. મૃત્યુની ભિષણ આકૃતિ મારાં નેત્રો સમક્ષ દેખાવા લાગી, પણ નાઇલાજ હતો. હું સુતેલો હતો પણ લેશ પણ હાલતો ચાલતો નહોતો. મેં ઉત્તર આપ્યો "ઠીક છે; તમે બેસો અને એક મઝેદાર વાત કરો."

અવાજ આવ્યો સાંભળો. "આ વાતને પચ્ચીશ વર્ષ થઇ ગયાં છે. તે વખતે તમારી માફક હું પણ એક માણસતું, અને માણસમાં

બેસી સંભાષણ કરતું હતું પણ હવે મને સ્મશાનમાં ફરવું પડે છે. આજ આટલા દિવસ પછી મારે પુનઃમાણસ સાથે સંભાષણ કરવાની ઇચ્છા ઉત્પન્ન થઇ છે. તમે મારૂં ભાષણ સાંભળવાને કબુલ કર્યું તે બદલ હું તમારા ઉપર ઘણીજ ખુશ થઇ છુ. પણ મારી કહાણી સાંભળશો ને તમે ?"

કહાણી સાંભળ્યાં શિવાય આપણો કંઇ છુટકો નથી, એમ સમજી હું કિંચિત દૃઢપણે બોલ્યો "કહો ત્યારે એક ફર્સ્ટ ક્લાસ કહાણી."

(૩)

તે વ્યક્તિ બોલી "જ્યારે હું માનવી સ્વરૂપ હતી, ત્યારે ફક્ત હું એકજ માણસથી બ્હીતી હતી. તે માણસ મને યમ પ્રમાણે ભાસતું હતું. એવો એ કૃતાંત કાળ સરખો ભાસનારો માણસ કોઇ નહિ પણ મારો પતિજ હતો. તે મને પીયર કાંઇ કરતાં પણ જવા દેતો નહીં. ખરેખર ઇશ્વરની કૃપા હોવાથી તેના પાશ બન્ધનથી મારી મુક્તિ જલદી થઇ. લગ્ન થયા બાદ બીજા માસમાંજ તેણે આ લોકનો ત્યાગ કર્યો. મેં લોકોને બતાવવાને, અત્યંત આક્રંદ કર્યું. પણ વચમાંનો કાંટો નીકળી જવાથી મને અત્યાનંદ થયો. હવે મને મારાં માતપિતાને મળવાની પરવાનગી મળશે, અને પૂર્વની મૈત્રિણીઓ જેની સાથે હું રમતી, હાસ્ય વિનોદ કરતી તેને મળાશે એમ મને લાગ્યું. પણ પીયર જવાની પરવાનગી મળવાનાં ચિહ્ન દીસતાં નહોતાં. એક દિવસ મારા સસરા બહારથી ઘરમાં આવ્યા, તે વખતે હું આગળજ બેઠી હતી. તેણે મારા તરફ એક ભેદક દૃષ્ટિપાત કરી પોતાની પત્નીને કહ્યું "આનાં લક્ષણ કંઇ સારાં જણાતાં નથી" સસરાના આ શબ્દો હજી મારા કાનમાં ગુંજારવ થઇ રહ્યા છે. ત્યાર પછી મને કેટલાક દિવસે પીયર જવાની પરવાનગી મળી. પીયર પહોંચ્યા પછી મને જે આનન્દ થયો તેનું વર્ણન કરવું અશક્ય છે. હું મોટા આનન્દથી ત્યાં રહેવા લાગી, અને મારા તારૂણ્યના દિવસો ગાળવા લાગી. આ વખતે મારા સંબન્ધમાં "આ છોકરી નક્ષત્ર સરખી છે એવું કેવું થયું જુઓને !" એવું લોકના મુખમાંથી, મેં પુષ્કળ વખત સાંભળેલું. મારી સમક્ષતું તો જાણે સમજ્યા; પણ મારી પાછળ સુદ્ધાં મારા સૌન્દર્યની પ્રશંસા થતી હતી.

મેં કહ્યું 'મેં જ્યારે તમારી સજીવ સ્થિતિ જોઇ નથી એટલે તમારા સૌન્દર્ય વિષે કેવી રીતે મત આપી શકું વારૂ ? જે કંઇ તમે કહો છો, તે ખરૂંજ હશે. તમે ખોટું શા માટે કહો ?"

તેણે કહ્યું "હાય ! હું આપને કેવી રીતે કહી આપું ! આ અસ્થિપિંજરના મુખ પર તમે જોયા હશે તે બે ખાડાઓ એક વખતના લજ્જાયુક્ત ઉજ્વળ નેત્રો જોનાર પર વિદ્યુત્પાત કરતાં હતાં. તે બદલ તમને શું પ્રમાણ આપું ? હાય ! હાય ! તમે મારા સ્મિત હાસ્યનું અનુમાન હાલમાં આ ઉઘડેલા મુખ ઉપરથી કેવી રીતે કરી શકો ! એ હાડકાં ઉપર જે સૌન્દર્ય અને માર્દવ હતાં, તેનું નામ સુદ્ધાં હાલ શેષ રહેલું નથી. મારા શરીરની ગૌરવર્ણ કાન્તિ અને નાજુકતા આપે જોયેલાં નહીં, એટલે આપ કેવી રીતે અભિપ્રાય આપી શકો ? મારા જીવનમાં, કોઇ વિદ્વાનમાં વિદ્વાન ડૉકટરને મારૂં હાડપિંજર એનાટોમીના કામમાં આવશે એવો મને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો. મને તે મારા તારૂણ્યના દિવસો હજી યાદ છે, તે વખતે મારૂં સૌન્દર્ય પૂર્ણ રીતે ચમકતું હતું. અને મારા સુન્દર સ્વરૂપ આગળ મોટાં મોટાંને ઓવારી નાખું એવું લાગતું હતું, જ્યારે હું ચાલતી હતી ત્યારે પ્રકાશનાં કિરણો મારાં શરીર ઉપર પડી દશે દિશા પ્રકાશિત કરતાં હતાં. હું મારા હાથ તરફ નિશદિન જોતી બેસતી. જેને મારો હાથ બતાવું તેનું અંતઃકરણ હું આકર્ષિત કરતી હતી, એવા તે બાહુ હતા. કદાચિત દેવ રમણીને એવા સુકોમળ અને સુન્દર હાથ પ્રાપ્ત થયા હશે. મારા અવયવની ગોઠવણ જોઇ દરેક મનુષ્યનું અંતઃકરણ

મારા તરફ આકર્ષાતું હતું. સ્ત્રીઓ સુદ્ધાં મોહિત થતી હતી. હાય હાય ! ! આ હાડપિંજરને નગ્ન સ્થિતિમાં જોઇ આપ મારા સૌન્દર્ય વિષે મત આપી શકતા નથી, ખરેખર આપ જ્યારે મને યોવનાવસ્થામાં જોત, તો આપની આંખમાંથી નિન્દ્રા ઉડી જાત, અને ઍનાટમીનું અધ્યયન આપના મનમાં આવી શકત નહીં.

મેં ઉત્તર આપ્યોઃ " વિદુષી, આપના ભાષણથી મને ઑપરેશનના વિષયની થયેલી સર્વ માહિતી, મને નહીં જેવી થયેલી સમજું છું. એમ તમારા મનમાં ખાત્રી રાખો, અને તમારાં સૌંદર્યની છાપ મારા અંતઃકરણમાં સારી રીતે પડેલી છે. તે બદલ ભરોસો રાખો. રે ચલાવો આગળ. "

તે પોતાનાં પૂર્વનાં ભાષણનું અનુસન્ધાન કરી બોલી " મારાં સૌન્દર્ય વિષે હું તમને વિશેષ હકીકત કહેતી નથી. મારા બન્ધુએ લગ્ન ન કરવાનો નિશ્ચય કર્યો હતો. એટલે આખા ઘરમાં સ્ત્રી મણ્ડળમાં જુઓ તો હું એકલાજ હતા. હું સન્ધ્યા સમયે બાગના છાયાકારી વૃક્ષ નીચે દરરોજ બેસતી હતી. તે વખતે સકળ ઉડુગણો મારી પ્રદક્ષિણા કરતા હતા. શીતળ સમીર જ્યારે મારી તરફ આવતો, ત્યારે તે મારા સ્પર્શનો અનુભવ લેવા તે આર્જવ કરતો... રા સૌન્દર્યનો અભિમાનમાં મ... વારમાં હું તદ્... ગ્યું કે જે જગ્યાએ મારે... એટલામાં, એક ચક્ષ... ગ્યાએ સ્પર્શજ્ઞાન ...ું મારા પલંગ નજીક અહીં... જતી ફરે છે એવો મને ભાસ થયો. પછી દુઃખી માણસ જે પ્રમાણે શ્વાસ લે છે તે પ્રમાણે લાંબા લાંબા નિઃશ્વાસ મુકવાનો અવાજ મારા કાને પડયો. અને ચાલવાનો અવાજ પણ સંભળાયો. પહેલાં તો આ મારો ભ્રમ હશે, અને હું નિદ્રા રહીત હોવાથી કાલ્પનિક અવાજ સંભળાતો હશે એમ મને લાગ્યું; પણ પુનઃ તે અવાજ સ્પષ્ટ પણે સંભળાવા લાગ્યો.

નહીં ત્યારે તો કંઈ નહીં. પણ એક દિવસ મેં તેને જોયો. હું કબુલ કરું છું કે તેની રૂપ ભલાએ મારા ઉપર પૂર્ણ અધિકાર ચલાવ્યો. મારો ભાઇ એક વિચિત્ર પ્રકારનો માણસ હતો. પરિસ્થિતિના વિષયમાં તે તદ્દન અજાણ હતો એવું કહીશ તો ચાલશે. તે બીજાના કામમાં કદીપણ લક્ષ આપતો નહોતો, તેણે ઘરના ખાનગી કામમાંથી પણ લક્ષ કાઢી નાંખ્યું હતું. તે બહુ કરી મૌન્ય ધારણ કરી એકાંતવાસમાંજ રહેતો હતો. તેનું છેવટ પરિણામ એ આવ્યું કે તેણે ઐહિક સંબંધીનો ત્યાગ કર્યો, અને એક બાજુએ રહેવાનું અંગીકાર કર્યું. તે એક યોગી પ્રમાણે દિવસો ગાળવા લાગ્યો.

તે તરુણ સતીશ કુમાર હમ્મેશ અમારે ઘેર આવતો હતો. અમારા ઘરના પુરુષ શિવાય જો કોઇ બહારના પુરુષનું મુખ જોયાનો પ્રસંગ આવ્યો હોય તો આ પહેલોજ હતો. જ્યારે હું બાગમાં ખીલેલાં પુષ્પના વૃક્ષ નીચે એકલી બેસતી હતી, ત્યારે સતીશકુમાર વિષેના વિચારોજ મારા અંતઃકરણમાં ઘોળાતા હતા. અરે ! પણ આપ કયા વિચારમાં નિમગ્ન છો ? આપના મનને કેમ લાગે છે વારુ ? કહો તો ખરા."

હું એક દીર્ઘ નિઃશ્વાસ નાંખી બોલ્યો " હું વિચાર કરું છું કે હુંજ જો સતીશકુમાર હોઉં તો..."

તે હાસ્ય કરી બોલી "ઠીક, ઠીક. મારી કહાણી આગળ સાંભળો. પછી જેમ ફાવે તેમ કરો. એક દિવસ પુષ્કળ પર્જન્ય પડતો હતો, તે દિવસે મને કિંચિત્ જ્વર આવવાથી મારી પ્રકૃતિ તપાસવા લા... ડૅાક્ટર આવ્યો. એ ડૅાક્ટર કોઇજ નહીં સમ... મારો પ્રિય સતીશ કુમારજ હતો. એ ક... સુતેલ... ની આવશ્યકતા નથી. અમને ઉભયને નહોતો. ...નિરખવાને. આ પહેલોજ પ્રસંગ બેસો અને એ... સાથે ડૅાક્ટરનાં નેત્રો મળ... અવાજ આ... થઇ ગયો. પણ મારા બન્ધુને પચ્ચીશ વર્ષ થઇ... થી પોતાની શુદ્ધિ સાંભળ... માફક હું પણ એ... કર્યો. તેણે મારા તરફ એક... બાઇને કહ્યું " મારે એમની

નાડી જોવી પડશે. "મેં ધીરે ધીરે ઓઢેલી ચાલની નીચેથી મારો હસ્ત બહાર કાઢ્યો. ડૉક્ટરે નાડી જોવા માટે મારો હાથ પકડ્યો. મને લાગ્યું કે કોઈ પણ ડૉક્ટરને સાધારણ જ્વરની ચિકિત્સા કરતાં આટલો વખત લાગ્યો હશે નહીં. તેનું હૃદય ધડકતું હતું અને શ્વાસો-શ્વાસ ઉતાવળથી ચાલતો હતો. છેવટે મહા-પ્રયત્ને તેણે મારા જ્વરની પરીક્ષા કરી. પણ મને ઔષધોપચાર કરતાં કરતાં તે પોતેજ આજારી પડ્યો. આપને મારું આ કહેવું સત્ય લાગે છે ને ?"

હું બ્હીતો બ્હીતો બોલ્યો "હા; સત્ય લાગે છે. માણસની પ્રકૃતિમાં રિથત્યંતર થવું એ કાંઇ કઠીણ છે કે ?"

તે બોલી "કેટલાક દિવસના અનુભવ ઉપરથી હું સમજી ચુકી હતી કે મારા અંતઃકરણમાં જો કોઇ પણ જાતના વિચારો આવતા હોય, તો તે તરુણ ડૉક્ટર વિષેનાજ હતા. સંધ્યા સમયે રંગીત વસ્ત્રો પહેરી, કેશકલાપમાં સુગન્ધી તેલ નાંખી, પુષ્પહાર ગુંથી ગળામાં નાંખી આયનો હાથમાં લઇ બાગમાં જાઉં અને ત્યાં મારું સ્વરૂપ આયનામાં નિરખી પ્રહરના પ્રહર બેસી રહેતી એવો મારો નિત્યક્રમ હતો. આયનામા પોતાનું સ્વરૂપ જોતાં બેસવું એ લાંછનાસ્પદ છે કે ?"

મેં ગભરાઇને ઉત્તર આપ્યો "નહીંસ્તો."

તેણે મારા બોલવાનો વિચાર ન કરતાં પોતાના કહાણી આગળ ચલાવતાં કહ્યું "આ-પનામાં મારું સ્વતઃનું મુખ જોતી બેસતી તે વેળાએ હું સતીશકુમાર બની, પતિ બિમ્બ પ્રણયી માની તેના ઉપર પ્રાણ ઓવારી નાંખતી. એવી રીતે કલ્પના કરતી હું ઘણો ખરો વખત ત્યાંજ ગાળતી. એવી રીતનાં કલ્પના કરવાથી મારા મનને સમાધાન પ્રાપ્ત થયા શિવાય બીજી તૃપ્તિ થતી ન હતી. આ કામમાં કલાકના કલાક વહી જતા, પણ મને ખબર પડતી નહીં. તેનું છેવટનું પરિણામ એ આવ્યું કે એક દિવસ બીજા પ્રહારના સમયે હું પલંગ પર સુતેલી હતી. એટલામાં સ્વપ્ન આવ્યું કે, સતીશકુમાર આવ્યો અને તે મારા બહાર મૂકેલા હાથપર ચુમ્બન કરી ચાલતો થયો. કેમ ? આપને નિન્દ્રા આવે એમ જણાય છે. હું મારી કહાણી અત્રેજ સમાપ્ત કરું છું."

મારી ઉત્કંઠા અત્યંત વધી હતી. એટલે મેં નમ્ર સ્વરે કહ્યું "નહીં; નહીં. મને લેશ પણ નિદ્રા આવતી નથી. તમારી સર્વ હકીકત મને કહો."

તેણે કહ્યું "ઠીક છે. એવું છે તો આમ સાંભળો. થોડાજ દિવસમાં સતીશકુમારે સારો ઘાટ બેસાડ્યો. તેણે અમારા ઘર નીચેના મજલામાં પોતાનું દવાખાનું ખોલ્યું. જ્યારે તેને આજારી લોકો પાસેથી ફુરસદ મળતી ત્યારે હું તેની પાસે જઇને બેસતી, અને તેની સાથે હાસ્યવિનોદ કરતી, તેમજ ભિન્ન ભિન્ન પ્રકારની ઔષધીનાં નામ પણ તેને પુછતી. એમ કરતાં કરતાં ઉત્તમોત્તમ પ્રાણ-હારક ઔષધીની ( Poison ) મને માહિતી મળી. હું જે કાંઇ સતીશકુમારને પૂછતી તે તે મોટા આનંદથી અને આશ્ચર્યપૂર્વક કહેતો. આ પ્રમાણે ઘણો સમય વહી ગયો. કેટલાક વખત પછી મને એવું લાગ્યું કે ડૉક્ટરનું હૃદય બગડ્યું છે. તે ગાંડો થયો છે. કારણ કે જે વખતે હું તેની પાસે જતી તે વખતે તેના મુખ ઉપર પ્રેતકળા આવેલી મને દેખાતી હતી. પણ તેને એમ શા માટે થતું હશે ? એનું કારણ કંઇ મને સમજાયું નહીં. એક દિવસ ડૉક્ટર અને મારા બન્ધુએ રાત્રી માટે ગાડી મંગાવી. તે વખતે હું પાસેજ બેઠી હતી. કેટલાક વખત પછી ડૉક્ટર ત્યાંથી જતો રહ્યો. તે વખતે મેં મારા બન્ધુને પુછ્યું કે, "આજ રાતના ગાડીમાં બેસીને ડૉક્ટર ક્યાં જનાર છે ?" મારા બન્ધુએ ઉત્તર આપ્યો કે "લગ્ન કરવા માટે. મેં પુનઃ આગ્રહથી પુછ્યું કે તે ક્યાં જનાર છે ? તે મને ખરેખરૂં કહો. ખરેખર શું તે લગ્ન કરવા માટે જનાર છે ?" મારા




# सत्संग

પુસ્તક ૯મુ
અંક ૮-૯

ફાગણ-ચૈત્ર
સં. ૧૯૭૩


## ઉન્નતિ શી રીતે થાય !

મિ. કાર્નેગી અમેરિકાનો મોટા ધનવાન પુરૂષ છે. એમણે પોતાની બુદ્ધિ તથા પરિશ્રમથી અબજો રૂપીઆ પેદા કીધા છે. એમની પાસે કેટલાક સમાચાર પત્રના રિપોર્ટર એમની ઉન્નતિના કારણ પૂછવા ગયા હતા એ સર્વને એમણે જે ઉત્તર આપ્યો હતો તે સર્વ પુરૂષાર્થીઓને સ્મરણ રાખવા યોગ્ય છે.

(૧) ઇમાનદારી ઉન્નતિનું બીજ છે.
(૨) ઉત્સાહ પાણી છે
(૩) ધૈર્ય રાખવું મન ખેતર છે.
(૪) તત્પરતા અનુકુળ વાયુ છે.
(૫) પરિશ્રમ ગરમી છે.

આ સર્વના યોગથી ઉન્નતિ રૂપ ફળ અવશ્ય પ્રાપ્ત થાય છે.


વાર્ષિક
લવાજમ
રૂ. ૧-૦-૦

શ્રી દુર્ધ્યસનનિષેધક જીવદયાપ્રબોધક અને નીતિવર્ધક મંડળ તરફથી પ્રકટ થતું પત્ર.

આશ્રયાર્થે
મૂલ્યાનુસાર

તંત્રી અને પ્રકાશક:—
દોલતરાય દાજીભાઇ દેસાઈ.
અંબાજીરોડ-સુરત.

પ્રસિદ્ધ કરનાર તંત્રી દોલતરાય દાજીભાઇ દેશાઇ, સત્યાગ્રહ ઓફિસ અંબાજીરોડ-સુરત.
સુરત ખપાટીઆ ચકલા, તારવાળાની પોળ; લક્ષ્મીનારાયણની વાડીમાં આવેલા "જૈન વિજય પ્રિન્ટીંગ પ્રેસમાં" [illegible]

Reg. No. B 910.



પુસ્તક ૮મું અંક ૮-૯

ફાગણ-ચૈત્ર સં. ૧૯૭૩

## ઉન્નતિ શી રીતે થાય !

મિ. કાર્નેગી અમેરિકાનાં મોટા ધનવાન પુરૂષ છે. એમણે પોતાની બુદ્ધિ તથા પરિશ્રમથી અબજો રૂપીઆ પેદા કીધા છે. એમની પાસે કેટલાક સમાચાર પત્રના રિપોટર એમની ઉન્નતિના કારણ પૂછવા ગયા હતા એ સર્વેને એમણે જે ઉત્તર આપ્યો હતો તે સર્વ પુરૂષાર્થીઓને સ્મરણ રાખવા યોગ્ય છે.

(૧) પ્રમાણિકતા ઉન્નતિનું બીજ છે.
(૨) ઉત્સાહ પાણી છે
(૩) ધૈર્ય રાખવું મન પેતર છે.
(૪) તત્પરતા અનુકુળ વાયુ છે.
(૫) પરિશ્રમ ગરમી છે.

આ સર્વના યોગથી ઉન્નતિ રૂપ ફળ અવશ્ય પ્રાપ્ત થાય છે.

શ્રી દુર્વ્યસનનિષેધક જીવદયાપ્રબોધક અને નીતિવર્ધક મંડળ તરફથી પ્રકટ થતું પત્ર.

વાર્ષિક લવાજમ રૂ. ૧-૦-૦

આગાઉથી

તંત્રી અને પ્રકાશક—
દોલતરાય દાજીભાઈ દેસાઈ.
અંબાજીરોડ-સુરત.

## સાગરને:

તોટક:

ગર્જતી ગીત ઘોર રહ્યો ઉદધિ !
ઉછળી તુજ છોળ રહી જળની;
અમ અંતરમાં ગીત ઘોર તું ગા,
અમ અંતરપુર ઉછાળ સખા !

સરિતા સરતી તુજ તર્ફ સખે !
નવજીવનથી; તુજ પ્રેમ ચહે;
મધુરૂં મધુરૂં લહરી ભેટી પડી,
અભિનંદન દેય સખે ! તું હસી,

અમ ઉર મહીંય હતાં સરતાં,
મધુરાં અહ ! મંજુ ઘણા ઝરણા,
મહીં વારિ વહ્યું પ્રભુ પ્રેમ તણું,
વળી શૌર્ય અને નવજીવનનું.

કંઇ કાળ ગયો ઝરણાં વહતાં,
અટક્યાં વળી કોઇ સુકાઇ ગયા;
ઉર મન્ત્ર હવે કંઇ પ્રેર સખે !
ઝરણાં ઉભરે પુર વારિ વહે.

તુજ વારિ ધુએ તટ પૂરવના
તુજ વારિ ધુએ તટ પશ્ચિમના;
તહીંથી ઘસડી અહીં લાવ કળા,
સહુ હુન્નરને વળી સારૂં સખા ! \

તુજ ઉર ડુબ્યાં અમૂલા રતનો,
તુજ ઉર ડુબ્યાં શૂરવીર નરો;
બહુ દેશ ડુબી તુજ ઉદરમા,
ઇતિહાસ પરેથી ભૂંસાઇ ગયા.

જન તુજ કને નવ રત્ન ચહે,
જન તુજ કને નવ દેશ ચહે;
અમ વીર હદે અમને દઇ દે,
ગયું શૌર્ય ફરી અમને દઈ દે,

ધુધવી શૂર ગીત હદે અમમાં,
ઉછાળવું હવે નવું શૌર્ય સખા !
અમ નાડી મહીં બની શૌર્ય-નવું
ઉછળાવ સખા, વીર એ હન્દુ.

સ્નેહસાગર.

* તટ પૂરવના: પૂર્વના દેશોના કિનારા જાપાન, ચાઇના, ઇ.

* તટ પશ્ચિમના: પશ્ચિમના દેશોના કિનારા યુરોપ અમેરીકા ઇ. એ પૂર્વ પશ્ચિમને તું સાંધ-જોડ. જે સારૂં હોય તે સર્વે હિન્દમાં ઘસડી લાવ.

## —સૂર્યાસ્ત—

શો રમ્ય આ સુરજ આથમતો દિસે છે,
વિસ્તાર ખેંચી નીચનો જગ છાવરે છે,
સોનેરી રમ્ય નભની બની ટેકરી આ,
તેમાં પ્રકાશ ભરતો ભરતો સરે છે.

(૨)

જામ્યો પ્રકાશ ક્ષિતિમાં અતિ રમ્ય ચારુ,
દૃષ્ટિ કર્યે ક્ષણ પછી કંઇ ના નિહાળ્યું;
શો ભવ્ય નિમ અસ્તોદયનો નિહાળ્યો,
નિહાળી દુઃખ રવિનુ ઉર ગર્વ ટાળ્યો.

દેશાઈ મોતીલાલ મથુરભાઇ

### નિત્ય દુખી

મામાનું સુખ દેખી ઝાલ,
નવ સુધરે એથી નિજ હાલ,
છતું સ્વસુખ તે સાથે જાય,
બળી બળીને પિંજર થાય,
નિત્ય દુખી આવાં નરનાર,
ભગુ દુઃખના પારાવાર.

### નિત્ય સુખી

પર દુખે જે દુખિયાં થાય:
સુજનતણું સુખ એજ મનાય,
મર્યતણું શુભ નિત્યે ચહે,
પ્રાણીમાત્રમાં પ્રેમજ લહે,
નિત્ય સુખી એવાં નરનાર,
ભગુ ઇશ્વરી એ અવતાર.

## મૃગ તૃષ્ણિકા.

( વસંતતિલકા )

દિસે અહા ! તૃષિત કો મૃગલું અકેલું
ઉભે વળી ત્વરિત ફાળ ભરે બિચારૂં
અહા ! તહીં સમીપમાં જલધોધ ભાસે
આનંદ કૈં ઉર-મંહી પણ શીઘ્ર ભાસે ૧

એ રેતના ઢગ બધા જલ ન્હોય બાપુ !
મૃગ તૃષ્ણિકા સમજીને ઘડી શાન્ત થા તું !
કિન્તુ વળી ત્વરિત કૈં પગલાં ભરે છે
હા હા ! તહીં સમીપમાં સરિતા વહે છે ! ૨

આશા વધે પણ નહિ ઘટતી તૃષા કૈં
દેખાય ના પ્રભુ તણી પણ દિવ્યતા કૈં
અન્તે અહા ! શ્રમિત થૈ રડતું પડ્યું એ
ઉડી ગયો ત્વરિત પ્રાણ પ્રભુ ! અરેરે ! ૩

દેવી, નિઃસર્ગ ! તુજમાં નહિ ન્યાય કૈં એ
પામ્યું નહિ અરર ! બાપડું બિન્દુ એક
રે ! રે ! પ્રભુ ! નહિજ સાર દિસે કથામાં
પીડાઉં છું વિવિધ આશ અને તૃષામાં ૪

નિર્માણ જે મૃગ તણું પ્રભુએ બતાવ્યું
ભાવિ સમાન જગ સર્વ તણું રચાયું
આશા તૃષા કંઇ ન અંતર રાખ બાપુ !
વૈરાગ્ય મગ્ન રહી આયુઃ વિતાડ બાપુ ! ૫

લેખમંદિર—ગીરનાર }
૧૦—૧૨—૧૯૧૬ } 'નલિનીકાન્ત.'

### સ્વર્ગ—નરક.

નરક ઘોર જાણો નિજદેહ,
મલમૂત્રાદિ દેરૂં ગેહ,
નરક દ્વાર તે દુર્ગુણીનાર,
હું મમતા એ જમદુતમાર,
આશા તૃષ્ણા નરકનિવાસ
સ્વર્ગવાસ બને તૃષ્ણાનાશ. ૧

### નિત્ય બદ્ધ—મુક્ત.

સારા સાર ન સમજે લેશ,
કાઢે નિત્ય નવનવા વેશ,
પંચવિષયમાં પૂરણ પ્રીત,
નિત્યબદ્ધની જાણો રીત,
નિત્યમુક્ત બને તે છે સત્ય,
વિષયોથી જે થાય વિરક્ત.

## ઐક્ય

શ્લોકઃ

ॐकारबिंदुसंयुक्तं ये ध्यायंतियोगिनः
कामदंमोक्षदंचैव ॐकारायनमोनमः

વૈષ્ણવ સંપ્રદાય પ્રમાણે કહેતાં "આ સંસાર ચક્રમાં ઇશ્વરે સર્વે મનુષ્યોને ઉત્પન્ન કર્યા છે" સર્વેનો ઉત્પન્ન કરનાર એક વિભુ છે. તેથી તે પિતા તુલ્ય થયા અને તેથી સર્વે મનુષ્ય જાતિને એક બાંધવ તરીકે વર્તવાની ફરજ છે. વૈદિક ધ્વનિથી સિદ્ધ કરતાં सहनु भुनक्तु એ ગાયત્રીના વાક્યથી સર્વેને ઘંટાનાદથી જણાવવાનું કે સંપથી જે વર્તે તેજ મનુષ્ય કહેવાય-સંપમાં જન સમાજને કેટલો બધો અનહદ લાભ થાય છે તેનું વર્ણન કરવા બૃહસ્પતિ પણ અસમર્થ છે. એક બીજાનું કાર્ય એક બીજા જો કરે છે તોજ આ સંસાર ચક્ર સમ્યક્ પ્રકારે ચાલે છે. તેનો દાખલો જુવો કે એક વસ્ત્ર તેને પ્રથમ કાર્ષિક લોકો ( કણબીઓ ) ક્ષેત્રમાં અનહદ મહેનતે કપાસ ઉત્પન્ન કરે છે પશ્ચાત્ તેને લોઢાવવા, ઝીણા ઝીણા તંતુઓ કરાવવા, વણાવવા, સાફ કરાવવા વગેરેમાં હજારો બલ્કે કરોડો મનુષ્યોના કાર્ય રૂપે ફલ એક વસ્ત્ર નીવડે છે, તે સંપના પ્રતાપથીજ, નહીતર વસ્ત્ર પહેરવા મનુષ્ય કદી પામેજ નહી—બીજો દાખલો-ભોજન માટે જોઇતી સામગ્રીમાં એક નજીવી ખીચડીનો દાખલો લઇએ. તેમાં દાળ, ચોખા, કાષ્ટ, પાણી, કામ માટે કુંભાર વગેરે અનેક જનોની સાહ્યતાએજ પરિપૂર્ણ ભોજન બને છે. કહ્યું છે કે—एककार्ये अनेकेषु सिद्धकार्यं तथाभवेत नवतिनवसंयुक्ते अष्टादशामसंयुक्तम् ॥१॥ સંપથી બે નવડાએ નવાણું અને, અસંપથી માત્ર અઢારજ થાય છે. આપણે આપણા શરીર પર જુઓ પાંચે આંગુલીઓના સંયોગથી લેખ લખાય, તેમજ જમવા વગેરે દરેક કાર્ય થાય છે તેમજ શ્રોત્ર, નેત્ર, નાસા, જીભ્હા, સ્પર્શન એમ પાંચે ઇંદ્રિયોથીજ શરીરનો નિર્વાહ ચાલે છે

નહી કે એક કાનથી કે આંખથી તેમજ પાંચે કર્મેંદ્રિયોથીજ એક ઉદર પૂર્ણ થાય છે-સંસારમાં સ્ત્રી ને પુરૂષનું યુગલ એક સંપથી જો વર્તવામાં આવે તો ઇંદ્રથી પણ અધિક અભ્યુદયને પ્રાપ્ત કરે ! સંપ વિના કરોડાધિપતિઓ પણ મહત્ આપદાઓને પામ્યા છે મહાન્ રાજાઓની પણ તેજ અવસ્થા થઇ છે-જુવો કે પાંડવને કૌરવોમાં ભીષ્મપિતા, અર્જુન, ભીમ, કર્ણ, દ્રોણાચાર્ય, દુષ્ટદુર્યોધન, એવા એવા મહાયોદ્ધાઓનું નામ હજી લગણ પણ મશહુર છે. પરંતુ કુસંપના સેવનથી સત્યાનાશ પણાને પામ્યા છે. સંપના પ્રતાપથી રામચંદ્ર અને ભરત એ બન્નેએ રાજ્ય સંપત્તિ ભોગવી. શાસ્ત્રમાં લખે છે કે કૌરવો महत्सुदयेणाप्रे वर्त्तंते एकनशति एकोनविंशति इत्यनोदाहरणे रामम् પ્રિય બાંધવો ! આપણામાં કોઇ ગુણથી ઉત્તમ હોય ને તેને આપણે અગ્ર ગણ્ય ગણી તેની રજામા જો ચાલીએ તો આપણું મહાન્ કલ્યાણ થાય એ નિઃસંશયકર્તા છે કેમકે એકને નવ મેલવીએ તો ઓગણીશ થાય ને જો મહત્ એક ને નવને અગ્રગણ્ય કરીએ તો એકાણુ થાય છે, તે ઓગણીશથી કેટલો બધો વિશેષ. માટે સર્વે સજ્જનો ને ખાસ પ્રાથમિક શિક્ષણ લેવું જોઇએ કે જે ગુણથી અધિક તે મહત્ અને તેની આજ્ઞામાં ચાલવુ તેજ આપણી ફરજ અને તેમાં મહા માંગલ્ય સમાએલું છે, સંપ સાચવવા માટે ૫) બીના લક્ષમાં રાખવી યોગ્ય છે., ૧ કોઇ જાતનો ધર્મ વિવાદ કરવો નહી. ૨ ઇર્ષા કરવી નહી ૩ કોઇપણ સંબંધી વાદ કરવો નહી. ૪ ચડશાચડશી કરી કોઇને ઉતારી પાડવા પ્રયત્ન કરવો નહી. ૫ પોતાનુંજ કામ કરીને બેસી રહેવું નહી કિંતુ પરોપકાર પણ કરવો-કોઇ પ્રસંગે કીડીઓ હાથીનું કામ કરે છે એ ઉદાહરણ ભુલવું જોઇએ નહી. માટે સર્વે ભાઇઓ આજથી ઐક્ય રાખતા શીખશો सुज्ञेषु किंबहुनं !

जयचंद्रजी महाराज

# સ્ત્રીઓના સંબંધમાં કંઈક.

સ્ત્રીઓનું કર્તવ્ય શું છે ? પરિવાર અને સમાજમાં તેનો દરજ્જો શું છે ? પ્રાચીન સમયમાં તેમની શું સ્થિતિ હતી ? અત્યારે કેવી છે ? વગેરે વગેરે બાબતો ઉપર અત્રે થોડું લખવાનો વિચાર છે એ તો સર્વને સુવિદિત છે કે સ્ત્રીઓ કદી સ્વતંત્ર નહોતી ને અત્યારે પણ ન હોવી જોઇએ. તે હંમેશ પરાધીન રહી છે. અનુમાનની પુષ્ટિમાં મનુ મહારાજનાં વચનો વાંચોઃ-

बाल्ये पितुर्वशे तिष्ठेद् पाणिग्राहस्य यौवने।
पुत्राणां भर्तरि प्रेते न भजेत् स्त्री स्वतंत्र्यताम् ॥
बाल्या वा युवत्या वा वृद्धया वापि योषिता ।
न स्वातंत्र्येण कर्तव्यं किंचित् कार्यं गृहेष्वपि ॥

(બાલ્યાવસ્થામાં પિતાને તાબે રહેવું, યૌવનમાં પતિને તાબે રહેવું, સ્વામી મરી ગયા પછી-વૈધવ્યમાં પુત્રને તાબે રહેવું પણ સ્ત્રીઓએ કદી સ્વતંત્ર રહેવું નહિ" બાળા, યુવતી વૃદ્ધા કોઇપણ સ્ત્રીએ ઘરમાં કાંઇપણ કામ સ્વતંત્રતાથી કરવું નહિ.) અર્થાત્ સ્ત્રીઓએ કોઇપણ કામ સ્વતંત્રતા પૂર્વક ન કરતાં સદૈવ પિતા, પુત્ર કે પતિને વશ રહીને કરવું જોઇએ કેટલાક મહાશયો કહે છે કે મનુમહારાજે સ્ત્રીઓને આવાં વચનોથી ગુલામીનો પટો લખી આપ્યો છે ! પરંતુ એ આક્ષેપમાં અત્યુક્તિ જણાય છે. શું પુત્ર પોતાના પિતાને તાબે નથી રહેતો ? શું બ્રહ્મચારી કે વિદ્યાર્થી પોતાના આચાર્યની આધીનતામાં નથી રહેતો ? શું પ્રજાજન રાજાના આજ્ઞાપાલક નથી થતા ? ધર્મ સંબંધી બાબતોમાં શું સહુલોક શાસ્ત્રનો આદેશ નથી માનતા ? યદિ રાજશક્તિના અધીન રહેવું એ ગુલામી નથી, યદિ આચાર્ય તથા વિદ્વાનોની આજ્ઞા માનવી એ ગુલામી નથી, યદિ શાસ્ત્રોના વિધિ-વિધાનનું પાલન કરવું એ ગુલામી નથી તો પછી સ્ત્રીઓને પોતાના

પિતા, પતિ કે પુત્રને તાબે રહેવું એમાં પણ ગુલામી નથીજ. મનુનાં વચનોમાં તો પરાધીન કે ગુલામીનો ગંધ પણ નથી! પરાધીનતા શબ્દ 'પર' અને 'અધીનતા'એ બે શબ્દ મળીને બનેલો છે. એમાંના પહેલા 'પર'નો અર્થ બીજું પારકું એવો થાય છે. શું કોઇપણ સ્ત્રી એવી છે કે જે પોતાના પિતા, પુત્ર કે પતિને પરાયા સમજે? આ દેશમાં તો એવી એક પણ સ્ત્રી નહિજ હોય! મનુનાં વચનોમાંથી એવો ભિન્નતાદર્શક ભાવ કાઢવો એ તેને અન્યાય આપવા જેવું છે?

ધારો કે સરકાર મનુનાં વચનોને પક્ષપાતી ગણી એક નવો કાનુન કરી સ્ત્રી પુરુષના અધિકાર બરાબર કરે તો પરિણામ શું આવે? કોઇ કારકુનની સ્ત્રી પોતાના પતિને કહેવા લાગે "નાથ? મારો ને તમારો અધિકાર બરાબર છે. હું સ્વતંત્ર અને આપ પણ સ્વતંત્ર! એક દિવસ હું ચુલો-ચોકો કરૂં અને એક દિવસ આપ કરો. એક દિવસ હું આપની સેવા કરૂં ને એક દિવસ આપ મારી સેવા કરો! એથી પણ આગળ વધીને કહે છે કે મારે સંતાન ઉપજ નથી કરવાં!! તો બતાવો, એવી સ્વાધીનતાનું શું પરિણામ આવે! મતલબ એ છે કે પ્રત્યેક પ્રકારની સ્વાધીનતાની કાંઇક સીમા તો હોવીજ જોઇએ. નિઃસીમ સ્વાધીનતા આજસુધી સંસારમાં નથી કોઇને પ્રાપ્ત થઇ કે નથી કોઇને પ્રાપ્ત થવાની. સમાજના કલ્યાણને માટે સમાજને એક શૃંખલામાં બાંધી રાખવા માટે વ્યક્તિ વિશેષની સ્વાધિનતાને એક નિર્દિષ્ટ સીમાની અંદર રાખવાની ખાસ જરૂર છે. એમ કર્યા સિવાય કામ ચાલતું નથી. રાજા અને પ્રજા, સ્ત્રી અને પુરુષ, ગુરુ અને શિષ્ય એ સર્વેનો અધિકાર જો એક હદની અંદર રાખવામાં ન આવે તો મનુષ્ય સમાજને છિન્ન-ભિન્ન થવામાં વિલંબ લાગે નહિ. આ વાતને ધ્યાનમાં રાખીને સ્મૃતિકારોએ સ્ત્રીઓને અન્યના તાબામાં નહિ કિન્તુ આત્મીય જનોના તાબામાં રહેવાની આજ્ઞા કરી છે. મનુષ્યને-સ્ત્રી પુરુષને-સંપૂર્ણ સ્વતંત્રતા આપવાથી નથી થતી પરિવારની રક્ષા, નથી થઇ શકતી સમાજ વિશેષની રક્ષા કે નથી થઇ શકતી દેશની કાંઇપણ રક્ષા! આ સ્વાધિનતાના જમાનામાં પણ જ્યારે કોઇને એવી રીતની સંપૂર્ણ સ્વાધીનતા નથી ત્યારે મનુ અથવા અન્ય સ્મૃતિકારો કે આચાર્યો ઉપર નિષ્ઠુરતાપૂર્ણ આક્રમણ-આક્ષેપ કરવો એ અવિચારની હદ કરતાં પણ આગળ વધવા જેવું છે..

સ્ત્રીઓ સ્વભાવથીજ સુકુમાર હોય છે. પ્રથમથીજ દુર્બળ હોય છે. તેમની શારીરિક શક્તિ પુરુષો કરતાં બહુ કમી હોય છે. તે પોતાનું રક્ષણ પોતે કરી શકતી નથી. આવી દશામાં જો ધર્મશાસ્ત્રોએ તેને પિતા, પુત્ર કે પતિને વશ રહેવાનો નિયમ કરી આપ્યો તે શું ખોટું કર્યું? દુર્બળ સબળને આધીન રહે તોજ તેનું શ્રેય થઇ શકે છે-તોજ તે સુખ-શાંતિ મેળવી શકે છે. ધર્મશાસ્ત્રકારોનાં એ સ્વતંત્રનિયામક વચનોથી શું એમ સૂચિત થાય છે કે તેઓ સ્ત્રીઓને ધૃણા અને અપમાનની દૃષ્ટિએ જોતા હતા! મુદ્દલ નહિ. સ્ત્રીઓને તેઓ જેટલી પૂજ્ય અને આદરણીય સમજતા હતા. તેટલી જો આપણે સમજીએ તો આવા આક્ષેપોનું ખંડન કરવાની આવશ્યકતા પણ રહે નહિ!" यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता (જ્યાં સ્ત્રીઓ સન્માન પામે છે ત્યાં દેવતાઓ રમણ કરે છે) અને "शोचन्ति जामयो यत्र विनश्यत्याशु तत्कुलम्" (જ્યાં સ્ત્રીઓ શોક પામે છે ત્યાં તે કુલનો નાશ થાય છે) એ મનુનાં વચન છે કે કોઇ બીજાનાં! એ તે વચનો છે કે જેને આજ વર્ગ સાક્ષર ભારતવાસીઓ પ્રાયઃ જાણે છે, જુઓ અન્ય પણ

तस्मादेताः सदा पूज्या भूषणाच्छादनाशनैः।
भूतिकामैर्नरैर्नित्यं सत्कारेषूत्सवेषु च॥
पितृभिर्भ्रातृभिश्चैव पतिभिर्देवरैस्तथा।
पूज्या भूषयितव्याश्च बहुकल्याणमीप्सुभिः।

ાચાર્ય પતિ, દિયર અને
ુ ખુદ પિતાને પણ સ્પષ્ટ
છે કે યદિ તમે પોતાનું ભલું
ા સ્ત્રીઓનો આદર કરો, એમને
ી સદા વિભૂષિત રાખો. એમને કોઇ
ઉર્દ્વેપ ન આવવા દો. અહા! કેટલું
રવ? શું કોઇ પણ સ્વાધીનતાભિમાની
સભ્ય દેશની સ્ત્રીઓ આટલા આદર,
ટલા સન્માન અને આટલી પૂજાને લાયક
ાય છે?

સ્ત્રીઓને વેદાધ્યયનની મના છે. પણ વેદમંત્રોની રચના અથવા તેનો અવિષ્કાર કરવાવાળા ઋષિયોમાં કેટલીક સ્ત્રીઓના પણ નામ છે. સ્ત્રીઓ વેદમંત્રોની રચના કરે પણ વેદ ન ભણે એ વાત અવશ્ય સંશય ઉત્પન્ન કરે તેવી છે( હકીકત એમ છે કે એ અધ્યયનવિરોધીની આજ્ઞા પાછળની છે. અને વિચાર કરતાં તથા શોધ ચલાવતાં તેનું કારણ પણ મળી આવે છે. આ સ્થળે વિસ્તાર ભયે એ લખવું ઉચિત નથી. પુરૂષોએ વેદ ભણવા જોઇએ અને કોઇ વેદાધ્યયન પ્રેમી પોતાની પુત્રીને વેદ ભણાવવા ઇચ્છે તો તેણે તેમ પણ કરવું જોઇએ. કન્યાઓને શિક્ષિત કરવાનું મનુસ્મૃતિમાં સ્પષ્ટ લખેલું છે. " कन्याप्येव पालनीया शिक्षणीयातियत्नतः "

જે દેશના ધર્માચાર્યોએ એવો કાનૂન બનાવી આપ્યો છે કે કન્યાઓને પણ છોકરાઓની પેઠે શિક્ષણ આપવું. એ દેશની સ્ત્રીઓ મૂર્ખ રહે એ અત્યંત પરિતાપની વાત છે! શું એવા ઉદારાશય આચાર્યો ઉપર કદી સ્વપ્નમાં પણ એવો આક્ષેપ મૂકાય કે તેમણે પુરૂષોનો પક્ષપાત કરી સ્ત્રીઓની સ્વાધીનતા છીનવી લીધી છે? વિદ્યા અને શિક્ષણની પ્રાપ્તિથીજ મનુષ્યમાં મનુષ્યત્વ આવે છે. આવી સ્ત્રીઓને શિક્ષા તથા વિદ્યાથી વિભૂષિત કરવાનો જેઓ સ્પષ્ટ નિયમ કરી આપે છે તેમને સ્ત્રીજાતિના સૌથી અધિક હિતૈષી તથા કલ્યાણાર્થંતક સમજવા જોઇએ. તેમના એ નિયમના યોગ્ય પરિપાલન વિનાજ સમાજમાં વિશ્રંખલતા ઉત્પન્ન થઇ છે. શું આ નિયમને જોઇને કોઇને પણ સંદેહ થઇ શકે છે કે પ્રાચીન જમાનામાં સ્ત્રીઓને શિક્ષણ નહોતું આપવામાં આવતું?

હકીકત એમ છે કે અવિદ્યાના અંધકારમાં એમજ બને છે! આ અજ્ઞાનાંધકારમાં પડેલા આત્મામાં જ્ઞાનાગ્નિ પ્રકાશિત કરવા ઉપનિષદ્ આદિમાં ઉલ્લિખિત ગાર્ગી, વાચકનવી આદિના નામ લેવામાં આવે છે. વળી કામન્દકી, વિદુલા વિજ્જિકા, આદિનાં ઉદાહરણ આપવામાં આવે છે. પરંતુ એ નામ એટલાં થોડાં છે કે કેટલાક લોકોને એ ઉદાહરણોથી સંતોષ થતો નથી! ખેર! સ્ત્રીઓના સદ્ભાગ્યે એવા સંશયાત્મા જનોના અસંતોષ હવે બહુ દિવસ ટકશે નહિ. પાલી નામની પ્રાકૃત ભાષામાં એક અતિ મહત્ત્વપૂર્ણ ગ્રંથ છે. તેનું નામ થેરી—ગાથા છે. 'થેરી' શબ્દ સંસ્કૃત ' स्थविरा ' શબ્દનું અપભ્રંશ રૂપ છે. એ થેરીગાથા નામક ગ્રંથનો ઇંગ્રેજી અનુવાદ રોમન લિપિમાં પ્રકાશિત થયે બહુ વરસ થયાં છે. પણ હમણાં બંગાળામાં પણ તે પ્રકાશિત થયો છે. અને સંભવ છે કે હિન્દીમાં પણ તેનું રૂપાન્તર થશે! આજથી લગભગ અઢી હજાર વર્ષ પહેલાં એ ગ્રંથ રચાયો છે. એ ગ્રંથમાં તે વખતની સિત્તેર એંસી સ્ત્રીઓની બનાવેલી ધર્મ-જ્ઞાન સંબંધી કવિતાઓનો સંગ્રહ છે. તેમાંથી તે સ્ત્રીઓના જીવનચરિત્ર સાથે સંબંધ ધરાવનારી ઘટનાઓની પણ થોડી હકીકત મળી આવે છે. એ સર્વ સ્ત્રીઓ બૌદ્ધધર્માનુયાયીની હતી. બુદ્ધદેવે ધર્મનો ઉપદેશ કરવા સ્થવિરોની સૃષ્ટિ કરી હતી તેવીજ સ્થવિરાઓની પણ સૃષ્ટિ કરી હતી. એ સહુ ભિક્ષુણી સ્ત્રીઓ બરાબર શિક્ષિત હતી. જ્ઞાન ચર્ચા કરતાં કરતાં તેઓને સંસારથી વિરક્તિ થઇ ગઇ હતી. જેથી તેઓ બૌદ્ધધર્મમાં દીક્ષિત થઇ હતી. સ્ત્રીઓની વિદ્વતા તથા યોગ્યતાના સૂચક એવા કેટલાએ ગ્રંથો

કાળના પ્રભાવથી લુપ્ત થઇ ગયા હશે કે જે કોઇને માલુમ નથી !!

આ ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે પૂર્વે સ્ત્રીઓને સારી રીતે શિક્ષણ આપવામાં આવતું હતું. તેઓ કવિતાઓ બનાવતી હતી, શાસ્ત્રાર્થ કરતી હતી, આત્મવિચાર ઉપર ગ્રંથો લખતી હતી, રાજનીતિના પુસ્તકોની રચના કરતી હતી. આવશ્યકતા પ્રાપ્ત થતાં બહાર પણ નીકળતી હતી અને લાંબી લાંબી દાઢીઓ વાળા મંત્રીગણથી વેષ્ટિત બની રાજ્યાસન ઉપર બેસી રાજ્યનું કામકાજ પણ કરતી હતી. આ કપોલ કલ્પના નથી ! આની સત્યતા માટે એક નહિ પણ અનેક પ્રમાણ મળી આવે છે.

એ વખતે કુમારિકાઓના વિવાહ પણ યોગ્ય ઉમ્મર થયા પછીજ થતા હતા કે જેની સત્યતા માટે આયુર્વેદના ગ્રંથોમા અને સ્મૃતિઓમાં ઘણુંજ લખાએલું છે. લેખકો અને વક્તાઓએ એ સામગ્રીથી આજ સુધી એટલા તો ઉલ્લેખ કર્યા છે કે જેને માટે વધારે લખવાની જરૂર નથી। એ વખતે ઉચ્ચ-નીચની કસોટી આજ કાલની કુલિનતાથી નહિ કિન્તુ વિદ્યા, તપસ્યા અને સદાચરણ-શીલતાથી થતી હતી ! પોતાનાથી હીનવર્ણની કન્યાનો પણ સ્વીકાર કરવામા આવતો હતો. કન્યાવિક્રયજ નહોતો !! અલકૃત કન્યાના દાનનો રિવાજ હતો ! કન્યા પક્ષવાળા સ્વયં યથાશક્તિ જો કાંઇ આપવા ઇચ્છે તો તે આપી શકતા હતા કરાર કે દસ્તાવેજ લખાતા નહોતા. કાચી ઉમ્મરમાં વિવાહ થતા નહોતા. જે ગૃહ્યસૂત્રો અને પદ્ધતિઓ પ્રમાણે વિવાહ સંબંધી ધાર્મિક ક્રિયા થતી તે સર્વ આ વાતની સાક્ષીરૂપ છે. જે મન્ત્રો કે પ્રતિજ્ઞાઓનું ઉચ્ચારણ વરની પાસે કરાવવામાં આવતું તે અલ્પવયસ્ક બાળકને માટે નહોતું. બિચારો બાળક કે બાલિકા તેનું ગૌરવ શું જાણે ? એ અતિ મહત્ત્વની ક્રિયા છે. તેનો પ્રચાર કરવાવાળા ઘણા સભ્ય, દરદેશી અને વિદ્વાન હતા, આપણે આપણા પુત્ર-પુત્રીના વિવાહનો નિશ્ચય પહેલેથીજ કરી લઇએ છીએ રંગ-બેરંગી નિમંત્રણ પત્રિકાઓ પણ મહિને અગાઉથીજ છપાવીને મોકલી આપીએ છીએ. હજારો રૂપિયાના સામાન પણ ખરીદ કરીને પહેલેથીજ ઘરમાં લાવી રાખીએ છીએ. પરંતુ જેને આપણે 'કૃલદાન' કહીએ છીએ, એ ક્રિયા કરતી વેળા ભાવી વરના મુખથી જે શબ્દો કહેવરાવવામાં આવે છે તેની ગુરૂતા ઉપર કદી આપણે વિચાર કરીએ છીએ ? છોકરા પાસે કહેવરાવવામા આવે છે કે—

> यदि कन्या गुणोपेता सर्वलक्षण संयुता ।
> तदा त्वा प्रति गृह्णामि देवाग्निगुरुसन्निधौ ॥

અર્થાત્ વર કહે છે કે યદિ કન્યા ગુણવતી અને સુલક્ષણા હોય તો હું તેનું પાણિગ્રહણ કરૂં. અન્યથા નહિ. આચાર્યો એ વરને એ સરત પ્રમાણે વિવાહની પાંચ મિનિટ પહેલાં જો જણાવ્યું હોય કે કન્યા વિચિત્ર છે, તો એવી ગુણહીન અને કુલક્ષણી કન્યાને પત્ની બનાવવાનો તે ઇનકાર કરે. પરંતુ એમ બનવાની સંભાવના બહુજ થોડી છે. અથવા એમ કહીએ કે બિલકુલ નથી તોપણ ચાલે. આટલું કહેવાની મતલબ આચાર્યોના ગુણાનુરાગ પ્રદર્શિત કરવા માટેજ છે જુઓ ગુણોના તે એટલા પક્ષપાતી હતા કે તેમણે નિયમ કર્યો કે યદિ વર ધારે તો ગુણહીન કન્યાની સાથે વિવાહ કરવાનો ઇનકાર કરી શકે? એવા નિયમોનું ફળ એ થતું કે પૂર્વકાળમાં સૌ માણસો પોતાની કન્યાઓને યથાશક્તિ શિક્ષણ આપી ગુણશાલિની બનાવતા હતા. જો ન બનાવે તો કરે શું ? નિર્ગુણી અને કુલક્ષણી કન્યાને લે કોણ ? આજકાલ યુરોપ અમેરિકામાં કન્યાઓને જે અનેક પ્રકારનું શિક્ષણ આપવામા આવે છે તેના ઉદ્દેશોમાં એક એ પણ ઉદ્દેશ છે કે પોતાની કન્યા અશિક્ષિત ગણાઇ નકામી ન થઇ જાય ! પરંતુ ઉદ્દેશની સિદ્ધિનો પ્રબંધ આપણા દૂરદર્શી આચાર્યોએ હજારો વર્ષ

...ા હતો ! તેને લીધે ભાર-
...ી, વિદ્યાવતી, અને કલાવતી
...મય સદા એક સરખો રહી
...શો, જાતિઓ, વ્યક્તિઓ એ
ઉત્થાન અને પતનનો ક્રમ લાગીજ
...કોઈ પડે છે, કોઇ ઉડે છે; કોઇનો
... છે કોઇનો અસ્ત થાય છે. મહા
પ્રાતઃકાળ વર્ણનમાં એ વાતને બહુજ
...થી દેખાડી છેઃ—

...येकतोऽस्तशिखरं पतिरोषधीना-
माविष्कृतोऽरुणपुरःसर एकतोऽर्कः।
तेजोद्वयस्य युगपद् व्यसनोदयाभ्यां
लोकोनियम्यत इवात्मदशान्तरेषु ॥

સમયના પ્રભાવથી કહો કે ભારતના દુર્ભાગ્યથી કહો આપણી સામાજિક દશામાં અધોગામી પરિવર્તનનો આરંભ થઇ ગયો ! પ્રાચીન આદર્શ શનૈઃ શનૈઃ શિથિલ થવા લાગ્યા સ્ત્રીઓના વિષયમાં પૂજ્યભાવ કમી થવા લાગ્યો ! તેઓને ગુણવતી બનાવવામાં ઓછું ધ્યાન અપાવા લાગ્યું. જે હૃદય ગુણોની નિવાસભૂમિ હતું તેજ હૃદય સમાજમાં વિશ્રૃંખલતા અને અનુદારતા ઉત્પન્ન થવાથી આઠ પ્રકારના કલ્પિત અવગુણોનું ઘર મનાવા લાગ્યું ! બાળવિવાહ બહુવિવાહ અને શિક્ષાનો અભાવ વગેરેની વૃદ્ધિ થવા લાગી. ભારતનું શાસન મુસલમાનો-ના હાથમાં આવ્યા પછી સામાજિક દોષોએ વધારે જોર પકડયું હતું. સેંકડો વિધવાઓને પોતાના મૃતપતિના શરીર સાથે જોર-જુલમથી બાળી દેવામાં આવતી હતી-વિશેષે કરીને બંગાળામાં હજારો શિશુ બાલિકાઓને મોઢે ડુચો દઇને મારી નાંખવામાં આવી હતી-વિશેષે કરીને રજપુતાનામાં બહુવિવાહરૂપી પાપપંકમાં નિમગ્ન પતિયોના હાથથી અનેક અભાગિની પત્નીઓ ફાંસી ઉપર લટકી હતી-વિશેષે કરીને સિંધમાં. આવી આવી તીવ્ર યંત્રણા અને અત્યાચારથી મનુમહારાજની પૂજ્યા તથા ભૂષિતવ્યા નારીઓનું જીવન વિપન્ન, વિષાદપૂર્ણ અને વિષમય બની જાય એમાં શું આશ્ચર્ય ? સ્ત્રીઓએ તે સર્વ સહન કર્યું; કારણકે જે પરમેશ્વરે તેમને અબળા તેમજ કોમળ બનાવી છે તેજ ઇશ્વરે તેમને ઉત્પાદન અને અત્યાચાર સહન કરવાની શક્તિ પણ આપી છે. ધીરે ધીરે કઠોરમાં કઠોર સામાજિક પીડન તથા તાડન પણ શાંત રીતે-મુંગા મોઢે સહન કરવાની તેમને આદત પડી ગઇ છે, સ્ત્રીઓની એવી દશા જોઇને તુલસીદાસજીએ જે એમ કહ્યું કે ઢોલ, ગઁવાર, શુદ્ર, પશુ, નારી—યે સબ તાડનકે અધિકારી" તે કાંઇ પણ ખોટું નથી કહ્યું. કવિ પોતાના કાવ્યમાં ગમે તે આદર્શ ચરિત્રનું ચિત્રણ કેમ ન કરે ? તેના ઉપર તાત્કાલિક સમાજની છાયા પડયા વિના રહેતી નથી. એવી ઉક્તિ ઉપરથીજ જે લોકો તુલસીદાસ ઉપર સમાજના અમાનુષિક સિદ્ધાંતોનો પ્રચાર કરવાનો આક્ષેપ મૂકે છે. તેઓ પોતાના ઘરની બિલકુલ ખબર રાખતા નથી. એ ઢોલ અને એ ડંડા તુલસીદાસના નથી. કાગળ અને શાહીજ માત્ર તેમની છે. ઢાલ ડંડા તો આપણા છે. આપણી ડાંડીથીજ આપણો ઢોલ તેમણે ટીપ્યો છે. અમને વિશ્વાસ છે કે આડોશી પાડોશીમાંથી આવેલો ડાંડીનો અવાજ કદી કદી સહુના કાન સુધી પહોંચ્યો હશે. પછી તુલસીદાસ ઉપર અમાનુષતાનો દોષ શા માટે ? લાકડીથી સ્ત્રીઓનું તાડન થતું નજરે જોઇ શું તેઓ એમ લખે કે લોકો તેની પુષ્પાક્ષતથી પૂજા કરે છે ? તુલસીદાસે પોતાના રામાયણમાં સીતાજીના સંબંધમાં આ પણ લખ્યું છેઃ—

देखन भालु कीश बहु आये।
रक्षक कोटि निवारण आये ॥
कह रघुबीर कहा मम मानहु।
सीतहीं सखा पयादेहिं आनहु ॥
देख नहिं कपि जननी की नाई।
बिहँसि कहा रघुबीर गुसाईं ॥

આતો સભ્ય તથા સુશિક્ષિતને અનુરૂપ ઉક્તિ છે ને ? તો પછી તેનો અમલ કેમ

નથી કરતા ? જેમને તુલસીદાસની ઢાલવાળી ચોપાઇ ખટકતી હોય તેમને તો પોતાના ઘરમાં આના અનુકરણનો આરંભ જરૂર કરી દેવો જોઇએ.

ખરું તો એ છે કે આમાં તુલસીદાસનો દોષ નથી કે બીજાનો પણ દોષ નથી. સમગ્ર દોષ આપણો છે. તુલસીદાસજી તો મોટા ગજર્નાતિજ્ઞ હતા. તેમણે લખ્યું છે–

जासु राज महँ प्रजा दुखारी ।
सो नृप अवसि नरक अधिकारी ॥
देह जानि धारा सब काहु ।
चन्द्र चन्द्र महिं ग्रसे न राहु ॥

પરંતુ જ્યારે તેમણે સમાજની દશા ઉપર દૃષ્ટિ કરી અને જોયું કે સર્વ અકર્મણ્ય બની રહ્યા છે, ત્યારે તેમણે લખ્યું કેઃ–

कोउ नृप होहि हमे का हानी ।
चेरी छाडी न होउ ब रानी ॥

તેઓએ રાજનીતિનો આદર્શ પણ બતાવ્યો અને આપણી અકર્મણ્યતાનું ચિત્ર પણ દોર્યું. કવિનું એજ કર્તવ્ય છે !

વિષયાન્તર થયું છે, પણ તાત્પર્ય એ છે કે કવિઓનાં કાવ્યોમા જે એવી ઉક્તિઓ મળે છે તે સમાજના સાચાં ચિત્ર છે. બહુજ ખુશી થવા જેવું છે કે હજારો વર્ષ પછી પ્રતાપી બ્રિટિશ રાજ્યના સમયમા ઘણીએક સુધારણા થએલી છે. સતીદાહ બંધ થયા છે. કન્યાઓને દૂધ પીતી કરવાનો રિવાજ નાશ પામ્યો છે. પત્નીઓ પાપ ત્મા પતિઓના હાથથી ફાંસી ઉપર નથી લટકતી. તરુણ કુમારિકાઓ તથા કુલકામિનીઓને હવે નવાબો કે કિલ્લેદારોના મહેલમાં દાસી બની રહેવું પડતું નથી. સ્ત્રીઓને શિક્ષણ આપવાના પ્રયત્ન ચાલી રહ્યા છે. અંતે એવું કહેવું જોઇએ કે સ્ત્રીઓની યંત્રણા રૂપી કાળ રાત્રી હવે અવસાન પહોંચવાનાં શુભ લક્ષણ દેખાય છે. જે સ્ત્રીઓ પોતાના સુખની જરાપણ પરવા ન કરતાં બીજાને સુખી કરવામાંજ પોતાનું કર્તવ્ય સમજે છે, ભૂખ્યાઓને જમાડવામાં, તૃષાતુરોની તૃષા શાંત કરવામાં, રોગીઓની સેવા–સુશ્રુષામાં જે અપૂર્વ સુખ અને સંતોષનો અનુભવ કરે છે, ધાર્મિકતા અને કરૂણાની જે મૂર્તિ છે, સહિષ્ણુતાનો જે અવતાર છે, પ્રેમનો જે નિધિ છે તેને જગદીશ્વરે આટલા દીર્ઘ સમય પછી પણ દાદ દેવાનો વિચાર કર્યો છે.

સ્ત્રીઓને કેળવણી આપવી જોઇએ, તેમાં તો હવે સંદેહજ નથી ! પુરૂષને કેળવણી લાભદાયક છે તો સ્ત્રીઓને પણ તે લાભદાયક હોવી જોઇએ. જે દવાથી પુરૂષોનો જ્વર જાય છે તે કેમ સ્ત્રીઓનો પણ જાયકે ! શિક્ષણનો અર્થ સંકુચિત નથી, લખવું-વાંચવું-કળા કૌશલ્ય, ગૃહ પ્રબંધ, વિજ્ઞાન આદિ સર્વનો શિક્ષણમાં સમાવેશ થાય છે. સ્ત્રીઓના કર્તવ્યકાર્ય પુરૂષોના કાર્યોથી ભિન્ન છે, માટે તેના શિક્ષણમાં તેમની સ્થિતિ અને કર્તવ્ય અનુસાર કાંઇક ભિન્નતા અવશ્ય હોવી જોઇએ. જેટલું શિક્ષણ વર્તમાન સામાજિક સ્થિતિને માટે હિતકર હોય તેટલુંજ આપવું જોઇએ–કહ્યું છે કે—

यावत सासरा माता तावत्त व्याघ्रलिप्ता
निरक्षरा हि तिष्ठन्ति विनोदाय सन्सर्के

કેટલાએ શિક્ષિત દેશોમાં સ્ત્રીઓ સેંકડો કાર્યો કરવા લાગી છે, કચેરીઓમાં, સ્ટેશનોમાં, તારઓફિસોમા, હોસ્પિટાલોમાં, કારખાનાંઓમાં દુકાનોમા એમ સર્વત્ર લખો સ્ત્રીઓ જાતજાતનાં કામ કરે છે, કેટલીક સ્ત્રીઓ તો પોતાનાં કાર્યોથી પુરૂષોને પણ હંફાવે છે, વિદ્યા, વિજ્ઞાનના પુસ્તકો રચવામાં પણ સ્ત્રીઓએ નામના મેળવી છે, આથી સિદ્ધ થાયછે કે ઇશ્વરે તેને પણ સઘળાં કામ કરવાની શક્તિ આપેલી છે, જો કે પુરૂષ જેટલી તેનામાં શક્તિ નથી પણ તે ઘણું કરે છે ! પારિવારિક કામ કરવામા તે વધારે કુશળ છે. આપણી વર્તમાન સામાજિક અવસ્થામાં સ્ત્રીઓને એવું શિક્ષણ આપવું જોઇએ કે જેથી આપણી પારિવારિક દશા

પેલા મેહોમેદને જવાબ દીધો કે "અમારા પ્યારા પયગમબર હજરત મોહમદનું ફરમાન છે કે 'ગમે તેવી આફત, મુશીબત અને સખતી દરમયાન સબુરી અખતયાર કરવી.' તમારી ઓરતનો જુલમ સહન કરવામાં મેં તમો લોકો ઉપર સહેજ પણ ઉપકાર કીધો નથી, પણ અમારા પયગમબરનું ફરમાન બજા લાવવાની તક તમારી ઓરતે મને આપવાથી હું તે ઓરતનો અહેશાનમંદ છું." આ ખુદાસનાશી જવાબથી પેલા યહુદી અને તેની ઓરત ઉપર એટલી તો મજબુત અસર થઇ કે તેઓ એસલામમાં આવી ખુબીઓનો દરીયો ઉછળતો જોઈ તેઓ બીજેજ દીવસે એસલામથી મુશરરફ થયા. ઉપલાં મેહોમેદન જોડાં જેવું સબુરી અખતયાર કરનારું એક પણ જોડું આ વીસમી સદીમાં આપણને મળી શકશે?

મોમીન.

---

ઉછીના આપેલા રૂપીઆ કરતાં ઉછીના લીધેલા રૂપીઆ ઘણા નાના દેખાય છે.

બીજાઓ તમારું કંઇ કરે તેને બળાપો કરવાને બદલે તેની સાથે કેવી વર્તણુંક રાખો છો તેનો પહેલો વિચાર કરવો.

વાતચીતમાં હમેશાં મધુર શબ્દો વાપરજો કેમકે "ખરાબ શબ્દોથી ઘણી બુરી અસર થાય છે."

એક મહા પુરૂષ કહી ગયો છે. તારા દુશ્મનને ગોળીથી વીંધજે, પણ ખરાબ શબ્દોથી વીંધતો ના.

ગુસ્સો એ એક એવી ગર્જના છે કે માનવી માત્રના માયાના દુધને ખાટું બનાવી મુકે છે.

યાદ રાખો! સારાં કામો કર્યા વગરનો દિવસ તમોને ફરજના કરજમાં ડુબાવતો જાય છે.

પ્રમાણિકપણાથી મહેનત કરો. આજની મહેનતથી ફળ હમેશાં કાલે મળે છે, શીખી સમજીને કરવાથી કોઇની બરબાદ જતી નથી.

# ધાર્મિક શિક્ષણ.



ઇશ્વરની અચિંત્ય અને અગાધ શક્તિની સાક્ષી પૂરનાર આ દુનિયામાં જે જે મનુષ્યો, કહો કે જે જે વસ્તુઓ ઉદ્ભવે છે તે તે ક્ષય પામે છે. આપણી ભારત મહિલાની વર્તમાન સ્થિતિ નિષ્પક્ષપાતી દૃષ્ટિથી જુઓ! શું દેખાય છે! એવો પણ સમય હતો કે જ્યારે દુનિયાના સર્વ દેશો ભારતવર્ષનુંજ અનુકરણ કરતા, જ્યારે આપણો દેશ સુધારામાં પ્રાધાન્યપદ ભોગવતો હતો, જ્યારે રામ જેવા પ્રજાની ઇચ્છાનુકૂલ વર્તનાર રાજાથી અને રાજાની આજ્ઞાને શિરતજ માથે ચઢાવનાર પ્રજાથી ભારતમૈયા વિભૂષિત હતી. તેવા રાજા, તેવી પ્રજા 'અને તેવો' સમય હાલ ક્યાં છે! આ સર્વ આપણને સૂચવે છે કે જે જે વસ્તુ આ ખલકમાં ઉત્પન્ન થાય છે તે અલ્પ યા તો દીર્ઘ કાલાન્તરે નાશ પામે છે. આ દુનિયામાં ઇશ્વરે અનેક પશુ પ્રાણીઓ અને મનુષ્યો સરજ્યાં છે તેમાં મનુષ્ય અગ્રગણ્ય પદ ભોગવે છે. શા માટે? કારણકે દયાલુ ઇશ્વરે મનુષ્યને—આપણને માનસિક શક્તિઅર્પેલી છે. પરમેશ્વરનો આપેલો માનસિક શક્તિ રૂપી વારસો જો આપણે ગુમાવી દઇએ તો આપણે દુનિયા ઉપર ભારતુલ્ય છીએ, પરન્તુ તે શક્તિને પ્રફુલ્લિત કરી વારસામાં વૃદ્ધિ કરીએ તો આ દુનિયામાં જન્મીને કંઇ શુશ્રૂષા કરવાને શક્તિવાન થઇ શકીએ.

માનવોત્કર્ષ કરવામાં વિદ્યા કારણભૂત છે એવું આપણે પ્રાચીન અને નવીન ઇતિહાસના લક્ષ્યપૂર્વક અધ્યયન કર્યાથી જાણીએ છીએ. જેટલા પ્રમાણમાં આપણે વિદ્યા ઉદ્યોગ અને કળાકૌશલ્યમાં ઉચ્ચ પદ ભોગવતા હોઇએ તેટલાજ પ્રમાણમાં આપણે આપણી અને સમસ્ત દેશની ઉન્નતિ કરી શકીએ. વ્યાવહારિક કાર્યોમાં મનુષ્ય માત્રને કેળવણીની જેટલી જરૂર છે તેટલી, બલ્કે તેથી વિશેષ આવશ્યકતા ઇશ્વર

સંબંધી જ્ઞાન મેળવવામાં છે ગમે તેની ઉચ્ચ પરીક્ષાઓ પસાર કરી હોય, ગમે તેવા ઉત્તમ લેખો સામયિક પત્રમાં લખતા હોઇએ, 'સ્વગર્જના'ની વીરગર્જનામાં ગમે તેવો મ્હોટો ઘોષ સામિલ કીધો હોય, તોપણ ધાર્મિક શિક્ષણની અવગણના કરીને સંસારિક સુખમાં કેવળ તલ્લીન રહેતા હોઇએ તો આપણે મૂર્ખ છીએ. ઐહિક અને સ્વર્ગીય સુખ પ્રાપ્ત કરવા પ્રત્યેક વ્યક્તિએ યથાશક્તિ પ્રયાસ કરવો જોઇએ એ નિર્વિવાદ છે, અને તેટલા માટેજ વ્યાવહારિક કેળવણી ઉપરાન્ત ધાર્મિક કેળવણીની અતિ અગત્ય છે. પ્રખ્યાત ગ્રન્થકારોના પુસ્તકનાં પાના–એક પહેલું, વચલું અને એક અંતિમ એમ ઉથલાવી જઈ વિશાળ વાંચનનો દમ્ભ કરવો એ અતિ સખેદાશ્ચર્ય છે. પુસ્તકોની સંખ્યા તરફ ધ્યાન ન આપતાં મનનપૂર્વક પુસ્તક વાંચી તેમાં શું રહસ્ય સમાયેલું છે તે જાણવા જીજ્ઞાસુ થવું જોઇએ. ધાર્મિક વાચન પરત્વે પણ એમજ કહેવાનું, ફક્ત રામાયણ, મહાભારત ઇત્યાદિ પુસ્તકો અવ્યવસ્થિત રીતે વાંચી જવાં ત્હેના કરતાં અજ્ઞાન રહેવું સારૂં છે. હાલ નિશાળોમાં વિદ્યાર્થીઓ લડાઇઓ અને યોદ્ધાઓનાં ફક્ત નામ અને સાલો મુખપાઠ કરી માનસિક શક્તિને જેવી રીતે અંધારામાં રાખે છે, ત્હેવી રીતે જો આપણે ફક્ત રામ, કૃષ્ણાદિનાં નામોથી વાકેફગાર હોઇએ તો શું આપણને ધાર્મિક શિક્ષણ મળેલું ગણાશે! નહિજ "Little knowledge is dengerous" એ એક સમર્થ કવિની ઉક્તિનું વારંવાર સ્મરણ થાય છે. વાચ્યા પ્રમાણે ન વર્તવું, અન્યને ઉપદેશ કરવો, એને विद्या विवादाय धन मदाय शक्ति परेषां परिपीडनाय, એવા ખોટા વિચારોને જીગરમાં સ્થાન આપવું એ કેટલું બધું ઉપહાસ્યજનક છે!! ધર્મ સંબંધી પુસ્તકોના દરેક વિષયને હસ્તામલકવત્ કરવો જોઇએ અને ત્હેમાંથી ઉપદેશ ગ્રહણ કરવો એ દરેકની ફરજ છે,

ધાર્મિક શિક્ષણના અભાવથી કેવાં કેવાં અનિષ્ટ પરિણામો થાય છે! કેટલાક મનુષ્યો 'હું'પણા'નાં પ્રવાહમાં તણાઇ દુઃખી થાય છે. અને ઇર્ષ્યાવૃત્તિના સખ્ત પંજામાં પકડાઇ જઈ અન્તે અનન્ત દુઃખ રૂપી દરિયામાં ખોલાવે છે. પુરાતન કાલમાં લોકોમાં બન્ધુ ભાવનાનો કેવો મધુર અનિલ વાતો હતો, અન્યના દુઃખમાં લોકો કેવી રીતે સહાયભૂત થતા, તેઓ કેવા વૈમનસ્ય રહિત હતા, ત્હેનું જ્ઞાન ધાર્મિક શિક્ષણ વિના ક્યાંથી પ્રાપ્ત થાય? માટે, સુજ્ઞબન્ધુઓ! શૈશવકાળમાં બાળકોના મનમાં ધર્મ પરત્વે વિચારોનું આરોપણ કરવું એ શ્રેયસ્કર છે, તેથીજ ભવિષ્યની પ્રજોન્નતિની યતકિંચિત્ આશા આપણે રાખી શકીએ.

ધાર્મિક શિક્ષણની જેટલી ઝરૂરિયાત પુરૂષોને છે તેટલીજ અગત્ય સ્ત્રીઓને છે. પુરૂષના ધાર્મિક વિચાર ઘણા વિશાળ હોય પણ પોતાની સ્ત્રી અર્ધાંગના તરફથી સહાનુભૂતિ ન મળતી હોય તો પુરૂષની ઉચ્ચ આશાઓ ગગન કુસુમવત્ છે. 'સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ નથી' એ એક ગુર્જર અપૂર્વ નવલકથાકારનું વાક્ય સત્ય છે મહાભારત, રામાયણ જેવા ગ્રંથોથી અક્ષરશઃ દરેક સુશિક્ષિત સ્ત્રી પરિચિત હોવી જોઇએ. આ ગ્રન્થોનાં ભાષાન્તર મળી શકે છે ત્યારે શા માટે સ્ત્રીઓને ધાર્મિક કેળવણી આપવામાં આપણે મન્દ રહેવું જોઇએ?

જુના વખતમા મહા વિદ્યાવિલાસી સજ્જનો પ્રભુ પ્રત્યે કેવી ભાવના રાખતા હતા માતાની આજ્ઞા કેવી રીતે પાળતા. એવા દૃષ્ટાંતો આપણા ચક્ષુ આગળ મૌજુદ છે. 'ભલે કાલના અભાવે આપણા પૂર્વજો જેવા સ્થાન આપણે ગ્રહણ કરી ન શકીએ તોપણ તેઓના જેવા ઉચ્ચ વિચારો કરી ત્હેમની મદદથીજ અનુકરણ તો અવશ્ય કરવુંજ જોઇએ' આવું ડિમોસ્થિનિસનું માનવું છે. માટે, પ્રિય વાંચકો! ધર્મ સંબંધી પુસ્તકો વાંચી વિશાળ વિચારો ગ્રહણ કરો.

ચમનલાલ એમ. ત્રીવેદી. પાલણપુર.

# સંશય!

પુણ્યપ્રદ પ્રદોષકાળ! નિસર્ગ રમણીનું આ વેળાનું અવ્યાજ મનોહર સૌંદર્ય જોઇને સુરેશ પણ મોહિત થાય તો બીજાનો શો હિસાબ! નીલનભોમણ્ડળમાં રજનીપતિ—ચંદ્રમા હમણાંજ ઉદયોન્મુખ થયો છે. અનંત તારા ગણ સાનંદ સર્વ નભપટ ઉપર નૃત્ય કરતા હોય એમ ભાસ થાય છે. શાંતિ નિકેતનની બહારના ન્હાના પણ સુંદર બગીચામાં આ વખતે કોઇ બે સ્નેહાળ વ્યક્તિઓ કાંઇક વાર્તાલાપ કરતાં જણાય છે.

" સરલા! હું કેટલો ધન્ય! જો! તારા જેવી સ્વર્ગીય દેવીનો મારા સરખા પામરને લાભ! એ જાણે મારા કેટલાક પૂર્વ જન્મનાં પુણ્ય ફળેલાં હોય એમ નથી જણાતું? તારા સિવાય જગત્ એ શું પદાર્થ છે તેની મને આ વખતે જરા પણ કલ્પના આવતી નથી!"

" આપને એમ લાગે એ આપના અત્યુચ્ચ સ્વભાવને ઉચિત છે, પણ હું આપના ચરણની દાસી છું. આપે મને આપનાં ચરણોમાં સ્થાન આપ્યું છે તેથી હું મારા જીવતરને સાર્થક થયું ગણું છું. મને આ સુખની આગળ સ્વર્ગસુખ પણ તુચ્છ લાગે છે! મારા ભાગ્યને હું ધન્ય ગણું છું કે મને આપના પ્રેમનો આસ્વાદ મળ્યો!"

" સરલા! મારો પ્રેમ તને એટલો અમૂલ્ય લાગે છે?–"

વસંતરાયને સરલાએ આગળ બોલવા દીધો નહિ. તે વચ્ચેજ બોલી—" હા, હા. એ પ્રેમ આગળ મને કોઇ ચીજ્ કિંમતિ લાગતી નથી."

" તું તો બહુ ચતુર જણાય છે," વસંતરાય સરલાનું ઉપરનું બોલવું સાંભળી તેના એક ખભા ઉપર હાથ મૂકી તેની તરફ સ્નિગ્ધ દૃષ્ટિએ જોતો બોલ્યો " સરલા તું વિશુદ્ધ પ્રેમની મૂર્તિમંત પુતળી છે..."

" અને તેથીજ હું મને ભાગ્યશાળી ગણું છું." સરલા વચ્ચેજ બોલી ઉઠી. " હું શું કહું? મારો પ્રેમ શું? મારા પ્રેમની જ્યોતિ શું? તે પોતે અતિ પંગુ છે. નિર્બળ છે. જ્યાં સુધી અનુકુળતા છે ત્યાં સુધી તે તેજ અવસ્થામાં રહે છે. તેની વિરૂદ્ધ ક્રોધ, મત્સર, સંશય વગેરેનો ઝપાટો છૂટતાં તે પ્રેમની પરિસમાપ્તિ ક્યારે થશે તે કોઇ જાણતું નથી! પ્રભુ! જે સમયની આપણે આતુરતાથી રાહ જોતાં હતાં તે સમય આપણને મળેલો છે. અને તેને લીધે મારૂં જીવન ધન્ય થએલું છે! મને હમણાં ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળનું ભાન નથી. વધારે શું કહું? સૂર્યનારાયણ ઉગે છે ક્યારે અને આથમે છે ક્યારે તેની પણ મને ખબર રહેતી નથી!! અમૃતસાગરમાં નિમજ્જન કરતાં જગતને વિસરી જાઉં નહિ તો શું કરૂં! પણ મહારાજ? મને હંમેશ એક બીતિ રહે છે કે આપ મારો કોઇ વખતે તિરસ્કાર તો નહિ કરો ને! મારા પ્રેમનું નાવ વચ્ચેજ નહિ ડૂબાવોને!"

" સરલા! આ તું શું બોલે છે? આવી કલ્પના તને આ વખતે કેમ આવી? આ જો સમગ્ર સૃષ્ટિ આપણી પેઠેજ પ્રેમમાં તલ્લીન થઇ ગએલી છે. જાણે તે આપણા પ્રેમનું સ્વાગત કરે છે."

" એ ખરૂં, પણ મને આ ચંદ્ર અને ચંદ્રિકાની સ્થિતિ જોઇને એવી કલ્પના આવી છે. ધવલ કૌમુદી સાથે ક્રીડા કરતો આ ચંદ્ર જ્યારે શ્યામ વાદળીમાં છૂપાઇ જાય છે ત્યારે જ્યોત્સ્નાની કેવી દીન સ્થિતિ થાય છે! ઇશ્વર કરે અને મારા પ્રેમને તેવી દશા પ્રાપ્ત ન થાય!!"

" પ્રિય સરલા! ઇશ્વરકૃપા ઉપર શ્રદ્ધા રાખ ને અખિલ જગતને આદર્શવત્ થા. મારી મનોદેવતા મને કહે છે કે આપણા પ્રેમમાં કોઇ જાતનું વિઘ્ન નહિ આવે. માટે અનુચિત કલ્પનાઓ કાઢી નાંખ. આ જો સુધાંશુનું પ્રેમાલિંગન,

શુકપિકાદિનું નિસર્ગમય સંગિત, અને આકાશસ્થ તારાગણનો ચળકાટ આપણા વિમળ પ્રેમનું ચિરત્વ અનંતકાળ પર્યંત નથી સૂચવતાં ? મારામાં જે પ્રેમ તત્ત્વ જોઇને તેં પ્રેમાર્પણ કરેલું છે તેનું મૂલ્યજ નથી! તારો સહવાસ, તારૂં મધુર ભાષણ અને તારૂં વર્તન મને પ્રત્યેક ક્ષણે નવીન જગતનો ભાસ ઉત્પન્ન કરાવે છે. આપણા હાથમાં પરમેશ્વર રૂપી આ પ્રેમની સેવા અખંડ અવ્યાહત ચાલુ રહે એજ મારી ઇચ્છા છે."

સરલા એ પતિદેવનું ભાષણ સાંભળી શરમાઇ ગઇ હોય તેમ વિનમ્ર થઇ વસંતરાયના બાહુ યુગલમાં લપટાઇ ગઇ. આવા અપૂર્વ પ્રસંગો તે દંપતીના જીવનમાં કાયમ રહેશે ? કોણ કહી શકે ?

(૨)

વસંતરાયને એક વિમળા નામક બ્હેન હતી; દુર્દૈવના પ્રભાવથી તે બાલ્યાવસ્થામાંથીજ વિધવા થઇ હતી. અને ઉત્તમ સગતિના અભાવે તેનું વિકારવશ હૃદય અધમ પ્રવૃત્તિ વ્હોરવા તત્પર હતું. રમાનાથ પંડિત નામે એક તરૂણ વસંતરાયનો મિત્ર હતો. હમેશ તે વસંતરાયને ઘેર આવતો. વિમળાની દૃષ્ટિ તેના ઉપર પડી. અને એક દિવસ એકાન્ત મળતાં દેવતા તથા દારૂનો સંયોગ થયો. કેટલાક દિવસ એ પાપ કોઇ જાણી શક્યું નહિ, પણ પાપીઓને જો હમેશ સુખનો આસ્વાદ મળતો હોય તો પુણ્યશાળી પ્રવૃત્તિઓ સેવે કોણ અને ઇશ્વરને ગણે કોણ !

વસંતરાયનાઘરના પાછલા વાડામાં વિમળા અને મી. પંડિત એક વેળા વિનોદ કરતાં હશે તે સરલાની દૃષ્ટિએ પડ્યાં. સરલ સરલા એ દૃશ્યથી શરમાઇ તરત પાછી વળી પણ વિમળાને તેથી ભવિષ્યના ભયની કલ્પના થઇ. તરતજ તે દોડતી દોડતી વસંતરાય પાસે આવી અને પોતાનું અપકૃત્ય સરલાને માથે ઢોળી પાડ્યું. એક ક્ષણમાંજ કોઇ માણસ છૂપાતું-સંતાતું પાછળથી આવી બંગલાના આગળના દરવાજામાંથી નાસી જતું તેણે પ્રત્યક્ષ નીરખ્યુ ઝાંખા પ્રકાશમાં પણ તે મી. પંડિત છે એમ વસંતરાય કળી શક્યો. તેના સર્વ શરીરમાં વીજળીનો પ્રવાહ વહેતો હોય તેમ આંચકો લાગ્યો. અને પગથી શિખા પર્યંત કોપાગ્નિ વ્યાપી ગયો. તેનાં મનમાં વિચાર પરંપરા ચાલી. "સરલા ! નામ પ્રમાણે અન્તઃકરણ અને કૃતિ હોત તો ? પંડિત ! તું આટલો નીચ હશે એમ મને આજ સુધી કદીપણ કલ્પના થઇ નહોતી ! મારી મૈત્રીનો સારો બદલો આપ્યો ! મિત્રધર્મ તેં ખરો બજાવ્યો !" વસંતરાયના ક્રોધને સીમા રહી નહિ. તેનો સંતાપ વધી પડ્યો. તે ભયંકર રૌદ્રાવતાર ધરી જ્યાં સરલા હતી ત્યાં ગયો. સરલાએ આ પહેલાં વસંતરાયનું આવું સ્વરૂપ કદી પણ જોયું નહોતું તે ગભરાઇ ગઇ. અચાનક આ શું પ્રકાર છે તે સમજી શકી નહિ.

" શું છે ? આટલો બધો ક્રોધ કોના ઉપર ચડ્યો છે ? અને શા માટે ?", સરલાએ એ ત્રણ પ્રશ્નો ભય પામતાં ઉચ્ચાર્યા કે તરતજ દાંત ભીડી વસંતરાય બોલ્યો. "સરલા ! સરલા ! તેં આ શું કર્યું ? મારા આટલા સાદા સ્વભાવનું આવું ભયંકર પરિણામ આણી આવો અધમ રીતે બદલો આપ્યો ? સરલા !"

"પતિદેવ ! આ આપ શું કહો છો ! મારા હાથથી શું ગુન્હો થયો છે ? હું આપને આટલી ભયંકર રાક્ષસી દેખાઉં એવું મારા હાથથી શું ઘોર પાતક થયું છે ? આપણા નિર્મળ પ્રેમમાં આવું કાતિલ વિષ કોણે દાખલ કર્યું ? નાથ ! ચરણે નમું છું. મને આનો અર્થ કાંઇપણ સમજાતો નથી."

"શું તું તે બધું મારા મોઢાથી સાંભળવા ઇચ્છે છે ! આપણા નિર્મળ પ્રેમમાં આવું વિષ કોણે દાખલ કર્યું એવું મને પૂછતાં તને શરમ આવતી નથી ? ઠીક છે. તારા પ્રશ્નનો જવાબ મારી પાસેથી સાંભળવાની તારી ઇચ્છા

પૂરી કરૂં છું. આપણા પ્રેમમાં આવા પ્રકારનું ઝેર તારા હાથથીજ પ્રવેશ્યું છે, હમણા અહીંથી ગએલો પેલો નીચ પંડિત અને તું બન્ને મારા આ ક્રોધના કારણરૂપ છો. બસ, આથી વધારે કાંઇ કહી શકતો નથી !"

સરલા સર્વ પ્રકાર સમજી ગઇ. કુલટા વિમળાએજ આવી અવળી બાજી ખેલી છે. એમ તેને ભાન થયું. તેણે શાંતિનિકેતનમાંથી બહાર પગ મૂકયા. આ નિષ્કારણ આવેલા આરોપમાંથી પોતે છૂટીને પતિને નિર્દોષતાની સાબિતી કરી આપશે ત્યારેજ પુનઃ ઘરમાં પગ મૂકશે એમ તેણે નિશ્ચય કર્યો, સત્વર તે માર્ગે પડી !

સરલાના અભાવે શાંતિનિકેતન રૂક્ષ અને ભયાનક લાગે એમાં આશ્ચર્ય શું ? કારણકે તે પવિત્ર ગૃહસ્વામિની હતી. તેને લીધેજ ઘરની શોભા હતી. તે સાક્ષાત્ શાંતિદેવી હતી, તેના જવાથી અશાંતિનો વાસ થાય તેમાં નવાઇ શું ! જે ઠેકાણેથી મૂર્તિમંત આનંદ અને પ્રેમનો નાશ થાય તે સ્થાન સ્મશાનવત્ લાગ્યા વિના રહેતું નથી !

વસંતરાય સરલાના ગયા પછી શુન્ય હૃદયનો બની ગયો હતો. તે કોઇની સાથે બોલતો નહોતો, કોઇની સાથે મૈત્રી કરતો નહોતો. માત્ર પોતાના દિવાનખાનામાંજ એકલો બેસી રહેતો હતો.

(૩).

પાપ કર્મનું ફળ ભગવ્યા વિના રહેતુંજ નથી, થોડા દિવસમાં અધમ વિમળા આજારી પડી અને નાના પ્રકારના રોગોથી તેનું શરીર ઘેરાઇ ગયું. વસંતરાયે જુદા જુદા ડોકટરો, હકીમો, વૈદ્યો વગેરેના ઉપચાર ચાલુ કર્યા પણ તેની પ્રકૃતિ સુધરવાને બદલે બગડતીજ ચાલી. એક દિવસ વિમળાએ પોતાના બન્ધુને પાસે બેસાડી કહ્યું "ભાઇ ! હું ખરૂં કહું છું કે મારા દુઃખનું કારણ મારી ભાભીનો વિયોગજ છે ! તે પવિત્ર દેવીનો નિષ્કારણ તિરસ્કાર થયો હોય એમ મને લાગે છે." બ્હેનનું આવું ભાષણ સાંભળી વસંતરાયને સરલા યાદ આવી ! ઘણીવાર તેને પોતાની ગેરસમજ થઇ છે એમ લાગતું, સરલા એવું અમાનુષિક કૃત્ય ન કરે એમ વિચાર આવતો. અને તે બબડતો કે "મારા ઘરમાંથી આનંદ, પ્રેમ, ઉત્સાહ વગેરે સર્વે સરલાની સાથેજ વિદાય થયાં છે. અને તેને સ્થાને અશાંતતા, કલેશ, અને દુઃખનું સામ્રાજ્ય સ્થપાયું છે. સરલા ! તું ખરેખરી નિષ્કલંકી–નિષ્પાપી છે," આ પ્રમાણે અનેક વિચારો તેના મગજમાં ઉભરાતા.

વિમળાની પ્રકૃતિ દિવસે દિવસે વધારે બગડવા લાગી. વસંતરાયને તેની ચિંતા થવા માંડી. ડોકટરોએ તેને હોસ્પીટલમાં રાખવાની સલાહ આપી, અને તરતજ તેણે તે વ્યવસ્થા કરી. વિમળાને દવાખાનામાં મૂકી. એક બે દિવસમાં તો તેની પ્રકૃતિમાં ફેર પડયો અને હવે સંપૂર્ણ આરામ થશે એમ સર્વને જણાવા લાગ્યું.

વિમળા હોસ્પિટલમાં આવ્યાને આજ પંદર દિવસ થઇ ગયા હતા. તેટલા અવધીમાં તેની તબીયતમાં સારો સુધારો થયો હતો. એક ભલી નર્સે અવિશ્રાંત સુશ્રુષા કરવાનું મહાવ્રત લીધું હતું અને તેથી વિમળાને તેની ઉપર પ્રીત ઉદ્ભવી હતી. ઘણીવાર કલાકોના કલાકો સુધી તે નર્સ આજારીના ખાટલા પાસે રહેતી. અને આજારી વિમળા તેની પાસે હૃદય ખોલી પશ્ચાત્તાપ કરી રડતી. તેમના સંભાષણમાં બહુધા સરલાનો પ્રસંગજ નીકળતો અને વાત રસમાં આવતાં બન્ને જણાં હૃદય ફાટ રડતાં. નર્સ પોતાનું હૃદય છૂપાવતી પણ વિમળાને રડતી જોઇ તેનાથી રડયા વિના રહેવાતું નહિ.

આ નર્સ આપણી પૂર્વ પરિચિતા સરલાજ હતી એ વાચકો લક્ષમાં આવ્યું હશે. વિમળા સાથે વાતચિત કરી રહેતી ત્યારે તેનાં મનમાં અનેક વિચારો ઉઠતા "નણંદ કહે છે કે મારા પાપે 'મારી ભાભીએ ઘર છોડયું. ત્યારે શું મેં જે

નજરે જોયું તે સાચું હશે ! અને હું તે વાત કોઇને કહી દઉં એમ ધારીને મારા ઉપર તેણે આળ ઓઢાડયું હશે ! ગમે તેમ હોય પણ જ્યાં સુધી સ્વામિનાથને મારી નિર્દોષતાની ખાત્રી ન થાય ત્યાં સુધી મારે છાનું રહેવું એજ ઉચિત છે. જે પાપની મને સ્વપ્નામાં પણ કલ્પના નહોતી તે પાપનો આરોપ મારી ઉપર આવ્યો છે. માટે હવે તો આવી રીતે પરોપકારમાં જીંદગી વ્યતીત કરી, દેહ અને મનને કષ્ટ આપી જીવન પુરું કરવાનો મેં નિશ્ચય કરેલો છે."

આ પ્રકારની વિચારમાળાથી તે પોતાના નિશ્ચયમાં વધારે દૃઢ રહેતી ને દરદીઓની કાળજી પૂર્વક સુશ્રુષા કરતી. વિમળાને હવે સારી રીતે આરામ થતો જતો હતો. તેને માતૃવત્ સેવા કરનાર આ નર્સ માટે અનેક વિચારો આવતા હતા. આનો ચહેરો પોતે ક્યાં જોયો હોય એમ તેને અનુમાન થતું, પણ બીજીજ પળે તેના નર્સનો પોશાક જોઇ આશ્ચર્ય થતું. આ નર્સ પોતાના બન્ધુની સ્ત્રીના ચહેરાને મળતી આવે છે ખરી, પણ અનાથ સરલા અહીં શી રીતે આવે, અને આવું જીવન શામાટે અંગીકાર કરે તે તેની કલ્પનામાં આવી શકતું નહિ.

૪

પ્રાતઃકાળની રમણીય વેળા હતી. હૉસ્પિટલમાં રોગીઓ ધીમે ધીમે જાગૃત થતાં હતાં. વિમળા હમણાંજ જાગી હતી. એટલામાં સરલા ત્યાં આવી. તેને આવેલી જોતાંજ વિમળાએ મોઢા ઉપરનું લુગડું દૂર કરી હાંક મારી 'ભાભી' "

સરલા 'બ્હેન' કહી દોડી આવી. બન્ને ભેટયાં મળ્યાં ને રડયાં. છેવટે સરલા બોલી "બ્હેન ! મને ઓળખી તમે !"

"આ શું પૂછો છો ભાભી ! ? મારા ઉપર આવા અસીમ ઉપકાર કરનારને શું હું ન ઓળખી શકું ! માતાના જેવી કાળજીભરી ચાકરી બીજી કઇ નર્સ કરી શકે ? પણ ભાભી ! મને કહો હવે તો મારા ઉપર તમારી રીસ નથીને ? તમને આવી સ્થિતિ પ્રાપ્ત કરાવનાર હુંજ દુષ્ટા છું. પણ મારો તમે તિરસ્કાર કરશો નહિ. હું હમણાં મારો ભાઇ આવશે એટલે સઘળી હકીકત તેમને કહીશ. ભાભી ! હું તમારા પગમાં પડું છું. મારા અક્ષમ્ય અપરાધીની અને શું ક્ષમા નહિ કરો ?"

એટલામાં તે રૂમનો દરવાજો ઉઘડયો અને અત્યાર સુધી આ સંવાદ છૂપાઇને સાંભળતા વસંતરાયની સ્થિતિ એકાદ અપરાધી સરખી દેખાઇ. તે સરલાની સામે જોઇ શક્યો નહિ અન્તે બ્હેને ઉચ્ચારેલા છેવટના વાક્યની પોતે પણ પુનરાવૃત્તિ કરી:" "દેવી સરલા ! મારા અપરાધની શું મને ક્ષમા નહિ આપે ! "

ભરવાળા (ધંધુકા) } ધીરજ.

# મહુવા (કાઠિયાવાડ) ગૌરક્ષક સભાનો છવીશમો વાર્ષિક મહોત્સવ.

મહુવા ગૌરક્ષક સભાનો વાર્ષિક મેલાવડો દર વરસે મકરસંક્રાંતિના રોજ કરવામાં આવે છે, તેમ શિરસ્તા મુજબ આ વરસે પણ તા૦ ૧૩–૧–૧૭ના રોજ કરવામાં આવ્યો હતો. ગૌશાળાની ગાયોને ઝુલો, ઝાંઝર, ટોકરા તથા પુષ્પના હાર પહેરાવી અબીલ ગુલાલ નાંખી કુમકુમના ચાંલ્લા કરી બે હજાર ગાયોનું સરઘસ મોટા મેળાવડા સાથે વાવટા અને વાજીંત્ર સહ ઘણીજ ધામધુમથી શેહેરના સર્વ ભાગમાં ફેરવવામાં આવ્યું હતું. કે જેનો અવર્ણનિય સ્વર્ગના ગૌલોક જેવો આબેહુબ દેખાવ જોઇ દરેક કોમવાળા હર્ષ પામ્યા હતા. ત્યાર બાદ અખંડ પ્રૌઢ પ્રતાપી મહારાજા સાહેબ સર ભાવસિંહજી કે. સી. એસ. આઇ બહાદુરે

ભેટ આપેલા રૂા. ૧૦૦૦ તથા રાજ્ય માતુશ્રી નંદકુંવરબા સી. આઇ. ઇ. કયસરે હિન્દ સાહેબના રૂા. ૪૦૦ તથા માજી દિવાન સાહેબ વજેશંકરભાઇ ગૌરીશંકરભાઇના રૂા. ૫૦૦ તથા રાજુલાના શા. લવજી ત્રંબકના રૂા. ૧૦૦ મળી કુલ રૂા. ૨૦૦૦ના ઉત્પન્ન થયેલા વ્યાજની રકમના રૂા. ૯૦ તથા અમદાવાદના દાનેશ્વરી શેઠ કનૈયાલાલ મોતીલાલ હીરાભાઇએ સારંગપુર મીલ્સ કું. લીમીટેડનો શેર ૧ નં. ૧૭૮નો દાનમાં આપી સખાવત કરી છે તે શેરના દર વરસે ઉત્પન્ન થતા વ્યાજમાંથી અર્ધ રકમ નડીઆદ હિન્દુ અનાથાશ્રમે રાખી બાકીની અર્ધ રકમ આ સભાને મોકલી દેવાનો મોસુફ શેઠે બંદોબસ્ત કરી તે શેર નડીઆદ હિન્દુ અનાથાશ્રમને સોંપ્યાથી નડીઆદ હિન્દુ અનાથાશ્રમ મારફતે વ્યાજના વસુલ આવેલા રૂા. ૨૦૦ મળી કુલ ૨૯૦ના પાકના લાડવા બનાવી સર્વે ગાયોને ખવરાવવામાં આવ્યા હતા. તથા મુંબઇ કાપડ મારકીટના જાણીતા વેપારીઓ મેસર્સ હરીદાસ નાગજી વોરા રામપરાવાળા તથા મેસર્સ મંગળદાસ ગોપાળજી જાફરાબાદવાળાએ મોકલેલા ગુપ્ત ભેટના કપાસીયા સર્વે ગાયોને ખવરાવવામાં આવ્યા હતા.

દર વરસ માફક આ વરસે પણ ગૌશાળાના વિશાળ ચોગાનમાં બાંધેલા સમીયાણા (મંડપ)માં એક જનરલ સભા ભરવામાં આવી હતી. તે પ્રસંગે ગાયોના હિતમાં તત્પર એવા મહાશયોએ હાજરી આપી હતી. આ સભાનું પ્રમુખસ્થાન અહીંના મુખ્ય જજ રા. રા. વ્રજલાલ ડાહ્યાભાઇ બારૈયા સાહેબને આપવા માટે ધી મહુવા જીનીંગ પ્રેસના મેનેજર બાપાલાલ ગોરધનદાસે દરખાસ્ત મુકતાં તેને ધી મહુવા ત્રિભુવન પ્રિન્ટીંગ પ્રેસના માલેક જટાશંકર ઇશ્વરલાલ ત્રિવેદીએ ટેકો આપ્યો હતો જે સર્વાનુમતે પસાર થતાં પ્રમુખે બેઠક લીધા બાદ સભાનું કાર્ય આગળ ચાલવામાં આવ્યું હતું.

સેક્રેટરી ઓધવજી રામજી સરવૈયાએ પ્રથમ ઇશ્વરસ્તુતિ, ગાયોની પવિત્રતા, અતિ ઉપયોગીપણું ને તેનું સંરક્ષણ કરવાની મનુષ્ય માત્રની ફરજ હોવા વિષે વિવેચન કર્યા બાદ આખા વરસનું સરવૈયું વાંચી બતાવ્યું હતું જે સર્વાનુમતે મંજુર રાખવામાં આવ્યું. ત્યાર બાદ મેસર્સ ગોપાળજી મીઠા ગાંધીએ ગાયોની ઉપયોગીતાપણું ને તેનું રક્ષણ કરવાની આવશ્યકતા તથા સેક્રેટરીએ આપેલાં આત્મભોગ વિષે ઘણુંજ અસરકારક હૃદયભેદક વ્યાખ્યાન આપી શ્રોતાઓના મન આકરસી લીધાં હતાં.

આ પ્રસંગે શ્રીમાળી અભ્યુદય માસિકના તંત્રી અને મહુવા ત્રિભુવન પ્રિન્ટીંગ પ્રેસના માલેક મી. જટાશંકર ઇશ્વરલાલ ત્રિવેદી ધાંગધ્રાવાળાએ ગૌભક્ત શૂર મહાત્મા ઓધવજી રામજી સરૈયાએ દિવ્યતાનો સાક્ષાત્કાર થવા માટે જગત જાળ તોડી પ્રિય ઇચ્છાઓ તથા વિષય વાસનાઓને વિંધી ગૌસેવાનો પાર પામવા ઉત્સુક થઇ પ્રેમ ભાવથી પ્રાણાર્પણ કરી આત્મભોગ આપી નિષ્કામ અપૂર્વ અસામાન્ય ગૌસેવા કર્યાથી ઇશ્વરનો સાક્ષાત્કાર થયો છે તે દરમ્યાન તેમના કુટુંબની આજીવિકાના આધાર રૂપ તેમના લઘુ બંધુ સુરચંદ રામજી સરવૈયા બે દીવસના પ્લેગની બીમારીથી અકસ્માત ગૌલોકવાસી થયા વગેરેના અનેક તાપ અને સંકટો વધારે નડયા, તેમ તેની સામે થઇ આર વિશેષ ગૌસેવા બજાવતા રહ્યા છે.

દોહો.

આફત પર આફત પડી, ડગ્યો ન ઉદ્ધવદાસ;<br>
સુવર્ણ તાવી ટીપતાં, પ્રકટે પૂર્ણ પ્રકાશ.

ઉપરોક્ત બાબતને લગતું ટુંકમાં વિવેચન કરી એક અભિનંદન પત્ર મુદ્રાંકિત કરી અર્પણ કર્યું હતું તેના જવાબમાં મોસુફ સેક્રેટરીએ જણાવ્યું કે હું જીંદગી ગુજારવા અને મરણ પામવા જન્મેલ છું. આ ક્ષણભંગુર દેહની સાર્થકતા, સત્ય અને પ્રભુ સિવાય સર્વ મિથ્યા જણાયાથી એક સાધુ તરીકે જીવન ગાળી મેં મારી ફરજ અદા કરી છે. સાધુ કે ફકીરની

માન કે સ્તુતિ પર હક નથી તેમ છતાં અનેક માનપત્રો અને પ્રમાણ પત્રોની વિભૂતિથી મને વિભૂષિત કરેલ છે તે મને અંહભાવને ઉભરો લાવનાર સાંસારિક સુખનું ભાન બતાવે છે. મે મારી ફરજથી વિશેષ કંઇ પણ કર્યું નથી તેમ છતાં મારા પ્રત્યે પ્રેમની મમતા જોઇ તમારો કેટલો ઉપકાર માનું તે શબ્દ દ્વારા દર્શાવી શકતો નથી. હવે મને કશાની જરૂર નથી. એવા ઉદ્‌ગારોથી ઉપકાર માન્યો હતો. ત્યાર બાદ મેસર્સ ગોપાળજી મીઠા ગાંધીને જણાવ્યું કે સેક્રેટરી ઓધવજી રામજી સરૈયા કોઇ વિલક્ષણ મનુષ્ય છે, છતાં અન અનધિકારી હજુ સુધી સમજી શક્યા નથી. તેમની પાછળ રહી સહાય આપનાર મનુષ્ય શક્તિ કરતાં મહાન શક્તિ અથવા પ્રભુને અથવા કોઇ દેવને તે જોઇ શકે છે. તેમના પ્રાણાર્પણને નિષ્કામ અપૂર્વ અસામાન્ય સેવામાં, તેમની જીંદગી નીકળવાથી કાયમનો પુષ્કળ ખર્ચ પુરો પડે છે; તથા અન્ય દરેક જીવદયાની સંસ્થાને જરૂરી પ્રસંગે યોગ્ય મદદ આપવાના સાહસ કરી હિન્દની જીવદયાની સસ્થાઓમાં અગ્રપદે સારી હસ્તી ધરાવે છે તે અક્ષરશઃ ખરું છે તેનું અનુકરણ કરવા યોગ્ય દ્રષ્ટાંતને આગળ મુકી વયોવૃદ્ધ સેક્રેટરીની હયાતીમાં સહાયક નિકળી આવવા પ્રમુખે જણાવ્યું હતું ત્યાર બાદ પ્રમુખનો ઉપકાર માની, ગોમાતાજીનો જય બોલાવી સભા વિસર્જન થઇ હતી.



માથાના બચાવ માટે લોખંડની ટોપી કરતાં સભ્યતા ભરી જબાન વધારે મજબુત છે.

જે સખશ તમારા વખાણ કરે તે કબુલ રાખતાં પહેલાં તપાસો કે તેની ચાલચલણ તથા આદતો કેવી છે.

તત્કાલ નાશ પામનારા ત્રણ છે—નદી તીરે વૃક્ષ, મંત્રી વિનાનો રાજા, અને પારકાં ઘરમાં સ્રી.

જગતમાં ત્રણ મોટા ગણાય છે–ઇશ્વર, સ્વતંત્રતા અને ગુરૂ.

# વિવિધ–વિષય.



## "છાસ" ભયંકર રોગોની અકસીર દવા.

હિંદુસ્થાનની પ્રજા પહેલાં જેટલી નીરોગ હતી, તેટલી અત્યારે નથી. એ તરફ વિદ્વાનોનું ધ્યાન ખેંચાયું છે. તેમણે તેનાં કારણની તપાસ કરવા આયુર્વેદની મદદ લીધી છે. આયુર્વેદમાં છાસના ઘણાં ગુણો લખેલા છે. પૂર્વે સર્વ પ્રજાને પીવા માટે મઠો તથા છાસ મળતાં હતાં. તેમજ તે શહેરીઓ કરતાં ગ્રામવાસીઓને અધિક મળતાં, અને તેને લીધે શહેરીઓ કરતાં ગામડાંની પ્રજા નીરોગ વધારે હોય છે. કદાચ તેમને કંઇ રોગ થાય તોપણ તેમને. દવા વગેરેની જરૂર રહેતી નથી. શરીર નીરોગ રહે છે. એટલુંજ નહિ પણ આયુર્વેદવેત્તા કેટલાક રોગોમાં તેનો ખાસ ઉપયોગ કરવા લખે છે. સંસ્કૃત સાહિત્યમાં છાસના ઘણાં ભેદ બતાવ્યા છે.

મલાઇ સાથે અથવા મલાઇ વિનાના દહીંને પાણી વગર વલોવેથી મઠો તૈયાર થાય છે. કેટલાક મઠામાં થોડું પાણી પણ નાખે છે.

દહીંને વલોવી માખણ કાઢી લેવાથી શુદ્ધ છાસ તૈયાર થાય છે. અને ઉત્તમ પીણું પણ એજ છે.

જેમાં ઘી વધારે હોય તેના કરતાં જેમાં ઘીનો ચીકાશ-ખીકરૂલ હોતો નથી તે છાસ ઉત્તમ છે. કારણ ઘીનો સ્થૂળ ભાગ નીકળી જાય છે, પરન્તુ તેનાં છોટા પરમાણૂ છાસમાં રહે છે, તથા તે વલોવવાથી ટુકડા થયલાં હોય છે. એથી એની પ્રવેશ શક્તિ વૃદ્ધિ પામતી હોઇ તે શરીરની નાડીઓમાં જલદી પ્રવેશ કરી શકે છે અને પચવામાં કોઇ વિઘ્ન હોતું નથી. તેમજ તેમાં મળનો વિશેષ ભાગ ન હોવાથી તુરત વીર્યસ્વરૂપ ધારણ કરે છે. અમેરિકાના એક ડૉકટરે ઉક્ત બાબતસંસ્કૃત

સાહિત્યને આધારે સમજી લઇ એની પરીક્ષા કીધી છે. તે કહે છે શરીરમાં બે પ્રકારના કીડા છે. (૧) સફેદ (૨) લાલ. સફેદ કીડા રોગ ફેલાવે છે અને લાલ કીડા રોગ નાશ કરે છે. જ્યારે છાસ લાલ કીડાને બલવાન કરે છે, અને સફેદને દુર્બળ બનાવે છે. બંનેમાં નિરંતર યુદ્ધ થાય છે. તેમાં લાલ કીડા સફેદને મારી નાંખે છે અને આ કારણથીજ છાસના અતિ ઉપયોગથી મનુષ્ય નિરોગી બને છે.

છાસથી થતા ફાયદા ધ્યાનમાં લઇ છાસ આપનારા પ્રાણીઓ ગાય ભેંસ વગેરેનું રક્ષણ કરવાની કેટલી જરૂર છે તે હિંદીપ્રજા ધ્યાનમાં લે તો આ કળિકાળમાં પ્રકટી નીકળેલા ભયંકર રોગોનો સમૂળગો નાશ થતાં ઝાઝો વખત લાગશે નહિ.

### અદ્ભુત કેમેરા

જાપાનના પાટનગર ટોકિયોના રહેનાર મિ. એસ. નેકેમ્યુરા (Mr. S. Nakamura) એ એક અદ્ભુત કેમેરા (ફોટોગ્રાફી યંત્ર) ની શોધ કરી છે. હાલમાં વપરાતા કેમેરાથી કેમેરાના લેન્સ સામેની એક બાજુનું ચિત્ર લઇ શકાય છે. પરંતુ આ કેમેરામાં એવી કરામત કરેલી છે કે જેથી એ કેમેરા મેદાનમાં રાખવામાં આવે, તો તેની ચારે બાજુના દેખાવો (પૂર્વ પશ્ચિમ ઉત્તર દક્ષિણ) એમાં અંકિત થઇ જાય છે. આ જાપાનની કારીગરી છે. આ શોધનો શો વિશેષ લાભ લેવાય છે, તે હવે જોવાનું છે.

### વીજળીથી ખેતી

સામાન્ય રીતે ઘઉંના બીને વાવ્યા પછી નવ દશ દિવસ બાદ પીલો ફુટે છે અને ૧૦ ઇંચની ઉંચાઇનો છોડ થવાને કેટલાએ દિવસ લાગે છે. હાલમાં એક નવી શોધ કરાઇ છે. વીજળીની મદદથી છોડ ઘણા જલદીથી ઉગી નીકળે છે અને બીજમાંથી ફણગા ફુટતાં પણ વખત લાગતો નથી. એની પરીક્ષા નીચે પ્રમાણે કરવામાં આવી. થોડા ઘઉંના બી વિદ્યુત-પ્રવાહ (Electric Current) માં રાખ્યા બાદ જમીનમાં રોપવામાં આવ્યા. તથા જમીન પર વિદ્યુત્ પ્રવાહ ચલાવ્યો. બીજમાંથી બે દિવસમાંજ ફણગા ફુટયા તથા ૧૫ દિવસમાંજ છોડ ૧૦ ઇંચ લાંબા થઇ ગયા. આ ચમત્કારનું કારણ એવું બતલાવવામાં આવે છે કે વીજળી છોડોની વૃદ્ધિમાં અટકાવ કરનારા જન્તુઓનો નાશ કરે છે. સર ક્લાઇવ લૉજ Sir Clive Lodge) જગતના વિખ્યાત વિજ્ઞાનવેત્તા છે, તેઓ થોડા વખતથી એવો પ્રયત્ન કરી રહ્યા છે કે ખેડુતો શી રીતે વીજળીનો ઉપયોગ કરી શકે? જો સર્વે ખેતરોમાં વિદ્યુત પ્રવાહ ચલાવી શકાય તો અનાજ વાત વાતમાં સસ્તું થઇ જાય. સર્વે ઝાડપાન પણ વીજળીનો લાભ લઇ શકે છે. જોઇએ છીએ આપણા ભારતમાં વિદ્યુત પ્રવાહ ક્યારે દોડે છે!

### ઓરિસ્સાનો સૂર્ય સ્તંભ

આ સ્તંભ ઘણો સુંદર છે. મિસર પ્રજાની પેઠે પૂર્વે હિંદીઓનો પણ સૂર્ય પ્રતિ પ્રેમ અધિક હતો. ઓરિસ્સાના કનારક સ્થાનમાં સૂર્યનું એક ઘણું મોટું મંદિર છે. એની પાસે આ સ્તંભ હતો મિસરના 'ઓબેલિસ્ક'ની જેવી બનાવટ છે. તેવી બનાવટ આ સ્તંભની છે. મિસરના ઓબેલિસ્ક ઇ. સ. પૂ. ૪૦૦૦નો છે. એ વાત એમાં કોતરેલા લેખથી સિદ્ધ થઇ છે, કનારકનો સ્તંભ બનવાનો સમય હજી સુધી માલમ પડયો નથી. ગયા સૈકાના આરંભ કાળમાં મહારાષ્ટ્ર વીરો એને કનારકથી પૂરીમાં લઇ આવ્યા. એની ઉંચાઇ ૩૨ ફુટ ૮ ઇંચ છે. પહેલાં એ ચતુષ્કોણ હતો. અત્યારે એ ષોડશ (સોળ) કોણ છે. મહારાષ્ટ્રીઓએ એટલો ફેરફાર કર્યો છે.

તંત્રી

પુસ્તક ૮મું. અંક ૯ મો.

# सत्संग.

ચૈત્ર. સં. ૧૯૭૩

काव्यशास्त्रविनोदेन कालो गच्छति धीमताम् ।
व्यसनेन तु मूर्खाणाम् निद्रया कलहेन वा ॥

માસિક

## વ્હાલાને સેવા માટે આમંત્રણ.

રેખતો.—હૃદય દુઃખે ભર્યાં જગમાં, ઉકળતાં કંઈ હશે વ્હાલા!
જગત દુઃખ સાગરે ડૂબ્યાં, હૃદય જગમાં હશે વ્હાલાં!
મુખે સ્મિત શુષ્ક રંગેલું, છતાં ઉર દુઃખ–દાઝેલું;
હશે સંતાડતાં ફરતાં, હૃદય ત્રણ બાળ દુઃખ ઘેલાં,
થતાં ઉર ગિરિમાં ઉભરો, હશે વહતાં અમી ઝરણો:
મુખે સ્મિત રંગ્યું હોયે કો છુપા લૂછતાં હશે અશ્રુ.
હશે દિન ઉજળા જોયા, છતાં તમ માંહિ તે ભમતાં.
ઘણાં હૃદયો નીચે પડતાં, છૂદાતાં કંઇ હશે જગમાં.
અનિલમાં ઉડતી અણુઓ, નજર નાવે કદિ જનને,
દરદ એ દર્દીનાં તીણાં, હૃદય દર્દીજ જાણે હા!
ઘડીભર આવ વ્હાલા ઓ! જીગર સંતાપ તરછોડો;
ખસેડી આત્મના તાપો, જપિયે સેવના જાપો.
દુઃખી સૌ બાંધવો સાથે, ભળી મળિયે પછી વાતે,
હૃદય બંને થશે હલકાં, ઘડીભર ચાલતું વ્હાલા!
લૂછીશું આંસુડાં ત્હેનાં, લૂછે તેઓય આપણુનાં,
હસીશું તે હસંતાંને, રડીશું તેમનાં રૂદને.
જગતરણક્ષેત્રમાં વ્હાલા! ઝઝૂમી માટ જન સેવા,
સુસ્નેહી પ્રેમ દૃષ્ટિથી વહીશું, પડી હૈ દીનની,
મૃદુ વાણી, મૃદુ હૃદયે, અમી દૃષ્ટે, મૃદુ હસ્તે;
જનો સંતોષ શું સ્નેહે, ડૂબ્યાં જે દુઃખના દરિયે,
હૃદય આપ્યું પ્રભુએ છે, કનકની આશ શા કાજે?
હવે વ્હાલા પિતાને પે વિનવિયે સેવના દેજે.
"પિતા, જન સેવના દેજે, કનકની આશ ના હમને,
"ચિનગ઼ તુજ છાપની નીચે હમે કલ્લોલશું સ્નેહે."

સ્નેહસાગર.

## શિવોઽહમ્ *

(સોહિણી ગઝલ.)

મન હું નથી બુદ્ધિ નથી ને ચિત્ત ને ગુમાન ના
નવ શ્રોત્ર ને જીહ્વા હું તેમજ ઘ્રાણ કિંવા નેત્ર ના
નહિ વ્યોમ વળી ભૂમી નહિ ના તેજ કિંવા વાયુ હું
કિન્તુ ચિદાનન્દ સ્વરૂપે હું શિવ છું હું શિવ છું ૧

હું પ્રાણવર્ગે તેમ ના ના હું કંઇ પંચાનિલ
નવ પાણી કિંવા ધાતુ છું હું તેમ ના કંઇ કોશજ
નવ વાણિપાણિ પાદદ્વય કે ના ઉપસ્થજ હસ્ત હું
કિન્તુ ચિદાનન્દ સ્વરૂપે હું શિવ છું હું શિવ છું ૨

નહિ રાગ કિંવા દ્વેષ તેમજ લોભમોહાદિ નહીં
મ્હારા મહીં નહિ મદ કિંવા માત્સર્ય ભાન કંઇ નહિ
ધર્માર્થ કિંવા મોક્ષને કે કામ ક્રોધાદિ ન હું
કિન્તુ ચિદાનન્દ સ્વરૂપે હું શિવ છું હું શિવ છું ૩

હું પુણ્ય કિંવા પાપ ના હું સુખ ના હું દુઃખ ના
ત્યમ મંત્ર કિંવા તીર્થ ના હું વેદ ના હું યજ્ઞ ના
નવ કાંઇ ભોજન, ભોજ્ય કે ભોક્તા મહીંનો કોઇ હું
કિન્તુ ચિદાનન્દ સ્વરૂપે હું શિવ છું હું શિવ છું ૪

નહિં મૃત્યુશંકા જાતિ કેરા ભેદ પણ મ્હારા મહીં
પિતા ન હું માતા ન હું છે જન્મ પણ મ્હારે નહીં
બન્ધુ અને ગુરૂ તથા છું શિષ્ય માંહે એક હું
આનન્દ-ચિદાનન્દ રૂપે શિવ છું હું શિવ છું ૫

છે નિર્વિકલ્પી રૂપ નિરાકાર છે મ્હારૂં સહી
વિભુ વાપ્ય છુ સર્વત્રને સર્વેન્દ્રિયો મ્હારે વળી
સમત્વ છુ ને મુક્તિ, બન્ધે છું ન બંધાએલ હું
આનન્દ-ચિદાનન્દ રૂપે શિવ છું હું શિવ છું ૬

મહી સાગરને તટે બ્રાહ્મણ ગામ] નાગર. ઇ. પટેલ.

## કૈસે ભજના રામ દુગ્ધા પાસ ખડી.

ઉરે પીડે કામ, ઠરનેકા નહીં ઠામ;
કૈસે ભજના રામ, । દુગ્ધા પાસ ખડી.
આરત કરતી ખાઉ । બચ્ચે માગે બાઉં;
પ્રભુ ભજને ક્યાં જાઉં, દુગ્ધા પાસ ખડી,
લલાટ લખીયા લેખ, ભાવે ના કરરેખ;
એ માયા ઉલ્લેખ, દુગ્ધા પાસ ખડી.

નીતિ ભક્તિ ચહાઉ, હરિ ભજી હર થાઉ,
ફીર માયા વશ હોઉં, દુગ્ધા પાસ ખડી.
સત્યા સત્ય વિવેક, કરના મેં ધરી ટેક;
ભૂલવે માયા છેક, દુગ્ધા પાસ ખડી.
જીવ પણું જવ જાય, આત્મ સ્વરૂપ લહાય,
ફીર ઉન્સે ક્યા હોય, દુગ્ધા પાસ ખડી.

દેશાઇ મોતીલાલ મથુરભાઇ મહુધાવાળા.

* શ્રીમચ્છંકરાચાર્ય વિરચિત 'સ્તવ' નું ભાષાન્તર




सतासगोद्वारमाहुर्विमुक्ते तमोद्वारयोषिता सर्गासगः
श्रीमद् भागवत.

એક રાજા હતો. તેને પોતાની રાણી પર અત્યંત પ્રેમ હતો. એટલે સુધી કે નજરથી જરા પણ પ્રિયા દૂર થાય કે તેને ચેન પડતુ નહીં. પરંતુ 'मरण हि प्रकृतिः शरीराणा' એ સત્રના નિયમ પ્રમાણે રાજાના દુર્દૈવે રાણી કાળના વિકરાળ મુખમાં સપડાઈ, અને પ્રાણ ત્યાગ કર્યો. રાજા શોકથી અત્યંત વ્યાકુળ થયો અને તેણે રાણીના શબને અગ્નિ સંસ્કાર કરવા પણ ના પાડી. સર્વ અધિકારી લોકોએ રાજાને અનેક પ્રકારે શાંત્વન કરવાને પ્રયત્ન કર્યો, પરંતુ સર્વ વ્યર્થ. કોઇપણ ઉપાયે રાજાએ શબને ઉંચકવા દીધું નહીં. ભગવાન દિનમણિ અસ્ત થવા લાગ્યા, તે વખતે સર્વ લોકો હવે શું કરવું ? તે વિચારમાં પડયા, એવામાં એક ચતુર ગૃહસ્થ ત્યાં આવ્યો. તેણે સર્વ હકીકત જાણ્યા બાદ તે શહેરમાં એક દેવાયતનમા એક મહાત્મા પુરૂષ હતા, તેમની કને ગયો. અને સર્વ હકીકત મહાત્માને નિવેદન કરી. મહાત્માએ કહ્યું " વારૂ, તમે આગળ જાઓ હું પાછળ આવું છુ." મહાત્માએ તે ગૃહસ્થના ગયા પછી એક ફુટેલું વાસણ લઇ કમ્મરે લંગોટી બાંધી, રાજા જ્યાં રાણીનું શબ પકડી બેઠો હતો તે જગ્યાથી શુમારે ૫૦-૬૦ કદમના અંતરે માટીના વાસણના ટુકડા જમીન પર નાંખી " ઓ વાસણરે, ઓ વાસણરે " એવા આર્તસ્વરથી રૂદન કરી તે વાસણના ટુકડાની પ્રતીક્ષા કરવા લાગ્યો. મહાત્મા એના મોટા સાદે રૂદન કરવા લાગ્યા કે રાજાની પાસે બેઠેલા સર્વ લોકોનું લક્ષ તે તરફ દોરવાયું. મહાત્માનું રૂદન ઘણા વખત સુધી ચાલ્યું તે રાજાને પણ કાને પડયું. અને તેનું લક્ષ તે રૂદન તરફ ખેચાયું, રાજા ક્ષણભર પોતાનું દુ:ખ ભૂલી જઇ " આ મહાત્મા આવા મોટા રૂદનથી શા માટે રડતા હશે ? તેની તપાસ કરો." " પણ અમને ખબર નથી " એવો જવાબ પાસે બેઠેલા મંડળે આપ્યો, એટલામાં મહાત્માનું રૂદન વધારે મોટા સ્વરથી નીકળવા માંડયું, એટલે રાજા પોતાની જગ્યા ઉપરથી ઉઠી મહાત્મા પાસે જઈ પુછવા લાગ્યો-" મહારાજ ! આપ શા માટે રડો છો ? " મહાત્માએ કંઇ ઉત્તર ન આપતા વધારે વધારે રડવા માડયું. રાજાએ પુનઃ બે ત્રણવાર પુછ્યું, ત્યારે મહાત્માએ કહ્યું-" આ મારૂં માટીનું વાસણ ઘણા દિવસનું સાથી હતું, અને તેનાપર મારો અપ્રતિમ સ્નેહ હતો, જે મારા દરરોજના ઉપયોગનું હતું તે આજે ફુટી ગયુ છે, નાશ પામ્યું છે તેથી હુ રડુ છું."

રાજાએ કહ્યુ-"તેમાં શું ? હું તમને બીજું વાસણ અપાવું છું રડો નહીં." મહાત્માએ કહ્યુ" મારે બીજું ન જોઇએ, મારે તો તે ફુટેલુંજ જોઇએ." રાજાએ કહ્યું " મહાપુરૂષ! માટીનુ વાસણ જે ફુટયું તે પુનઃ કેવી રીતે મળી શકે ? હું તમને બીજું અપાવું છું. " રાજાનો ઉત્તર સાંભળી તે મહાપુરૂષ બે ત્રણ મિનિટ સ્તબ્ધ રહી પછી શાન્તપણે બોલ્યા " રાજા ! મનુષ્યનું બનાવેલું વાસણ જ્યારે ફુટયું અને તે પાછું મળી શકતુ નથી ત્યારે ઇશ્વરે બનાવેલાં હાડ માંસના માણસે પ્રાણ ત્યાગ કર્યા બાદ પુન: જીવિત કેવી રીતે થઇ શકે ? અને પુનઃ તે આપણને કેવી રીતે પ્રાપ્ત થઇ શકે ?

મહાત્માના એ શબ્દો રાજાને કાને પડતાંજ તેના હૃદયમાં જ્ઞાનનો ઉદય થયો. તેનો મોહ નાશ પામ્યો, અને પોતાની ભૂલ તેને માલમ પડી. તેણે તે રાણીના શબને લઇ જ-

વાને આજ્ઞા આપી. અને મહાત્માને ચરણે નમ્યો.

તાત્પર્ય કે, સાધુની સંગત (સત્સંગ) નો મહિમા વિલક્ષણ છે. મહાત્માની બે ત્રણ મિનિટ સંગત થઇ. તે રાજાના પર પડતાંજ તે પોતાનું દુઃખ ભૂલી ગયો, અને બીજાનાં દુઃખમાં તેનું લક્ષ જતાંજ તે દુઃખ જાણવાની તેની ઇચ્છા થઇ, અને માટીના વાસણના ઉદાહરણથી તેને પોતાનાં કૃત્યની નિષ્ફળતા તુર્તજ માલમ પડી, અને તે આપોઆપ મોહ મુક્ત થયો. તેનો સ્પષ્ટ અર્થ એવો થયો કે, પ્રથમ સાધુની સંગત થાય છે, પછી વિચાર વિષયમાં પ્રવૃત્તિ થાય છે, પછી સંભાષણ, પછી સહવાસ, અને પછી તેના ચરણના સ્પર્શથી અજ્ઞાન નિવૃત્તિ, અને શોક ભંગ થઇ, પૂર્વનું પોતાનું સ્વરૂપ, અને શાન્તિ સુખ પ્રાપ્ત થાય છે. પ્રત્યક્ષ કૃતિ સંભાષણ કરતાં અતિ ત્વરિત ફળરુપ થાય છે. " Example is *better than precept* "એ ઇંગ્રેજી સુત્રથા સુજ્ઞ વાંચકને ખાત્રી થશે.

પારડી } અમ્બેલાલ સવરામભાઈ દેશાઇ.



દુનિઆમાં ત્રણ જણ હમેશાં દુખી થાય છે. નાદાન, નાહિંમત અને નાવારસ.

મિત્રાઈનો નાશ કરનાર ત્રણ છે. આળસ, નાદાન દોસ્ત અને સ્ત્રીની ગુલામગીરી.

ઉતાવળે પ્રસિદ્ધ ત્રણ ચીજ થાય છે. સખાવત, સ્ત્રીને કહેલી ગુપ્ત વાત, અને જાર કર્મ.

મિત્રાઇ કરવાને નાલાયક ત્રણ છે. કુર્ગ, કપટી અને કુલક્ષણી.

દુનિયામાં નિર્ધન ત્રણ છે-સ્ત્રી, સેવક અને કંજુસ.

તજવા લાયક ત્રણ છે. પરધન, પરસ્ત્રી અને પરનિંદા.

## નેપાલમાંની કેટલીક સામાજિક રીતભાત.



નિસર્ગ દેવતાનું અદ્વિતીય, રમણીય ક્રીડાસ્થાન જે હિમાલય પર્વત તેમાં નેપાલ એ એક ડુંગરી સંસ્થાન છે. નેપાલ હિન્દુસ્તાનનો એક ભાગ છે પરંતુ તે સ્વતંત્ર છે. ત્યાંના રાજા હિન્દુજ છે. પ્રસ્તુત સમયમાં હિન્દુ ઓનું સુપ્તવીર્ય તેજ ઠેકાણે જાગૃત છે. એમ કહેવામાં હરકત નથી! ગિરિવર હિમાચલ શુભ્ર શિરસ્ત્રાણ પરિધાન કરી નેપાલીરાજના દ્વારપાળનું કામ કરે છે! અસ્તાચલગામી ભારત સંસ્કૃતિ રૂપી સૂર્ય સાંપ્રત કાળે આ ઠેકાણે પોતાનાં ક્ષીણ કિરણ વિસ્તારીને રહેલો છે. હિન્દના આ સ્વતંત્ર દેશની સામાજિક રીતિનીતિમાં પણ પૂર્વસંસ્કૃતિના સ્વાતંત્ર્યનો પ્રવાહ અત્યારે અવિરત વહે છે. અનેક વર્ષોથી પરસુખાપેક્ષી બની રહેલા પુરાણ પ્રિય ભારતીય સમાજમાં જે કાંઇ બાબતો અનિષ્ટ, અસભ્ય ને અધોગતિજનક માનવામાં આવે છે તે સ્વતંત્ર નેપાલી સમાજમાં ઇષ્ટ, સભ્ય ને પ્રગતિપર ગણવામાં આવે છે.

શરીર રચના ઉપરથી જોતાં નેપાલમાં બે ભિન્ન માનવી વંશના લોકો દેખવામાં આવે છે. આર્ય અને મોંગોલિયન. આર્યવંશ પૈકી બ્રાહ્મણ જાત માત્ર ત્યાં શુદ્ધ ને મિશ્ર છે અને મોંગોલિયનમાં નેવાર, ગુરુંગ, મગર તથા લામા જાતિનો સમાવેશ થાય છે. નેપાલના હાલના રાજા ક્ષત્રિય જાતિના હોઇ આર્ય તથા મોંગોલિયન જાતિના સંમિશ્રણથી એ ક્ષત્રિય જાત ઉત્પન્ન થએલી છે.

ધર્મભેદથી જોવા જતાં નેપાલમાં બે ધર્મ છે. હિન્દુધર્મ-મુખ્યતઃ શૈવમાર્ગ ને બૌદ્ધધર્મ. બ્રાહ્મણ તથા ક્ષત્રિય સર્વ શૈવમાર્ગી છે. નેવાર ગુરુંગમાં પણ કોઇ કોઇ શૈવમાર્ગી છે અને લામા બૌધમાર્ગી છે. આ સિવાય નેવાર, ગુરુંગ તથા

મગર જાતિમાં પણ કેટલાક બૌદ્ધધર્માનુયાયી છે. શૈવ તથા બૌદ્ધ બન્ને ધર્મના અનુયાયી પોતાને હિન્દુ ગણે છે અને આપણામાં જેમ સ્માર્ત તથા વૈષ્ણવમાં શરીર સંબંધ હોય છે તેમજ એ બન્નેમાં વૈવાહિક સંબંધ હોય છે. બ્રાહ્મણોનું પૌરોહિત્ય બૌદ્ધ સ્વિકારતા નથી. અહીં બ્રાહ્મણ તથા બૌધધર્મી વચ્ચેનો પરસ્પર વ્યવહાર જોઇ આશ્ચર્ય થાય છે. કારણ કે બૌદ્ધાનુયાયીનું ' અહિંસા પરમો ધર્મ. ' એ એક મુખ્ય તત્ત્વ છે છતાં શૈવપંથી બ્રાહ્મણોનો તેમની સાથે વિવાહ થાય છે ! નેપાળમાં બૌદ્ધ તથા ઇતર સર્વ ધર્મના અનુયાયીઓમાં માતુલકન્યા વિવાહ પ્રચલિત છે !

નેપાલમાં હિન્દુસ્તાન પ્રમાણેજ બ્રાહ્મણ એ શ્રેષ્ટ વર્ણ મનાય છે. બ્રાહ્મણોનેજ નેપાલી સમાજમાં ઉચ્ચત્વ મળે છે અને રાજગુરુત્વ તથા રાજપૌરોહિત્ય તેમની પાસેજ હોય છે. રાજગુરુને ત્યાં ' ધર્માધિકારી ' એવી સંજ્ઞા છે. વર્ણ-વ્યવસ્થા તથા ધર્મ સંબંધી પ્રત્યેક બાબતની મીમાંસા ધર્માધિકારી પાસેજ થાય છે. નેપાલમાં બ્રાહ્મણોને ગમે તે બ્રાહ્મણેતર જાતિની યુવતિ સાથે વિવાહ કરવાની પરવાનગી છે. પરન્તુ એવા વિવાહથી ઉત્પન્ન થયેલી સંતતિની બ્રાહ્મણોમાં ગણના ન થતાં ક્ષત્રિય જાતિમાં ગણના થાય છે ? બ્રાહ્મણેતર અન્યવર્ણીય પુરુષોને બ્રાહ્મણ સ્ત્રી સાથે વિવાહ કરવાની કાયદાથી મના છે. બ્રાહ્મણ પ્રમાણેજ ક્ષત્રિય જાતિના પુરુષને નેવાર ગુરુમ, મગર તથા લામા ઇત્યાદિ જાતિની સ્ત્રી સાથે વિવાહ કરવામાં આવે છે અને તે વિવાહથી ઉત્પન્ન થએલી સંતતિની પણ ક્ષત્રિય જાતિમાંજ ગણના થાય છે.

નેપાલમાં બ્રાહ્મણ વિધવાને હિન્દુસ્તાનની ઉચ્ચ વર્ણી વિધવા પ્રમાણે કઠોર વૈધવ્ય વ્રત ગ્રહણ કરવું પડતું નથી ! નેપાલમાં વિધવાઓને પુનર્વિવાહ કરવાની છૂટ છે. પુનર્વિવાહિત બ્રાહ્મણ સ્ત્રીથી થએલી સંતતિ નેપાળી સમાજમાં બ્રાહ્મણના જેવુંજ માન પામે છે. ઇતર બ્રાહ્મણો પ્રમાણેજ પુનર્વિવાહિત સ્ત્રીના પુત્રને દાનાદિ ગ્રહણ કરવાનો અધિકાર છે. પરંતુ એટલું ખરૂં કે શુદ્ધ બ્રાહ્મણોનું જેટલું ગૌરવ હોઇ શકે તેટલું પુનર્વિવાહોત્પન્ન બ્રાહ્મણનું હોતું નથી. કાયદાએ બ્રાહ્મણને જે છૂટ આપી છે તે પુનર્વિવાહિત બ્રાહ્મણને આપી નથી. ઉદાહરણાર્થ. ખુનનો આરોપ સાબિત થયો હોય તેવા બ્રાહ્મણને નેપાળી કાયદામાં દેહાન્ત પ્રાયશ્ચિત આપવામાં આવતું નથી પરંતુ પુનર્વિવાહોત્પન્ન બ્રાહ્મણ ખુની ઠર્યો કે તેને ખુશીથી ફાંસીની શિક્ષા કરવામાં આવે છે !

ક્ષત્રિય તથા ઇતર જાતિની વિધવાઓને મત્સ્યમાંસ ભક્ષણ કરવામાં હરકત નથી ! એ સમાજમાં સધવા તથા વિધવાને ઓળખવાનાં ચિહ્ન જુદાં છે. પણ વિશેષ ફેર નથી. ગળામાં માળા ને હાથમાં બંગડીથી સધવા ઓળખાય છે. બાકીનો પહેરવેશ સરખોજ છે. ત્યાં પુનર્વિવાહનો ચાલ પ્રચલિત છે પણ રાજકુટુંબની સ્ત્રીઓમાં તેની મના છે.

નેપાલના રાજાને 'ધિરાજ' કહે છે. સામાન્ય લોકોની ને રાજાની વિવાહ ક્રિયામાં તફાવત છે ! વિવાહની રાત્રે નેપાલાધિપતિ એકજ વખતે બે ક્ષત્રિય કન્યાઓનું પાણિગ્રહણ કરે છે. આ કન્યાઓ પાછળથી રાણીપદારૂઢ થાય છે. આ બન્ને રાણીમાંનો પ્રથમ પુત્ર ગાદીવારસ ગણાય છે. રાજાનો વિચાર હોય તો બ્રાહ્મણ કન્યા સાથે તે લગ્ન કરી શકે છે. રાજ્ય પરિવારમાં અનેક દાસીઓ હોય છે તેમને 'કેટી' કહે છે. એ કેટીઓ રાજાશ્રય ઉપરજ અવલંબી રહે છે. કોઇ કેટીને રાજાથી સંતાન પ્રાપ્તિ થાય તો તે પણ રાણીપદ પામી શકે છે. કેટી રાણીથી થએલા પુત્રને 'સાહેબજી' ને કન્યાને ' શાહજાદી ' કહે છે. આ સર્વ પરિવારને જોર ભંડારમાંથી માસિક વેતન મળે છે.

નેપાલના મુખ્ય પ્રધાનને 'મહારાજ' એવો ખેતાબ છે. ને તેની રાણીને 'મહારાણી' કહેવાનો ચાલ છે. નેપાલનો રાજા નામનો રાજા

હોઇ સર્વસત્તા મંત્રીના હાથમાં હોય છે અને તેથીજ તેને મહારાજા કહેવામાં આવે છે. રાજાની તથા મંત્રીની રાણીઓના નામમાં ઘોટાળો ન થાય માટે ધિરાજની રાણીને 'શ્રી પંચ મહારાણી' અને મંત્રીની પત્નીને 'શ્રીતીન મહારાણી' એમ કાંઇક ભિન્ન નામે બોલાવવામાં આવે છે. રાજાની સંતાન પ્રાપ્તિ પામેલી કેટી જેમ રાણીપદ પામે છે તેમજ મંત્રીથી પુત્ર પામેલી કેટી મુખ્ય મંત્રીની 'મહારાણી' હોઇ શકે છે. મંત્રીથી ઉત્પન્ન થએલ કેટીનો પુત્ર નેપાળ સંસ્થાનના સૈન્યમાં જનરલ સેનાનાયકના પદ સુધી ચડે છે. પરંતુ તે મુખ્ય પ્રધાન થઇ શકતો નથી. મુખ્ય મંત્રીની મરજીથી કોઇ કેટીને 'શ્રી તીન રાણી' ના પદ ઉપર ચડાવવામાં આવે અને અભિષેકથી 'શ્રીતીનરાણી' પદ પ્રાપ્ત થાય તો તેના પુત્રને વિવાહિત પત્નીના પુત્ર પ્રમાણેજ નેપાલના મુખ્ય પ્રધાનની જગ્યા મળવામાં હરકત રહેતી નથી.

નેવાર જાતિની વિવાહ પદ્ધતિ ભિન્ન છે. નેવાર સ્ત્રી વિધવાજ થતીજ નથી! કન્યા બાળપણમાં પ્રથમ એક ફળની સાથે મોટા સમારંભથી પરણે છે. અને તેજ ફળ તેનો કાયમનો પતિ રહે છે! જ્યાં સુધી તે સ્ત્રી સુરક્ષિત હોય છે ત્યાં સુધી તે સૌભાગ્યવતી ગણાય છે તેના પિયરમાં તે ફળનું ઘણી કાળજીથી રક્ષણ કરવામાં આવે છે. કારણ કે દૈવયોગે એ ફળ જો નાશ પામે તો તેને કપાળે વૈધવ્ય આવે છે! યૌવન પ્રાપ્ત થાય પછી તે ફળની સ્ત્રી બનેલી નેવાર તરુણી કોઇ લાયક પતિ સાથે ફરીને લગ્ન કરે છે. વિવાહની રાત્રે પતિ તે પત્નીને વિવાહબન્ધનચિહ્ન તરીકે એક સોપારી દે છે અને તે પોતાના લુગડાને છેડે બાંધી રાખે છે.

નેવાર સ્ત્રીને પોતાના એ બીજા પતિનો ત્યાગ કરવાની ઇચ્છા થાય તો તે તેમ કરી શકે છે. જ્યારે તેને પતિનો ત્યાગ કરવો હોય ત્યારે તે સવારમાં વહેલી ઉઠે છે અને પ્રથમ ધણીએ વિવાહ બંધન ચિહ્ન તરીકે આપેલી સોપારી છોડી તેનેજ ઓશીકે મૂકી તે ઘરમાંથી ચાલી નીકળે છે, એમ કર્યા પછી તેનો તે પુરુષ સાથે બીલકુલ સંબંધ રહેતો નથી. નેવાર સ્ત્રી જેમ એક પતિ છોડી શકે છે તેમ અન્ય પતિનો સ્વીકાર પણ કરી શકે છે. સમાજમાં તેને કોઇપણ જાતનો પ્રત્યવાય નડતો નથી. તે સ્ત્રીને ગમે તેટલા પતિ થઇને મરી જાય પણ જ્યાં સુધી તેનો પહેલો પતિ ફળ કાયમ હોય ત્યાં સુધી તે વિધવા થતી નથી!

લાબા જાતિની વિવાહ પદ્ધતિ ક્ષત્રિય તથા નેવાર કરતાં અત્યંત નિરાળી છે આ જાતિમાં બહુ પતિત્વ પદ્ધતિ પ્રચલિત છે. એટલે લાબા સ્ત્રી એકજ વખતે અનેક પુરુષોની સાથે વિવાહ કરી શકે છે. બે ત્રણ કે તેથી વધારે સગાભાઇઓ એક સ્ત્રી સાથે વિવાહ કરે એવો લાબા જાતિમાં સંપ્રદાય છે. આવા વિવાહથી પ્રથમ ઉત્પન્ન થનાર છોકરો સૌથી વડિલભાઇના પુત્ર તરીકે ઓળખાય છે.

નેપાલી સમાજમાં વિવાહભંગ પદ્ધતિ પણ પ્રચલિત છે. એકાદ પુરુષને અસાધ્ય રોગ થયો કે એકાદ પુરુષ પોતાની પત્ની સિવાય ઘણાં વર્ષ પરદેશમાં રહ્યો તો તેની પત્ની તેનો ત્યાગ કરીને અન્ય પુરુષની સાથે વિવાહ કરી શકે છે. તેવીજ રીતે સ્ત્રીપુરુષને બને નહિ તો તેઓ એકબીજાથી છૂટાં થઇ શકે છે. એકાદ સ્ત્રીએ પોતાના સ્વીકૃત પતિને ઇચ્છા વિરુદ્ધ તેનો ત્યાગ કરીને સ્વેચ્છાથી અન્ય પુરુષની સાથે વિવાહ કર્યો હોય તો નૂતન વિવાહિત પુરુષને તેના પૂર્વપતિને થએલા લગ્નનું ખર્ચ કાયદાની રૂઇએ આપવું પડે છે. એકાદ પુરુષે કાંઇપણ કારણ વિના પોતાની પત્નીનો ત્યાગ કર્યો હોય તો જ્યાં સુધી તે સ્ત્રી અન્ય પુરુષની સાથે લગ્ન કરે નહિ ત્યાં સુધી તેનો સર્વ ખર્ચ તે પતિને આપવો પડે છે!

નેપાલી સમાજમાં ઔરસપુત્ર પ્રમાણેજ ઉપપત્નીના છોકરાને પણ સંપત્તિમાંથી ભાગ મળે છે. ઉપપત્નીના છોકરાને એ સમાજમાં તુચ્છ માનવામાં આવતો નથી. ઉપપત્નીથી

સંતાનોત્પાદન કરવાની પદ્ધતિ નેપાલી સમાજમાં પ્રચલિત છે. એ પદ્ધતિએ ઉત્પન્ન થએલા પુત્રને પોતાના પિતાની સંપત્તિનો છઠ્ઠો ભાગ મળે છે એક માણસને બે વિવાહિત સ્ત્રીઓ તથા એક ઉપપત્ની હોઈ તે વિવાહિત સ્ત્રીઓથી ૭ ને ઉપપત્નીથી બે પુત્ર થયા તો તેના મરણ પછી તેની સંપત્તિના ૭ ભાગ કરી પાંચભાગ પેલા ૭ ઔરસ પુત્રોને અને એક ભાગ ઉપપત્નીના બે પુત્રોને મળે છે.

નેપાલી સમાજમાં સ્ત્રીઓના વિવાહ માટે વયનું કોઇપણ પ્રકારનું બંધન નથી ! કન્યાના લગ્ન સત્વર કરી ને અગાધ પુણ્ય સંચય માટે મંગળાગૌરીની પૂજા કરવી આવશ્યક છે એ વાત ઉપર નેપાળી લોકોને વિશ્વાસ નથી. કિંવા વિવાહ પહેલાં કન્યા ઋતુમતી થાય તો તેના પિયરની બેંતાળીશ પેઢીને નરકવાસ ભોગવવો પડે એ વાતની પણ તેમને ભીતિ લાગતી નથી. નેપાલમાં સાધારણ રીતે તેરથી તેવીશ વર્ષના દરમ્યાન કન્યાનાં લગ્ન થાય છે. કન્યાના લગ્ન-ની વયામર્યાદા ઠરાવેલી નથી. તેથી તેમજ ભિન્ન ભિન્ન પ્રકારની વિવાહ પદ્ધતિ હોવાથી હિન્દુસ્તાનમાં બહુધા જ્યાં ત્યાં જે પ્રમાણે કન્યા-ના બાપને પોતાની કન્યા માટે વર શોધી કાઢી વરદક્ષિણા, માનપાન, ઇત્યાદિક કાર્યોમાં પોતાના ઘરની મિલ્કત નાશ કરી ભિખારી થવાનો પ્રસંગ આવે છે તેવી રીતે નેપાળી સમાજમાં કન્યાના પિતાને તેવો સમય કદી પણ આવતો નથી.

નેપાલમાં અનેક વિવાહ પદ્ધતિ કાયદેસર હોવાથી ભ્રૂણ હત્યા જેવાં મહત્ પાપ બનતાં નથી ! ત્યાંની ઉદાર વિવાહ પદ્ધતિને લીધે સર્વ સ્ત્રી પુરૂષ ગૃહસ્થાશ્રમમાં સૌખ્ય અને આનંદથી આયુષ્ય વ્યતીત કરી શકે છે. ગુરખાઓના અપૂર્વ પરાક્રમોને લીધે આજ સમગ્ર જગતમાં ભારત વર્ષને ગૌરવ પ્રાપ્ત થએલું છે તેમનામાં વીર્યના કાયમના વાસ 'આદેનાં જે કાંઇ નાના વિધ કારણો છે તેમાં નેપાળની ઉદાર વિવાહ પદ્ધતિ એ મુખ્ય છે, એમ કહેવામાં કાંઇપણ હરકત નથી ! ×

બરવાળા ધંધુકા . . . હીરજી ?

× મરાઠી ઉપરથી.

# દારૂથી દૂર રહો !

દેશે દેશ અને ગામે ગામ, ગલીએ ગલીએ અને ફળીએ ફળીએ, દારૂથી દૂર રહો! દારૂથી દૂર રહો ! એમ આકાશ સાથે વાતો કરતી અદાલતો, ઘા અને રોગ માત્રથી થતા વિકારોથી સળગતી ઇસ્પીતાલો, અને વર્ષો વર્ષ વધારે વિશાળ કરવી પડતી જેલો અને ગાંડા-ના ગૃહોમાંથી દૂર પણ ઉભો થતો ધાડો, રણ-શિંગડાથી પણ વધારે કાન ભેદી નાખે એવો તીણો અને એ સુરો અવાજ—દારૂથી દૂર રહો જે હરહમેશ સંભળાયા કરે છે, તે પર સહેજ લક્ષ આપો; સ્મશાનમાં સળગી પોતાના બળી-દાનથી પોકાર કરતી સ્ત્રી પુરૂષ અને બચ્ચાંઓની હજારો લાશો, અને જીવતાં મુએલાં જેવાં ફરતાં, સુકાં, માઇ કાંગલાં, મરવાને આળશે જીવતાં કરોડો કંગાલ માણસો, સીનેમેટો-ગ્રાફ કરતાં પણ સજજડ અસર કરે એવાં પોતાનાં દારૂના પરિણામ રૂપ પંડોથી, હે, ભાઇઓ ! દારૂથી દૂર રહો ! દારૂથી દૂર રહો " એમ જાણે પોકાર કરતાં આપણી નજર આગળ જાગતા અને ઉંઘતા ખડા થાય છે, તે તરફ જરા દૃષ્ટિ કરો અને સમજો કે—દારૂથી જોર આવતુ નથી, પણ જોર જાય છે. દારૂથી ટાઢ ઉડતી નથી, પણ ટાઢ વાય છે. દારૂથી ભૂખ લાગતી નથી પણ ભૂખ મરી જાય છે. દારૂથી મગજ તર થતું નથી પણ ખાલી થાય છે. દારૂ રોગનો ભોગ નથી પણ દારૂ રોગનો દોસ્ત રોગનું મૂળ છે દારૂ દેખીતો સારો, સુંદર, સોહામણો અને સુંવાળો પણ તદન ઉંડો, પાછો ફરી ન શકાય તેવો, ધનને ધકેલી મુકનારો, સુખને સદાકાળને માટે સુવાડી દેનારો દુઃખ માત્રનાં દ્વાર ઉઘાડનારો, આ સ્વર્ગરૂપી સંસારમાંથી છેક નીચે ભગભગતા અંધારાથી ભરેલ નરકમાં મેલી મુકનારો અનહદ ઉંડો ખરો છે.

ભાઇઓ જે જે બુરી બદીઓમાં ફસાઇ લોકો તન મન અને ધને પાયમાલ થાય છે, તેમાંની સૌથી બુરામાં બુરી બદી દારૂ પીવાની છે. એક વખતે કેવા જબરા ગોલાઓ અને કુંભારો હતા ! તેઓ કયાં ગયા તેની તપાસ કરશો, તો તરતજ સમજાશે કે તેઓ દારૂ પી શરીરે ખરાબ થયા. ઘર બાર પૈસા ટકા દારૂમાં ગુમાવી કંગાલ અવસ્થામાં આવી બચ્ચાં છોકરાંને રવડતાં મુકી મરી ગયા. આટલું આટલું કમાતા છતાં ઘોબીઓનું ઉંચું ન આવવાનું કારણ પુછો તો તમને દારૂ એજ જવાબ મળશે. અન્ય ધંધામાં જોડાયલા કારકુનો, માસ્તરો ગુમાસ્તાઓ કરતાં વધારે આવકવાળા મીલના મજુરો ખરાબ, ગંદા અને સગવડ વગરનાં ઘરોમાં કેમ રહે છે, તે આંખો ઉઘાડી ફરી ફરી જુઓ તો દારૂજ તેનું મુખ્ય કારણ જણાશે. આટલું આટલું કમાતા છતાં તેમના મોઢાપર કેમ નુર દેખાતું નથી. તેનું કારણ શોધો તો દારૂજ માલમ પડશે. આટલું આટલું ખરચ કરવા છતાં તેમનાં શરીર લાસ થયેલા કેમ દેખાય છે. તેની તપાસ કરો તો દારૂ અને તેને પગલે પગલે ચાલતી અન્ય બદફેલીઓજ એનું ખરૂં કારણ છે એમ ખાતરી થશે. આવો સારો દરમાયો મળવા છતાં તેમના છોકરા કેમ અજ્ઞાન અને ભીખારી જેવાં ફરે છે, તેનો કયાસ કરો તો દારૂજ એ સઘળાં દુઃખનું મૂળ કારણ છે એમ તરતજ માલમ પડશે.

ભાઇઓ અઠવાડીએ પખવાડીએ, મહીને, છ મહીને એકવાર તમારા પડોશમાં આવેલા પીઠાં તરફ પગ કરો. અને તમારાજ ઓળખીતા પાળખીતા આડોશી પાડોશી. ન્યાતના જાનના અને અન્ય લોકો અજ્ઞાનમાં, કોઇ લહેર ખાતર, કોઇ જોર ખાતર, કોઇ થાક ઉતારવા, કોઇ ભુખ ઉઘાડવા એમ અનેક અનેક બહાનાં કાઢી, કોઇ પોતાના કોઇ પારકાના કોઇ કમાઇનાં કોઇ ચોરીના એમ અગણિત રીતે મેળવેલા પૈસા કેવી રીતે ફુંકી દેછે તે જરા જુઓ, આ દારૂ રૂપી દુશ્મન તમને કેવી રીતે પાયમાલ કરવા મચી રહ્યો છે. તે તપાસો અને શાંત ચિત્તથી આ દુશ્મનનો શી રીતે પરાજય કરવો તેનો નિશ્ચય કરો. યાદ રાખો ભાઇઓ કે દારૂ વિનાશ માત્રનું મૂળ, પાયમાલીનું પહેલું પગથીયું, પૈસો, ટકો અને આબરૂ જાન ગુમાવવાનો સડકનો માર્ગ છે. માટે દારૂથી દૂર રહો ને બીજાઓને દૂર રાખો.

દારૂમાં મુખ્ય તત્વ આલ્કોહોલ હોય છે, જે સાક્ષાત્ ઝેર છે. દરેક જાતના દારૂમાં તે વધતા ઓછા પ્રમાણમાં હોય છેજ. જે નીચેના કોષ્ટકથી વાચકને માલમ પડશે.

| દારૂનું નામ. | આલ્કોહોલ સેંકડે. |
|---|---|
| રમ | ૬૦ થી ૭૫ |
| વીસ્કી | ૪૦ થી ૬ |
| બ્રાન્ડી (બ્રિટિશ) | ૫૦ થી ૬ |
| બ્રાન્ડી (ફ્રેંચ) | ૫૦ થી ૫૫ |
| જીન | ૪૮ થી ૬૦ |
| પોર્ટવાઇન | ૧૫ થી ૧૮ |
| શેરી | ૧૪ થી ૧૮ |
| મદિરા | ૧૪ થી ૧૭ |
| કેલેરેટ | ૮ થી ૧૨ |
| બર્ગાન્ડી | ૮ થી ૧૪ |
| બીટર આઇલ | ૬ થી ૯ |
| પોર્ટ | ૪ થી ૭ |
| બીયર | ૨ થી ૪ |
| જીંજર બીયર | ૧ થી ૨ |

**હિન્દનો ઘણો ભાગ દારૂથી વિરૂદ્ધ છે.**

"ઇન્ડીયન ટેમ્પરન્સ રેકર્ડ"ના છેલ્લા અંકમાં એક લેખક ટાંકી બતાવે છે કે હીંદુસ્તાનનાં લોકોનો ઘણો મોટો ભાગ દારૂની વિરૂદ્ધ છે, અને દારૂથી થતી ખરાબી માત્ર થોડા હજાર કે જેઓનો પીવાનો રિવાજ છે તેઓને આભારી છે. લેખક પૂછે છે કેઃ—

ધારો કે હીંદુસ્તાનની સરકાર દારૂને આવતો તેમજ બનાવાતો અને વેચાતો બંધ કરે (સિવાય કે વૈદક ખાતાને અર્થે અને તે પણ સખ્ત દેખરેખ હેઠળ) તો પરિણામ શું આવે?

મુસલમાનોને તો પીવું જોઇએજ નહી. એ લોકોના ધર્મમાં દારૂ પીવાને માટે સખ્ત મનાઇ કરવામાં આવી છે. એમ છતાં તેઓમાંથી કેટલાક પીનારા છે પણ એ પીનારાઓ ગવર્નમેન્ટના આવા હુકમ સામે બોલવાની હીમત કરી પોતાની ન્યાતમાં અને ધર્મના માણસોનો ગુસ્સો વ્હોરી લેવાને જોખમ ઉઠાવે નહીં, જો એવાં ગવર્નમેન્ટ હુકમને માટે મુસલમાનોના મત લેવામાં આવે તો લગભગ બધાજ મુસલમાનો દારૂને રજા આપવાના મતનેજ મળતા થશે. આમાં કોઇ શંકા લાવી શકશે નહીં. જો ગવર્નમેન્ટ આવો કાયદો અમલમાં મૂકે તો ફકત મુસલમાનોમાંથીજ એ કાયદાને અનુમોદન આપવા સાડા ૭ કરોડ મત મળે.

હવે ઉંચવર્ણના હીંદુઓ તો કેફી પીણાની વિરૂદ્ધજ છે. આ લોકોમાં પણ મુસલમાનની માફક કેટલાક પીનારા નીકળશે, પણ તેઓ જાહેરમાં હીમાયત કરી શકશે નહી. અને મધ્યમ વર્ગના હીંદુઓમાંથી પણ ઘણો મોટો ભાગ દારૂથી દૂર છે, એમ ખુશીથી કહી શકીશું અને નીચવર્ણોમાં પણ ઘણી એવી ન્યાત છે કે જેમાં દારૂ પીવાની મનાઇ કરવામા આવી છે, અને જ્યાં સુધી બ્રાહ્મણો ખરા જીગરથી આનો અટકાવ કરી શકશે ત્યાં સુધી એ પ્રતિબંધ એમનો એમજ રહેશે. ચમાર લોકો તાડી અને ગામઠી દારૂ ખૂબ પીએ છે એમ ધારવામાં આવે છે. અને એ ખરૂં પણ છે. પણ મારા સાંભળવામાં આવ્યું છે કે કલકત્તાના જોડા બનાવનારાઓએ એકત્ર થઇ કાયદો કર્યો છે કે ન્યાતમાંનો કોઇ પણ માણસ પીધેલો માલમ પડશે તો તેને સજા, કરવાંમાં કાંતો ન્યાત બહાર કરવામાં આવશે. અને આ હીલચાલ એજ ન્યાતમાં ઉત્તર હીન્દુસ્તાન તરફ પણ ઘણી ખરી થતી સાંભળવામાં આવે છે. હવે જો સરકાર તરફથી હીંદુઓને પુછવામાં આવે કે "દારૂ વેચવાને માટે તમારો શો અભિપ્રાય છે?" તો પરિણામ શું આવશે? હું ધારૂં છું કે લગભગ બધાજ હિંદુ દારૂ નહીં જોઇએ એવોજ અભિપ્રાય આપશે એમાં કોઇ પણ શક લાવી શકશે નહીં. જો આ ખરૂં છે તો પછી હીંદુસ્તાનની બે મોટામાં મોટી જાત કે જેનો આંકડો હિંદની કુલ વસ્તીનો ૮૫ ટકા જેટલો છે, તે ખચીત રીતે દારૂની વિરૂદ્ધ છે.

## દારૂ અને શરીર.

દારૂના અર્કથી મનુષ્યના દરેક ભાગને નુકશાન છે.

આરોગ્ય, સખ્ત મહેનત, સ્પષ્ટ વિચાર કરવાની શક્તિ ને લાંબી જીંદગી એઓનો તે વેરી છે.

**લોહી**—દારૂનો અર્ક લોહી ઉપર એવી અસર કરે છે, કે તેમાંનાં રાતાં કોમળ બિન્દુઓ સુકાઇને કઠણ થાય છે, તથા પોતાનું રૂપ બદલે છે. તેથી તેઓ પ્રાણવાયુને ફેલાવવા અશક્ત થાય છે, વળી સફેદ કોમળ બિન્દુઓ ઉપર તેની એવી અસર થાય છે. કે તેઓને નુકશાન થાય છે, ને તેથી તેઓ ઉડતા રોગોથી માણસને બચાવવા અશક્ત થાય છે. દારૂનો અર્ક લોહીમાંનું પાણી સુકવી નાંખે છે, તેથી લોહી જાડું થઇ ખોરાકને શરીરમાં ફેલાવવા તથા નકામી વસ્તુઓને દૂર કરવા ઓછું શક્તિમાન થાય છે. દારૂનો અર્ક લોહી ઉપર એવી અસર કરે છે કે જ્યારે લોહી શરીરમાંથી નીકળે છે, ત્યારે તે જાડું થતું નથી, ને તે કારણથી ઘાને સાજા થતાં વધારે વાર લાગે છે.

**લોહીની રગો**—દારૂના અર્કથી લોહીની જે રગો શરીરની સપાટી ઉપર હોય છે, તેમાં લોહી બાઝી જાય છે, ને તેથી તે રગો મોટી થાય છે. તે એવી સ્થિતિમાં આવે છે, તેથી જે ગરમી શરીરમાં રાખવાની જરૂર છે, તે ઉડી જાય શરીર ઠંડુ થાય છે. આગળ જતાં તે રગો ઢીલી થઇ જાય છે. તેથી લોહી તેમાં ભરાઇ રહે છે. તેટલા માટે દારૂડીઆઓનાં નાક લાલ થાય છે. આજ કાલના મુસાફરો જાણે છે કે દારૂના અર્કથી શરીર ટાઢું થાય છે, તેથી તેઓ

ઉત્તર અથવા દક્ષિણ ધ્રુવના દેશોમાં જાય છે ત્યારે તેઓ દારૂ પીતા નથી.

હૃદયઃ—દારૂના અર્કથી હૃદયની હીલચાલ કદાપિ પહેલાં કરતાં વધારે ઝડપથી થાય. પણ થોડા વખતની અંદર તેની હિલચાલ જોઇએ તે કરતાં વિશેષ ધીમી થાય છે, તેનાં કારણથી હૃદયથી જે કામ થવું જોઇએ, તે થતું નથી. ત્યારે તે દારૂ પીનાર માણસને ઠંડી લાગે છે, માંદો થાય છે, દુઃખી થાય છે તે બહુ કરીને વધારે દારૂ પીવા માગે છે આગળ જતાં હૃદય રોગી થાય છે. અથવા એવું અસકત થાય છે કે મંદવાડના વખતમાં તે બંધ થઇ જાય છે. એ કારણથી ઘણા લોકો જેઓએ સાધારણ રીતે ઘણી લાંબી ઉમર ગુજારવી જોઇએ તેઓ ૪૦ અને ૬૦ એટલી ઉમરની વચ્ચેજ મરણ પામે છે.

ફેફસાંઃ—જ્યારે દારૂના અર્કથી શરીરની ગરમી બહાર નીકળી જાય છે, ત્યાં તરતજ ફેફસાંઓને નુકશાન થાય છે, તે કારણથી સાધારણ શરદી લાગવાથી કંઠની નળીઓને સોજો ચડે છે, ફેફસામાં લાહ્ય લાગે છે, ને ક્ષય રોગ ઉત્પન્ન થાય છે.

સ્નાયુઓઃ—દારૂનો અર્ક બીલકુલ થોડો પીવામાં આવે તો પણ તેથી સ્નાયુઓનું બળ ઘટી જાય છે અને તેઓની સ્થિતિસ્થાપકતા જતી રહે છે. તેથી તેઓનાથી ઓછું કામ થઇ શકે છે, અને થાક વધારે વહેલો લાગે છે.

એક દેડકા ઉપર દારૂની પરીક્ષા કરવામાં આવી, તેથી એવું જણાયું કે જેમ જેમ તેનામાં વધારે દારૂનો અર્ક દાખલ કરવામાં આવ્યો તેમ તેમ બાર ઉછળવાને તે વધારે અશક્ત થતો ગયો,

સર ફ્રેડરિક દીટી જણાવે છે કે જ્યારે ૩૦૦૦૦ સિપાહીઓ બોઅર લડાઇની વખતે લેડી સ્મીથ શહેરને છોડાવવા કાણ કુચ કરીને ગયા ત્યારે દારૂડીઆ સહુથી પહેલા થાકી જઇ પાછા પડયા હતા. જાણે તેઓના ઉપર એવી ટિકિટ ચોડેલી કે જેના પર આ દારૂ પીનારા છે, એમ લખેલું હોય તે પ્રમાણે પીનારા લોકોની ઓછી શક્તિ તુરત જણાઇ આવી હતી.

પેટઃ—દારૂના અર્કથી હોજરીના માંહેના ભાગ ઉપર સોજો ચઢે છે. ને દારૂ પીવાનું ચાલુ રાખવામાં આવે, તો તેથી હોજરીમાં ભારે નુકશાન થાય છે, કે જે ખોરાકને ખરોખર રીતે હજમ કરી શકતી નથી. વળી દારૂના અર્કથી ખોરાકની ઘણી ચીજો કઠણ થઇ જાય છે, ને તેથી તેને હજમ કરવાનું કામ વધારે મુશ્કેલ થાય છે.

કલેજુઃ—આ શરીરમાંનું સહુથી મોટું સાધન કલેજું છે, ને તેનાથી ઘણાં જરૂરના કામો થાય છે. દારૂનો અર્ક તેને કામ કરતું રોકે છે. ને તે કારણથી શરીરમાં વિશેષ અકળામણ અને બેચેની જણાય છે. આગળ જતાં કલેજું વધારે મોટું ને નરમ થાય છે, નહિ તો સુકાઇને કઠણ થાય છે. દારૂ પીનારાઓમાંના ઘણા કલેજાના રોગોથી મરણ પામે છે.

ચામડીઃ—દારૂ પીવાથી ચામડીમાં ડાઘા પડે છે, ને શરીરનો મેલ પરસેવામાં થઇને છૂટથી નિકળતા રોકાય છે. તેથી કોઇ વાર ચામડાંના અમુક રોગો ઉત્પન્ન થાય છે. ડોકટરો જણાવે છે કે, દાદરના રોગથી પીડાયલા લોકોની અર્ધી સંખ્યા દારૂ પીવાના કારણથી તે રોગને પ્રાપ્ત કરે છે.

પંચેન્દ્રિયઃ—દારૂના અર્કથી પંચેન્દ્રિયો પોતાનું કામ કરતાં રોકાય છે. દારૂની અસરના કારણથી માણસને આવનાર જોખમને જોતાં વધારે વાર લાગે છે. પોતાના મિત્રનો સાદ જલદીથી ઓળખી શકતો નથી. તેને ખોરાકનો સ્વાદ તરત જણાતો નથી ને તેના શરીરની હીલચાલ ઓછી ઝપાટાથી થાય છે. કેટલાક અજારો એક બીન ઉપર ટાંગવામાં આવ્યા ને દશ બાર માણસો સાથે લેપી તેનગમાં રહીને આજ્ઞાનીથી તેઓને વાંગી લીધા બાદ દરેક

માણસને ઉકત્જ થોડો દારૂનો અર્ક પાવામાં આવ્યો અને તેઓની પાસે તે અક્ષરો વંચાવવામાં આવ્યા ત્યારે તેમ કરવાને માટે દરેકને વધારે નજદીક જવું પડયું હતું એ ઉપરથી દારૂનો અર્ક જોવાની શક્તિ ઓછી કરે છે એ સાબિત થાય છે.

મગજ અને જ્ઞાન તંતુઓઃ--મગજ એ શરીરનું સર્વ કરતાં નાજુક સાધન છે, તેના ઉપર દારૂના અર્કની વિશેષ ખરાબ અસર થાય છે. દારૂના અર્કની અસરથી તેની નાની નાની રગોમાં લોહી બાઝી જાય છે તેથી તેમાં જોઇતો ખોરાક ફેલાતો નથી ને તેમાંનો મેલ નીકળતા રોકાય છે. તે મગજને કઠણ કરે છે ને તેથી તેને અશક્ત બનાવે છે. એકજવાર બરાબર પીધેલો હોય તેવા માણસનું મગજ આગળ હતું એટલું શક્તિવાન કદી થતુંજ નથી. તેથી મગજ બરાબર સ્પષ્ટ રીતે વિચાર કરી શકતું નથી. તેમજ અવયવોની હિલચાલ ઉપર બરાબર અધિકાર ચલાવી શકતું નથી. જેઓનાં મગજ વિશેષ સારાં હોય છે તેઓને દારૂથી વિશેષ ભાર નુકશાન (બહુ કરીને) થાય છે. વળી દારૂના અર્કથી ગાંડાપણું, ચિત્તભ્રમ, ઉદાસીનતા, સ્મરણ શક્તિનો નાશ, પક્ષઘાત, વગેરે રોગો થાય છે અને દારૂપીનારાઓને લુક, હીસ્ટીરીઆ, ન્યુરાઇટિસ અને જ્ઞાન તંતુઓના અનેક બીજા રોગો સહેલાઇથી લાગી શકે છે.

માબાપોનો નમુના સહિત બોધ.

એકવાર એક માણસને દરરોજ નિયમિતપણે થોડો થોડો દારૂ પીવાની ટેવ પડી. તે કદી છાકટો બન્યો નહિ તેમજ મિજાજ બગડેલો પણ જણાયો નહિ, અને બહુ થોડો પીતો. કેમકે તે એવું ધારતો કે એથી મને લાભ થાય છે. એજ કારણથી તેના દીકરા પણ થોડો થોડો પીતા હતા અને તેમના દીકરા દીકરીઓ પણ તેમજ કરતા રહ્યા. હાલ તે માણસના વંશમાં ૪૦ દારૂબાજો થયાં અને કેટલાંક છોકરાં દારૂડીયા થઇને મરણ પામ્યાં છે.

એક બીજો માણસ બીજી રીતે વરત્યો. તે કદી દારૂ પીતો નહિ, તેમજ તેને ખરીદતો પણ નહિ. ને પોતાના ઘરમાં પણ કોઇને તે આપપાત્ર વસ્તુ લાવવા દેતો પણ નહિ. તેણે પોતાનાં છોકરાંને એવું શીખવ્યું કે દારૂ એક મરણકારક ઝેર છે. તેનાં છોકરાંએ પણ તેમ પ્રમાણે પોતાના બાળ બચ્ચાંઓને શિખામણ આપી હતી; તેનું એવું પરિણામ આવ્યું કે તે માણસના વંશમાં એક પણ દારૂબાજ થયોજ નથી. તમે તમારા કુટુંબને કયે રસ્તે ચલાવો છો?

દારૂ અને સંતાનનો બગાડ.

અમેરિકામાંના ન્યુયોર્ક શહેરના ડાક્ટર અલેકઝાંડર માકનીકલ સાહેબે દારૂ પીવાથી છોકરાને થતા ભારે નુકશાન વિષે તપાસ કરી છે અને એ ઉપરથી એવું જણાય છે કે દારૂ નિષેધ કરનાર ૧૦ કુટુમ્બમાં નીચે પ્રમાણે રોગ થયો:—

દારૂ નિષેધવાળાનાં છોકરાં.

૧ લી પેઢી ૩૪ છોકરાં, સેંકડે ૧૧ રોગી.
૨ જી પેઢી ૩૮ છોકરાં, સેંકડે ૨૬ રોગી.
૩ જી પેઢી ૫૮ છોકરાં સેંકડે ૭ રોગી.

નિયમિત રીતે દારૂ પીનારાનાં છોકરાં.

સાધારણ નિયમિત રીતે દારૂ પીનારા ૧૦ કુટુંબપર, નીચે પ્રમાણે અસર થઇઃ—

૧ લી પેઢી ૪૭ છોકરાં સેંકડે ૫૪ રોગી.
૨ જી પેઢી ૯૦ છોકરાં સેંકડે ૬૨ રોગી.
૩ જી પેઢી ૮૨ છોકરાં સેંકડે ૯૫ રોગી.

દારૂડિયાનાં ૨૫ કુટુંબોમાં ૧૨૨ છોકરાંને નીચે પ્રમાણે રોગો લાગેલા છે.—

૭ ક્ષય રોગી, ૮ સ્નાયુઓના રોગી, ૪૧ દારૂડિયાં, ૬ છેક ઓછી બુદ્ધિવાળાં અને ૪ ગાંડાં થએલાં છે.

દારૂ ભવિષ્યના સંતાનને ભારે સંકટમાં નાખે છે.

એમ. મોરેલ નામના એક પ્રખ્યાત લેખકે એક કુટુંબની ચાર પેઢીઓ વિષે નીચે પ્રમાણે લખ્યું છેઃ—

૧ લી પેઢી બાપ દરરોજ દારૂ પીતો હતો. પીઠામાં કોઇ તકરાર થઇ, તેમાં તે મરી ગયો.

૨ જી પેઢી—છોકરાને બાપની ટેવ વારસામાં આવી, આથી તે ગાંડો થઇ ગયો.

ઉત્તર અથવા દક્ષિણ ધ્રુવના દેશોમાં જાય છે ત્યારે તેઓ દારૂ પીતા નથી.

હૃદયઃ—દારૂના અર્કથી હૃદયની હીલચાલ કદાપિ પહેલાં કરતાં વધારે ઝડપથી થાય. પણ થોડા વખતની અંદર તેની હિલચાલ જોઇએ તે કરતાં વિશેષ ધીમી થાય છે, તેનાં કારણથી હૃદયથી જે કામ થવું જોઇએ, તે થતું નથી. ત્યારે તે દારૂ પીનાર માણસને ટંડી લાગે છે, માંદો થાય છે, દુઃખી થાય છે તે બહુ કરીને વધારે દારૂ પીવા માગે છે આગળ જતાં હૃદય રોગી થાય છે, અથવા એવું અશક્ત થાય છે કે મંદવાડના વખતમાં તે બંધ થઇ જાય છે. એ કારણથી ઘણા લોકો જેઓએ સાધારણ રીતે ઘણી લાંબી ઉમર ગુજારવી જોઇએ તેઓ ૪૦ અને ૬૦ એટલી ઉમરની વચ્ચેજ મરણ પામે છે.

ફેફસાંઃ—જ્યારે દારૂના અર્કથી શરીરની ગરમી બહાર નીકળી જાય છે, ત્યાં તરતજ ફેફસાંઓને નુકશાન થાય છે, તે કારણથી સાધારણ શરદી લાગવાથી કંઠની નળીઓને સોજો ચડે છે, ફેફસામાં લાલ લાગે છે, ને ક્ષય રોગ ઉત્પન્ન થાય છે.

સ્નાયુઓઃ—દારૂનો અર્ક બીલકુલ થોડો પીવામાં આવે તો પણ તેથી સ્નાયુઓનું બળ ઘટી જાય છે અને તેઓની સ્થિતિસ્થાપકતા જતી રહે છે. તેથી તેઓનાથી ઓછું કામ થઇ શકે છે, અને થાક વધારે વહેલો લાગે છે.

એક દેડકા ઉપર દારૂની પરીક્ષા કરવામાં આવી, તેથી એવું જણાયું કે જેમ જેમ તેનામાં વધારે દારૂનો અર્ક દાખલ કરવામાં આવ્યો તેમ તેમ ભાર ઉંચકવાને તે વધારે અશક્ત થતો ગયો,

સર ફ્રેડરિક ટ્રીવી જણાવે છે કે જ્યારે ૩૦૦૦૦ સિપાઇઓ બોઅર લડાઇની વખતે લેડી સ્મીથ શહેરને છોડાવવા કહણ કુચ કરીને ગયા ત્યારે થાકેલાઓ સહુથી પહેલા થાકી જઇ પાછા પડયા હતા. જાણે તેઓના ઉપર એવી ટિકિટ ચોડેલી કે જેના પર આ દારૂ પીનારા છે, એમ લખેલું હોય તે પ્રમાણે પીનારા લોકોની ઓછી શક્તિ તુરત જણાઇ આવી હતી.

પેટઃ—દારૂના અર્કથી હોજરીના માંહેલા ભાગ ઉપર સોજો ચડે છે. ને દારૂ પીવાનું ચાલુ રાખવામાં આવે, તો તેથી હોજરીમાં ભારે નુકશાન થાય છે, કે જે ખોરાકને બરોબર રીતે હજમ કરી શકતી નથી. વળી દારૂના અર્કથી ખોરાકની ઘણી ચીજો કઠણ થઇ જાય છે, ને તેથી તેને હજમ કરવાનું કામ વધારે મુશ્કેલ થાય છે.

કલેજુંઃ—આ શરીરમાંનું સહુથી મોટું સાધન કલેજું છે, ને તેનાથી ઘણાં જરૂરના કામો થાય છે. દારૂનો અર્ક તેને કામ કરતું રોકે છે. ને તે કારણથી શરીરમાં વિશેષ અશક્તપણું અને બેચેની જણાય છે. આગળ જતાં કલેજું વધારે મોટું ને નરમ થાય છે, નહિ તો સુકાઇને કઠણ થાય છે. દારૂ પીનારાઓમાંના ઘણા કલેજાના રોગોથી મરણ પામે છે.

ચામડીઃ—દારૂ પીવાથી ચામડીમાં ડાઘા પડે છે, ને શરીરનો મેલ પરસેવામાં થઇને છૂટથી નિકળતો રોકાય છે. તેથી કેઇ વાર ચામડીના અમુક રોગો ઉત્પન્ન થાય છે. ડાક્ટરો જણાવે છે કે, દાદરના રોગથી પીડાયલા લોકોની અર્ધી સંખ્યા દારૂ પીવાના કારણથી તે રોગને પ્રાપ્ત કરે છે.

પંચેન્દ્રિયોઃ—દારૂના અર્કથી પંચેન્દ્રિયો પોતાનું કામ કરતાં રોકાય છે. દારૂની અસરના કારણથી માણસને આવનાર જોખમને જોતાં વધારે વાર લાગે છે. પોતાના મિત્રનો સાદ જલદીથી ઓળખી શકતો નથી. તેને ખોરાકનો સ્વાદ તરત જણાતો નથી ને તેના શરીરની હીલચાલ ઓછી ઝડપથી થાય છે. કેટલાક અક્ષરો એક ભીંત ઉપર ટાંગવામાં આવ્યા ને દશ બાર માણસો સાથે તેથી બેગળાં રહીને આશાનીથી તેઓને વાંચી લીધા બાદ દરેકો

એલેક્ઝાન્ડરે દારૂ પીવાના કારણથી બાબે-લનું મોટું રાજ્ય ખોયું.

સારડનપલ્લે દારૂ પીવાના કારણથી આસીરીઆનું વિશાળ રાજ્ય ખોયું.

મુરાદ બાદશાહની પાછળ ધરાની લોકોની ઘણી અવદશા થતી ગઇ તેનું કારણ એજ કે તેના પછી જે બાદશાહો થયા, તેઓ અતિશે વિલાસી દારૂબાજ નિકળ્યા, તેથી કરીને રાજ્યમાં ઠેકાણે ઠેકાણે બંડો થવા માંડયાં, તેઓને શિક્ષા આપવાની શક્તિ બાદશાહોમાં હતી નહિ, તેથી ઘણો બગાડ થયો.

## રાજવંશીઓના નાની વયમાં મરણ

મહાન સિકંદરે એ વખતે જાણીયલી આખી દુનિયામાં પોતાની ૩૦ વર્ષની જુવાન વયમાં જીતી હતી. ત્રણ વર્ષ પછી તે મરણ પામ્યો. શાથી ? દારૂની લતથી.

સુરસિક કવિ બાઇરને પોતાના [illegible] ૩૭ વર્ષની ટૂંક વયમાં રગદોળી નાખ્યું હોય છે. દારૂની ખરાબીથી.

[illegible] ત કરવા એ વિલિયમપિ[illegible] હિંદુ અને મુસલમાનોના તંદુરસ્તી [illegible] ઈ પીવો એ મોટામાં મોટું પાપ [illegible] છે. એટલે તેમના ધાર્મિક વિચારો ઉત્તેજીત [illegible] આપણને મહેનત પડશે નહિં. મનની નિર્બળતા, જોઈતી સવડતા અને ખરાબ સોબત એ માણસને આડે માર્ગે દોરનારાં સાધનો છે. ઢોળાવ પરથી આપણે જરાક લપસ્યા કે પછી નીચે સુધી ગબડવું એતો નક્કીજ છે. જો કે દારૂનો વપરાસ વધ્યો જાય છે. પણ આપણે નાહિમ્મત થવાની જરૂર નથી. જો તમે ખરા અંતઃકરણથી એ કામ હાથમાં લો અને કોઇની નડતરને હિંમતથી દૂર કરો તો તમારા કામને ઇશ્વરી મદદ મળશે અને ફતેહ, પણ તમારીજ છે. તમારા મનમાં એવી ખાતરી રાખીને કામ શરૂ કરો કે એ ઇશ્વરી સંદેશ છે, અને ફતેહ તમારીજ છે. જુવાન માણસોજ ભવિષ્યના હિંદુસ્તાનના સ્થંભ છે અને માતૃભૂમિનું

ખરચ ફૂક કરતાં અતિશય વધી જાય જરૂર આપણને ખ્યાલ થશે. લોકોની રસ્તે બરબાદી થતાં અટકાવવાને [illegible] પગલાં લેવાવાં જોઇએ, આખા દેશમાં ચળવળ શરૂ થવી જોઇએ, પણ જેમ માળી છાપરે ચઢાતું નથી, પણ સીડીના પગથીએ ત્યાં સુધી પહોંચાય છે એ સુધારો પણ એવું પહેલું કે જે ઘર અને સ્કૂલ છે ત્યાંથીજ થવો જોઇએ.

છોકરાની પાછળ તે કોઇ પણ નહીં દોરાય એવી ધરના વડીલો કાળજી લેવાવી જોઈએ, કહેવત છે કે "ઝાડ જેમ વાળીએ તેમ વળે" તે છોકરાને નાનપણથીજ નીતિ અને [illegible] ઉપર મજબુત બનાવે છે.

ગુપ્પતને કરીને સ્પાઇનલ કોર્ડપર અસર ફોસફરસ દાંત અને હાડકાં પર અસર આર્સેનીક લીવર (ફેફસાં) પર અસર કરે અને આલ્કોહોલ બ્રેઇન (મગજ) પર કરે છે. છેલ્લા હોસ્પીટલોના વાર્ષિક ઉપરથી માલુમ પડે છે કે દીવાનાપણાથી ૧૫૩૫૩ કેસમાંથી બાવીશ ટકા આલ્કો એકલાના ભોગ છે. દારૂની પેદાશમાં દીવાનાજ નથી. ઘણા ખરાં શારીરિક ખાંપણવાળા અને ચક્રમ ભેજાનાં મનુષ્યો દારૂની પેદાશનાંજ હોય છે. એવી કરવામાં આવી છે કે જે જે બાળકો થીજ ખોડખાંપણવાળાં જન્મે છે તેના ટકા આલ્કોહોલને લીધે હોય છે. એક ડીરેક્ટ કે જેણે બાળકો કેટલાં ઘણાંજ તપાસ્યા હતા તે જણાવે છે કે દારૂડીઆ માણસોના છોકરામાંથી દર પાંચ છોકરામાંથી એક તદન દીવાનું હોય છે, દર ત્રણમાંથી હીસ્ટીરીયા લાગુ પડેલો હોય છે અને લગભગ બે તૃતીયાંશ જેટલો ભાગ અને માનસિક બેઉ રીતે ક્ષીણતાને

ખાવાનું આપવું નહિં. પણ એમ કરતાં મારીને અથવા ધમકીથી શાંત પાડવા તેને સમજાવટથી વાળવું જોઇએ. છોકરું ની જગ્યાએ જવા માંગશે કે જેમાં તેની દગીને જોખમ આવવાનો સંભવ હોય અને મારે તેને "હંમું રહે" કહેવાનો વખત છે, આજ્ઞાંકિતપણું બહુજ ધીમું ધીમું આવે છે. કારણ કે એ કુદરતની વિરૂદ્ધ છે, તો પણ માબાપ તરફનો વ્હાલ ભરેલો ઠપકો-સુબોધ વખત-સર સારૂં પરિણામ આણ્યા વગર રહેશે નહિં. છોકરું શું માગશે તેની કાળજી રાખવા કરતાં છોકરાંને શું આપવું જોઇએ એ પર ધ્યાન આપવામાં આવવું જોઇએ, છોકરાંની ગેરવાજબી માંગણી નહિં સ્વીકારવાથી તે ભવિષ્યમાં મજબૂત મનનો બનશે; નહિ કે તેનું દીલ તુટી જતું રહેશે. એક વખત છોકરાંને આજ્ઞા ઉઠાવવાની ટેવ પડી કે માનો કે અહીંથીજ એક વ્યસન વગરની જીંદગીનો પાયો નંખાયો.

ઔદ્યોગિક કેળવણી, ઉદ્યોગની ટેવ અને કંઇ પણ કીંમતી કળા કરવાની આવડતને લીધે કોઇ પણ ખરાબ રસ્તે દોરવવાને માટે વખત મળી શકતો નથી. દારૂ પીવાની ટેવ-વાળાં માણસો નવરાં બેઠા વખત ભારી નહિ થઇ પડે, અને મગજની શૂન્યતાને લીધે વખત કેમ પસાર થયો એ માલમ નહિ પડે તથા એ હાલતમાં કંઇ ચિંતાને પણ સ્થાન ન મળે એના માટેના એક સહેલા રસ્તા તરીકેજ એને પસંદગી આપે છે. પણ જે માણસ કંઇ પણ ઉદ્યોગમાં રોકાયલો રહે છે તે પોતાની જીંદગી સુખ અને સંતોષમાં ગાળે છે. તેને દારૂ કે દારૂના પિતરાઇ કોઇની જરૂર રહેતીજ નથી. અમેરિકામાં છોકરાએ જો કોઇ ઔદ્યોગિક કેળ-વણી જેવી કે ખેતી, બાગ બનાવવું, યાંત્રિક શાસ્ત્ર વગેરે નહિ મેળવી હોય તો તે માબાપો-નેજ શરમ ભરેલું થઇ પડે છે, અને તે છો-

તમારા છોકરાને પોતાની જાતેજ પોતાને માટે કમાતા શીખવો. પોતાની કમાઇમાંથી થોડું ઘણું બચાવવાનાં અને તેનો સદુપયોગ કરતાં શીખવો. હરકોઇ કામને માટે બીજા ઉપર આધાર રાખવા કરતાં પોતાનીજ શક્તિ અક્કલનો ઉપયોગ કરતા શીખવો. આ બધા વ્યસનથી મુક્ત રહેવાના નિયમો છે.

૩ આપણું સાધારણ માનવું છે કે નાન-પણમાં જો કોઇ છોકરો ખરાબ વર્તનવાળો હોય તો તે મોટા થતાં અને માથે પડતાં ઠેકાણે આવી જાય છે. એ વાત ભરોસા લાયક નથી. નાનપણથીજ તેને આડો રસ્તો પકડતાં અટકા-વવો. છોકરો બાર પંદર વરસનો થયા પછી તેને ખરાબ રસ્તે દોરવનારાં અમુક કારણો છે તેનાથી તેને બચાવો. એવા કારણોમાં એક તેને સાંજના દીવા સળગ્યા પછી બહાર રખડવા દેવો એ છે છોકરાને રાતના બહાર ફરતો ગમે તે રીતે અટકાવવો જોઇએ. છોકરો ગમે તેવો સદ્વર્તનવાળો હોય તો પણ રાતના બહાર ભટકવાની ટેવ જરૂર તેને બગાડશે. માત્ર એવા કાર્ય પ્રસંગ સિવાય તેને હંમેશ સાંજના ઘેર રહેવાની ટેવ પાડો. સોબત એ બીજું કારણ છે. છોકરો સારો નબળો નીકળશે એ તેની સોબતથી માલમ પડી આવે છે. માટે છોકરા-ના સોબતી તરફ પૂરતું ધ્યાન આપવું જોઇએ.

ચાહ, કોફી, સોડા, લેમન વગેરે કહેવાતાં નિર્દોષ પીણાં પણ છોકરાના સદ્વર્તનને નુક-સાન કર્તા છે. ખરૂં કહીએ તો આ ટેવ એજ દારૂડીયા નીવડવાનું પહેલું પગથીઉં છે. ડોક્ટર વીલે એ. પોતાના માસિક ગુડ હાઉસ કીપિંગ મારફતે સાબિત કીધું છે કે નિર્દોષ કહેવાતા પીણામાંના ઘણા ખરામાં નારકોટીક્સ અને એવીજ બીજી નુકશાન કરનારી ચીજોનો ભેળ હોય છે.

ચાહ અને કોફી તબીયતને નુકશાન કર્તા તો છેજ અને એવી ટેવવાળા માણસોને દારૂ પણ સહેલાઇથી લલચાવી શકે છે.

બીડી પીવાની ટેવ તો ઘણા છોકરાઓમાં સાધારણ થઇ પડી છે. હજારો અને લાખો છોકરાઓ એની ખરાબીમાં સપડાયા છે. બીડી પોતાના જુવાન ભોગીને સ્કુલમાં ફેઇલ કરાવે છે. ઘણા ખરા બીડી સ્વતંત્રતાથી પીવાય એટલાજ ઉદેશથી સ્કુલ હંમેશને માટે છોડી દઇ કંઇ પણ નોકરી શોધી લે છે; કાંતો કંઇ કામમાં જોડાઇ જાય છે. બીડી પીનાર પોતાની જાતની આબરૂની દરકાર ગુમાવે છે. બીડી પીનાર છોકરો જરૂર માબાપ તેમજ બાઇબેનની સાથે વિવેકથી વર્તી શકતો નથી. બીડી પીનાર જુઠું બોલવા તરફ વધારે વળેલો હોય છે. અને તેની બીડી પીવાની ટેવમાં કોઇ આડે આવવનું હોય તેને ગમે તે રીતે ઠગીને કે આંખમાં ધૂળ નાંખીને પોતાની બીડીની તરસ તૃપ્ત કરવાનો રસ્તો શોધી લેશે.

બીડી પીનાર જરૂર કામાસક્ત નીવડશે. બીડી પીનારા સદ્‌ગુણીની બહુજ નજીવી કીમત આંકે છે. અને કોઇપણ પુરૂષ અથવા સ્ત્રી સદ્‌ગુણી હોઇ શકે એમ માનવાનેજ ચોકખી ના પાડે છે.

હવે જો માબાપો ખંતથી જોઇતી કાળજી પૂર્વક છોકરાને ઉછેરે તો ઉપરની દરેક બુરી ટેવોથી પોત પોતાના છોકરાને ઉગારી શકે. છોકરાંને સાંજ પાળ્યા પછી ઘેરેજ રાખવો એ બહુજ સહેલું કામ છે. એમ છતાં જોર જુલમથી એ થોડુંજ થવા સંભવ છે. છોકરાને બહાર નહિ નીકળવા દેવાને માટે તેને માટે ગમતા સાધનો હોવાં જોઇએ. કે જેનાથી એ ચાહીને બહાર જવા કરતાં ઘરજ વધારે પસંદ કરે. જેવી રીતે ખાદ્ય પદાર્થ અને ફરનીચરની ઘરમાં ખાસ જરૂર છે તેવીજ રીતે છોકરાને રમવાની ચીજો, સારાં પુસ્તકો વગેરેની પણ ઘરમાં ખાસ જરૂર છે.

ઘરની દેખરેખથી ચાહ, કાફી, સોડાલેમન વગેરે પીણાંથી છોકરાને દૂર રાખવો ખાસ જરૂરનું છે. તેવીજ રીતે બીડી કે જે આજકાલ અતિશય પ્રચારમાં છે. તેનાથી સૌ કરતાં વિશેષ સમાલવાનું છે.

**શ્રીમાન્ સમ્રાટ પંચમ જ્યોર્જ મદ્યપાન નિષેધક તરીકે.**

ના. શહેનશાહે મી. લોઇડ જ્યોર્જને એક પત્ર લખી નિશો કરનારા પ્રવાહી પદાર્થોથી લડાઇના વખતમાં પોતે દૂર રહેવાનો તથા આ રાજવંશી કુટુંબને પણ એ પદાર્થોથી દૂર રાખવાનો વિચાર જણાવ્યો છે. એમ માનવામાં આવે છે કે ના. શહેનશાહની વલણ રાજ્યના બધા અમલદારો પસંદ કરશે ને પ્રધાનમંડળ તેમજ ન્યાયાધિકારીઓ પણ તેમનું અનુકરણ કરી મદિરાથી દૂર રહેશે. લંડનના પત્રોમાં બોર્ડબ્રાસી, લોર્ડ કોર્ડરે, અને લોર્ડ સિડનહામનાં પત્રો પ્રકટ થયા છે. અને તેઓએ ના. શહેનશાહનું અનુકરણ કરવા જાહેર કર્યું છે. સર ચાર્લસ મેકરોએ જણાવ્યું છે કે **દારૂની વખારોને તાળાં વસાય એ હું પસંદ કરૂં છું.** કેનેડામાં ના. શહેનશાહની આવી વલણથી પ્રસંસા કરવામાં આવી છે અને મોટા ધંધાદારીઓએ દારૂથી દૂર રહેવાનું જાહેર કર્યું છે. ન્યુ બ્રન્સવીક અને નોવાસ્કોશીઆની સરકારોએ સંબંધમાં અટકાવતો ઠરાવ પસાર કરવા વિચાર ચલાવે છે. મેસ્કેચવાને દારૂનાં **પીઠાં બંધ કરાવ્યાં** છે. મેનીટોબા અને ઓન્ટેરીઆમાં દારૂ ઉપર અંકુશ મુકનારા ઠરાવ પસાર થયા છે. તેમજ બીજા અનેક યુરોપી રાજ્યોમાં તેમજ સંગ્રામમાં ઉતરેલા રાજ્યોમાં તો એ બદી અટકાવવા માટે ઠરાવો થવા લાગ્યા છે. ખુદ અંગ્રેજ ધર્મગુરૂઓ પણ એ બદીને દૂર કરવા પ્રયત્નો કરે છે. લોર્ડ કીચનરે પોતાના કુટુંબમાં લડાઇ દરમ્યાન હવેથી કોઇએ દારૂ પીવો નહિ એમ ફરમાવી દીધું છે. હિન્દુસ્તાનમાં એવું કંઇ થશે કે નહિ?

એક વખત ઐક્ય—સંપ અને સુલેહનો દાવો કરનારી પ્રાશ્ચાત્ય પ્રજાના મનોભાવ હાલ વ્યાપી રહેલા મહાભારત યુદ્ધથી આપણે જોઇ શક્યા છીએ. તેમજ તેના મદિરાપાન કરવાની દુર્ગુણભરેલી રીતથી થતી ખરાબી હવે બ્હાર આવી છે, તે ઉપર જણાવ્યા પ્રમાણે શ્રીમાન

સમ્રાટ પંચમ જ્યોર્જ તેમજ ત્યાંના અગ્રગણ્ય માનનીય પુરૂષોને મદ્યપાનનો નિષેધ કરવો પડ્યો છે. એથી જણાઇ આવે છે.

આ મદિરાપાનનો નિષેધ રંગુસગ્રામ જેવા કારણ વશાત્ કરવો પડ્યો છે. કારણ કે દારૂદાર વર્ગમાં પસરેલી એ બદીથી કાર્ય કરવામાં એદરકારી વધે છે. તે આપણે વિચારવાનું કે જોવાનું નથી. પરંતુ 'વખત આવે ભૂલ માલમ પડે છે' એ લોક વાક્યાનુસાર પાશ્ચાત્ય દેશો કે જ્યાં માંસ અને મદિરાની બદી એટલી હદ સુધી પહોંચી હતી કે જ્યાં ભાગ્યેજ કોઇ પણ મનુષ્ય આવી ભ્રષ્ટ કામોદ્દીપન કે ધોળે દિવસે રાતા દિવા બનાવનારી ઝેરી વસ્તુઓથી દુર હશે. આવી ભયંકર ભૂલ આજે પાશ્ચાત્ય પ્રજાને નજરે પડી છે એ ખરેખર પાશ્ચાત્યપ્રજાના સદ્‌ભાગ્યની વાત છે. જ્યારે ભારતવર્ષની પ્રજા એવા દુર્ગુણી આહારવિહાર અને સદાચારોથી મ્હોટે ભાગે દૂર રહી છે અને તે આપણી મુર્તિપૂજાની રીતને કે પ્રભુ પ્રત્યેની ઘેલછા-પ્રેમ ને કે આપણા સતશાસ્ત્રોનેજ આભારી છે.

છોટુભાઇ દાજીભાઇ દેશાઇ.



બીમારી લાવનારા ત્રણ છે-આળસ, અનિયમિત ખોરાક અને અસ્વચ્છતા.

દુનિયામાં અપમાન નહીં ખમનારા ચાર છે. સિંહ, પુરૂષ, સત્ય અને હાથી.

ત્રણ જણને સુતેલા જગાડવા નહિ-રાજા મધમાખ અને પારકું કુતરું.

જગતમાં ત્રણ ચીજથી પાછાં હઠી જવું વહેતું પાણી, મહાન પુરૂષોનો ગુસ્સો, અને સળગતી આગ.

પૈસા કરતાં વધુ કિંમતિ ત્રણ છે-ઓલાદ, ઇજ્જત, અક્કલ.

કેથી કેનો વધારો થાય છે, અનુભવથી અક્કલ, કસરતથી બળ, અને ઉદ્યોગથી કળા.

વેપારમાં ત્રણ ચીજની મોટી જરૂર છે-દામ,

## " સરલા "

વસંતરૂતુના મધ્યમાં પ્રવેશની-સર્વાંગ સુન્દર-પોતાના કોકિલાના જેવા સુન્દર અને કર્ણ પ્રિય સ્વરથી કંઇક ગાતી-જાણે મહાદેવે આ મૃત્યુલોકના માનવીઓપર પોતાની કળાનો પ્રભાવ પાડવા સરજી હોય તેવી-સુન્દર અનુપમ સુન્દરી સરલા પોતાના નાના ઉદ્યાનમાં હંસગતિથી વિચરતી હતી. અત્યંત સૌંદર્યવાન્ સરલા આ સમયે ચંદ્રની સુન્દર ચાંદનીમાં વિશેષ મોહક લાગતી હતી. પક્ષિઓનો કલરવ સંભળાતો ન હતો. સુન્દર પુષ્પોના ભારથી વળેલી ડાળીઓ સરલા તરફ જોઇ તેને માન આપતી હોય તેવી દેખાતી હતી.

સરલા સોળ વર્ષની સુન્દર કુમારિકા હતી. માતાપિતાનો નાનપણમાંજ સ્વર્ગવાસ થએલો હોવાથી સરલાને માતૃસ્નેહનો અનુભવ નહતો. પણ તેના પિતા પાસે દ્રવ્ય સારૂં હોવાથી તેનો કાકો સરલાની સંભાળ લેતો હતો. પણ દુઃખ પડે છે ત્યારે સામટાં. એ પ્રમાણે સરલા સોળ વર્ષની થતાં તેનો કાકો ભયંકર આફતમાં સપડાયો. સરલાએ અત્યાર સુધીમાં થોડું અંગ્રેજી, ગુજરાતી, સંસ્કૃતનું શિક્ષણ લીધું હતું. અને ગૃહ કામકાજની પણ સાધારણ માહીતી મેળવી હતી.

થોડા સમયમાં સરલાનો વિવાહ કૃષ્ણકુમાર નામે એક યુવક સાથે થવાનો હતો. પ્રેમઘેલી સરલા વારંવાર કૃષ્ણકુમારનાં લલિત મુખનાં દર્શન માટે લલચાતી હતી. અને અત્યારે આ નાનકડાં ઉદ્યાનમાં તે માટેજ તે આવી હતી.

પગરવ સાંભળી તે દરવાજા આગળ ગઇ અને કોઇ આવતું જાણી બોલી.

આવનાર ચોવીસેક વર્ષનો યુવક હતો. આ યુવકનું નામ સુમનચંદ્ર હતું.

"વ્હાલી સરલા, આજે તને જોઇ હું અત્યંત ખુશ છું"

કહેવાનો હતો કે જો અડધો ભાગ નહીં આપો તો ફરીયાદ કરીશ પણ કોણ જાણે શું થયું કે બીજેજ દિવસે ઈશ્વરાજે પોતાના સગાઓને એક કાગળ બતાવ્યો જેમાં નીચે મુજબ લખ્યું હતું.

"હું કૃષ્ણકુમાર કે. મ્હેતા લખી આપું છું કે માસીના દ્રવ્યમાંથી મ્હારો ભાગ મને પુરેપુરો મળ્યો છે અને તે મારે કદી માંગવો નહીં" ૨૯-૩-૧૯ × ×

સરલાએ પણ એ કાગળ વાંચ્યો. તેણી દિલગીર થઇ. આંસુ પાડવાથી કંઇ વળે તેમ ન હતું. તેના મૂર્ખ પતિએ એક સ્ત્રીના ખોટા પ્રેમને આધિન થઇ આખી જીંદગીનું બળિદાન આપી દીધું હતું.

તેજ રાત્રે સરલાને એક પત્ર મળ્યો.

સરલા,

તું સુખી થવાની બીજી આશા નષ્ટ થઇ હશે. જે રમણીએ તારા મુર્ખ પતિ કને રસીદ લખાવી લીધી હતી તે રમણી આ તારો શત્રુ...આ બીજું ગુલાબનું ફુલ મોકલ્યું છે.

—સુમનચંદ્ર.

ત્રણ વરસ પહેલાની વાત સરલાને સાંભરી. "આ દરેક ગુલાબ જ્યારે ત્હને મળશે ત્યારે તું તારા ભાગ્યને દોષ દેશે અને પશ્ચાતાપ કરશે." સુમનચંદ્રના આ શબ્દોની તેને સંપૂર્ણ પ્રતીતિ થઇ.

(૪)

એક દિવસ રાત્રે ઘેર આવી કૃષ્ણકુમાર માંદો હોય તેમ શૈયામાં પડ્યો. રાતના અગીઆર વાગે તેણે બુમેબુમ પાડવા માંડી. સરલા હાંફળી ફાંફળી ઉઠી.

"સરલે મ્હને કોઇએ ઝેર ખવડાવ્યું છે."

"શું કહો છો અરે રામ! આ શું."

"હા સરલે. પરમ દિવસે મ્હને એક યુવક મળ્યો. તેણે મ્હને પોતાને ઘેર લઇ જઇ માન આપ્યું અને મ્હને એક બેંકમાં સારા પગારે રખાવી આપવા કહ્યું. સરલા તેણે મ્હને આજે બોલાવ્યો હતો. ત્યાં હું જમીને ઘેર આવ્યો. પછી મ્હને ગભરામણ થઇ. હું તેને બરાબર ઓળખતો નથી. તેનું નામ સ્નેહચંદ."

સરલાએ ડોકટરને તેમજ તેના કાર્ડ કાઢીને તેડાવ્યા ડોકટરનું નામ રમણિકુમાર હતું.

રમણિકુમારે આવી કૃષ્ણકુમારને તપાસ્યો.

"સ્થિતિ બહુજ ભયંકર છે, માત્ર બે ત્રણ કલાક જીવે તો આખર. આવુંજ ઝેર એક બીજાને ખવડાવવામાં આવેલું હતું તે ત્રણ કલાકમાં ગુજરી ગયો હતો."

"ડોકટર સાહેબ જે જોઇએ તે લો. હું બધું આપીશ. મ્હારી પાસેની બધી ચીજો વેચીશ. ત્હમારો બદલો વાળીશ? કહો શું એ સારા નહીંજ થાય"

"ના, મ્હારામાં શક્તિ નથી. આ ઝેર માત્ર ડૉ. કામિનીકાન્ત બાબુજ ઉતારી શકે છે. પણ એ બહુજ ધુની માણસ છે. અને એની ફી ઘણીજ મોટી છે" ડોકટરે કહ્યું.

"એ ક્યાં રહે છે તે મ્હને કહો. ડોકટર હું આખા ગામમાં રખડીશ માંગશે તે ફી આપીશ પણ × ×"

સરલાની પત્નીભક્તિ માટે તેને ડોકટરે ધન્યવાદ આપી ડૉ. કામિનીકાન્ત બાબુનું સરનામું આપ્યું.

(૫)

"ડોકટર કામિનીકાન્ત બાબુ, મ્હારે આપને એક વિનંતિ કરવાની છે, મ્હારા પતિ કૃષ્ણકુમારને કોઇ પાતકીએ ઝેર ખવડાવ્યું છે, મ્હેં સાંભળ્યું છે કે આપ તેનો ઉપાય કરી શકો છો" સરલાએ કહ્યું.

"રમણિબાબુ તરફથી મ્હને ખબર મળી છે પણ તમારી સ્થિતિ બહુ સારી નથી. એ કામમાં ખરચ વધારે છે. વળી હમણાં મેં એ બાબત છોડી દીધી છે" ડૉ. કામિનીકાન્ત બાબુએ કહ્યું.

"આમ શા માટે કહો છો; શું ખરચ થશે તે કહો. હું દળીશ, મજુરી કરીશ ગમે તેમ કરીશ અને ખરચ કરીશ.

પણ ડોકટર સાહેબ મ્હારા પ્રિયનો જીવ બચાવો."

"સરલા દેવી, એ નિર્દય દારૂડીઆ પર આટલો બધો પ્રેમ શા માટે ?

"આપના શબ્દો મ્હને હળાહળ ઝેર જેવા લાગે છે. ગમે તેવા પણ મ્હારા પતિ છે. મ્હારૂં જીવન છે. ડોકટર સાહેબ એક પળ જાય છે તે પણ વસમી છે. જો આપ વેળાસર નહીં આવો તો તો મ્હારા પતિ × ×

"લો આ વાંચો."

સરલા

તારો પતિ મરણ સૈયા પર છે, ખલાસ આ છેલ્લો ફટકો. આ સાથે ત્રીજું અને છેલ્લું ગુલાબ મોકલ્યું છે. કૃષ્ણ કુમારને બચાવી શકે એવો માત્ર એકજ માણસ ડૉ. કામિની બાબુ છે તે સુમનચંદ્ર પોતેજ છે.

સુમનચંદ્ર—

સરલા ચીસ પાડી એકદમ ચાલી ગઇ. ઘેર જઇ પોતાની પતિની ભયંકર સ્થિતિ જોઇ બેશુદ્ધ થઇ પડી દેજ પડી.

"સરલા કેટલું ઉંધે છે" સરલાની કાકીએ બુમ પાડી.

ડૉ. કામિનીકાન્તને ઘેરથી આવ્યા પછી સરલાએ ખુબ ઉંઘ લીધી હતી.

"કેમ છે"

"સરલા, ત્હારા ભાગ્યનો ઉદય થયો છે તું ઉંઘમાં પડયા પછી ડૉ. કામિનીકાન્ત બાબુ અત્રે આવ્યા હતા. અને તેમણે આખી રાત જાગી કૃષ્ણકુમારની જીંદગી બચાવી છે. અમને બધી વાતની ખબર પડી છે. ધન્ય છે સરલા ત્હારી પતિ વત્સલતાને ! પથ્થર જેવા હૃદયના સુમન ઉરફે કામિનીકાન્તના મનપર ત્હારી પતિ ભાવનાએ અસર કરી તેમના મનમાં દયા ઉત્પન્ન કરી. ડોકટર આ ચીઠ્ઠી આપી ગયા છે"

પતિને સારૂં થયું જાણી સરલા આનંદ પામી ચીઠ્ઠી વાંચવા લાગી.

સરલા,

પાપીને ક્ષમા કરજે. ત્હારી પતિ ભક્તિ, કૃષ્ણકુમાર માટે તારો પ્રેમ જોઇ મારા દિલ બહુ અસર થઇ છે. અપરાધ ક્ષમા કરજે. હવે તું અને કૃષ્ણકુમાર આખો જન્મારો સુખી રહો એવી આ અભાગીની આશીષ છે.

સુમનચંદ્ર

સુમનચંદ્રે પોતાની લાગવગથી ૧૨૫ રૂપીયાની નોકરી કૃષ્ણકુમારને અપાવી. દુર્ગુણો રૂપી કાટ દૂર થવાથી કૃષ્ણકુમાર પોતાના સદ્ગુણોથી સુખી થયો. સુમનચંદ્રે પોતાનું આયુષ્ય જન સેવામાં ગાળ્યું. સરલા અત્યંત સુખની ભોક્તા થઇ. આ બધાનું કારણ સરલાની પતિ ભક્તિ હતી. અને તેથીજ આજે સુખી થવાનો વખત આવ્યો હતો.*

બાળમુકુન્દ ગિરધરલાલ મોદી.



જગતમાં ત્રણ કાચા સારાં—નાર, ચાર, અને ચાકર. ત્રણ પાકાં સારાં—પાન, પટેલ અને પ્રધાન.

જાતિ અનુભવ મેળવવા માટે ઘણું ખમવું પડે છે, પણ પાછળથી તો તે ઘણુંજ સરસ શિક્ષણ ગણી શકે છે.

જગતમાં ત્રણ વસ્તુ ત્રણ વિના મેળવી શકાતી નથી—ધનસાક વિના બાદશાહી, અક્કલ વિના ઇન્સાફ અને વિદ્યા વિના અક્કલ.

આરાધના અને ઉત્સવથી ઇશ્વરની ભક્તિ પણ ઇશ્વરને સૌથી વધારે પસંદ ભક્તિ તો એ છે કે મનુષ્ય વર્ગનું ભલું કરવું.

આત્મા અમર છે.

આ દુનિયામાં કે બીજી દુનિયામાં ઇશ્વર ઉચિત સદ્ગુણનો બદલો આપશે અને દુર્ગુણને માટે સજા કરશે.

* અંગ્રેજીપરથી.

## નીતિ વાક્ય

ધર્મ અને સ્વતંત્રતાને બ્હાને જગતમાં ઘણા અત્યાચાર થાય છે, પરંતુ તેમાં ધર્મ કીંવા સ્વતંત્રતાનો વાંક નથી. વાંક- અવિશ્વાસનો છે.

- દુઃખ તમને વેદના પમાડી શકશે, પણ કરી શકશે નહિં.

જે પારકાનાં દુઃખ વિષે કંઇ ફીકર કરતો નથી તે આ જગતમાં શ્રેષ્ઠ અત્યાચારી છે.

મનુષ્ય સ્હેલાઇથી કોઇને પણ પોતાનાં કરતાં મ્હોટો કહેવાતું સ્વીકારતો નથી, પણ શકિતની આગળ તેનાથી મસ્તક નીચું નમાવ્યા સિવાય રહેવાતું નથી.

બીજાઓ તમને જે બંધનમાં બાંધવાનો પ્રયત્ન કરે તેમાંથી મુક્ત થવાનો પ્રયત્ન કરજો, પરંતુ પ્રકૃતિએ તમારે માટે જે બંધન બનાવ્યાં છે તે તોડવાનો પ્રયત્ન કરતા નહિં.

ઝાડને પ્રકાશ તથા પાણીનો ઉપભોગ કરવા દો—ફુલ આપો આપ નીકળશે. હૃદયને જ્ઞાન તથા આનંદથી ભરવા દો—મોક્ષ માર્ગ આપો આપ તમારે માટે ખુલ્લો થઇ જશે.

કર્મ કદિ પણ નિષ્ફળ જશે નહિં; ચિન્તા કદિ પણ નાશ પામશે નહિં.

ઘણાં ખરા લોકો બીજાઓના કહેવા મુજબ ચાલવાનું વધારે પસંદ કરે છે. તેનું કારણ, તેમનામાં સ્વતંત્રપણે વિચાર કરવાની શક્તિ હોતી નથી. તેમજ કર્મ કરવાની પ્રવૃતિ અથવા શક્તિનો અભાવ અને આળસપણું વિશેષ હોય છે.

શાન્ત અને નિર્મળ મનથી દેવ-મંદિરમાં જવું જોઇએ. દ્વેષ તથા દાંભિકતાનો ત્યાગ કરીને સાહિત્ય મંદિરમાં દાખલ થવું જોઇએ.

સામાન્ય બંધ બાંધવાથી કદિ પણ નદીનો પ્રવાહ અટકાવી શકાશે નહિ. હુકમ કદિ પણ મનુષ્યની ચિંતાધારાની ગતિ અટકાવી શકશે નહિ.

મનુષ્ય જાતેજ દરરોજ પોતાને માટે નવાં નવાં બંધનો બનાવે —છે.

શાલાભાઇ હિમતલાલ રાવત.

## વિવિધ વિષય.

### અમેરીકામાં ભાષણોની કીંમત.

ઇ. સ. ૧૮૭૧માં ડેવીડ લીવીંગસ્ટનની શોધમાં ગએલા મી. હેનરી સ્ટેનલીને ૧૦૦ ભાષણો માટે રૂા. ૩૦૦૦૦ મળ્યા હતા. એજ મી. સ્ટેન્લીના પહેલા ભાષણની આવક રૂ ૫૩૪૦૦ જેટલી થઇ હતી. હાસ્યરસના જાણીતા લેખક માર્ક ટવેઇને ૧૮૭૪માં ૫૦ ભાષણો રૂા. ૯૦૦૦ માં કરવાની થએલી માગણી ન કબુલ કીધી હતી. યુનાઇટેડ સ્ટેટસના હાલના વાઇસ. પ્રેસીડંટ ઓ. મી. ટી. આર માર્શલને ભાષણ દીઠ રૂા. ૯૦૦ પડે છે. વળી અજાયબ જેવું એ છે જે મી. બ્રાયન જ્યારે સેક્રેટરી ઓફ સ્ટેટના ઓદ્દા ઉપર હતા ત્યારે તેમને વરસ દહાડે રૂા. ૩૬૦૦૦ નો પગાર હતો. એ નોકરી છોડયા બાદ હાલ તેઓ પોતાના ભાષણથી વાર્ષિક રૂા. ૪૧૪૦૦૦ કમાયે છે. તેના એક ભાષણની ઓછામાં ઓછી આવક રૂા. ૭૫૦ ની ગણાય છે.

### અમેરીકામાં લખાણોની કિંમત.

મોર્નીંગ પોસ્ટ નામના એક પત્રે એક કોલમના રૂ૦ ૨૩૦૦ લેખે એક દિવસમાં લોર્ડ રસલને રૂ૦ ૨૩૦૦૦ આપ્યાં.

સેંટ જેમ્સીસ ગેઝેટ નામના પત્રે સર મેથ્યુસ પેરીને એક કોલમના રૂ૦ ૧૦૩ આપવા ઠરાવ કર્યો હતો.

મંથલી એમ્યુઝમેંટમાં રોઝા નામની વાર્તા લખવા ચાર્લ્સ ડીકન્સને દર પાંચ પૃષ્ટ રૂ૦ ૨૦૦૦ આપ્યા.

એડીનબરો રીવ્યુમાં નિબંધ લખવા થેકરે દર નિબંધે રૂ. ૪૦૦ લીધા હતા.

પેલમેલ ગેઝેટ દર કોલમ માટે ખાસ લેખકને રૂ. ૧૦૦, એકો પત્ર રૂ. ૯૦. વીસ્ટકાર્ડ્સ રૂ. ૭૦ આપે છે.

મેકકે રીવ્યુ, સ્પેક્ટેટર, ધી સ્ટેન્ડર્ડ પાર્ટીકલે રૂ. ૫૦ થી ૨૦૦ સુધી આપે છે.

કવિ મૂર લીટી દીઠ રૂ. ૨૧ લેઇ નાની વાર્તાઓ માસિકોમાં મોકલતો હતો.

કર્તીલ વાર્તાલેખક ચાર્લ્સ ડીકન્સનને દર વર્ષે ૩ લાખની આવક હતી.

લૉર્ડ બેકને લેખકના ધંધામાં લાખો રૂપીઆ પેદા કર્યા હતા.

આ સાથે કેવળ શોખ ખાતર કે માન ખાતર લખનારા આપણી ગુર્જરગિરાના લેખકોની સ્થિતિ સરખાવી જુઓ! જીવન નિર્વાહના નિત્ય વ્યવહારના કંટાળા ભરેલા લખાણના કશું વળતર ન હોય તો તેમાં તેમને પણ શો દોષ દેવો

## ગ્રંથકારોનું લેખન સામર્થ્ય

મિ. એચ. જી. વેલ્સ એ પ્રત્યેક દિવસે પોતાના હાથથી સાત હજાર શબ્દો લખતો હતો પણ પ્રૌઢાવસ્થાના એક હજાર લખતો હતો.

મિ. એચ. આર. કોસેટ એ પ્રત્યેક દિવસે ચાર હજારથી પાંચ હજાર શબ્દો સુધી લખી શકતો હતો.

મિ. ગાય બુટેલો, એ પોતાના હાથથી કોઇ પણ ગ્રન્થ લખતો, તે મુખથી બોલતો હતો અને બાળો લખતો હતો. તેની નવલકથા એ તેણે ફોનોગ્રાફમાં ઉતરાવી હતી. અને ફોનોગ્રાફ સાંભળી કંપોઝીટરો તે નવલકથા કંપોઝ કરતા હતા. કદી કદી તે દશથી બાર હજાર શબ્દો સુધી બોલતો હતો તો પણ તે ત્રણ કલાકથી વધુ કદી બોલતોજ ન હોતો.

મિસીસ જાનેવુલ્ટર એ વિખ્યાત લેખિકા દરે દિવસે ત્રણ હજાર શબ્દો લખતી હતી.

મેરી કોરેલા એ પ્રખ્યાત લખિકા રોજ ત્રણ કલાક લખતી હતી અને તેટલા વખતમાં તે ત્રણ હજાર શબ્દો લખી શકતી હતી.

એક વિદેશી વિદ્વાન કહે છે કે-" The wise direction of daily stock of energy is morality " એટલે " દરરોજની શક્તિનો ચતુરાઇથી ઉપયોગ કરવો એજ નીતિ છે." સત્ય છે કે, જો પ્રત્યેક મનુષ્ય પ્રતિદિન પોતાના આચરણની સમાલોચના કરે અને તે એ જોયા કરે કે આજ મેં મારી શક્તિનો આવો ઉપયોગ કર્યો-એનાથી મને અને મ્હારા દેશબન્ધુને શું સુખ-દુઃખ થયું-તો તેનું જીવન નીતિને અનુકૂળ અને સુખદ બની શકે છે.

## યુરોપના મોટાં પુસ્તકાલયો.

| | છ.પેલાં પુસ્તકો. |
|---|---|
| બ્રિટિશ મ્યુઝિયમનું પુસ્તકાલય | ૪૦૦૦૦૦૦ |
| બિબ્લિયો થીક નેશનલ, પેરીસ | ૩૫૦૦૦૦૦ |
| ઇમ્પિરિયલ લાઇબ્રેરી, પેટ્રોગ્રાડ | ૧૮૮૧૬૨૩ |
| રોયલ લાઇબ્રેરી, બર્લિન | ૧૪૦૦૦૦૦ |
| " મ્યુનિચ | ૧૧૦૦૦૦૦ |
| ઇમ્પિરિયલ લાઇબ્રેરી, વિએના | ૧૦૦૦૦૦૦ |
| વિક્ટર એમાનુએલ લાઇબ્રેરી, રોમ | ૮૦૦૦૦૦ |
| બોડેલિયન લાઇબ્રેરી ઓક્સફર્ડ | ૭૫૦૦૦૦ |
| રોયલ લાઇબ્રેરી, બ્રસેલ્સ | ૬૦૦૦૦૦ |
| એડવોકેટ્સ લાઇબ્રેરી એડિનબર્ગ | ૫૬૫૦૦૦ |
| વેટીકન લાઇબ્રેરિ રોમ | ૪૦૦૦૦૦ |
| ટ્રિનિટી કૉલેજ લાઇબ્રેરિ, ડબ્લિન | ૩૨૬૩૪૭ |

## અમેરીકાના મોટા પુસ્તકાલયો.

| | |
|---|---|
| લાઇબ્રેરિ ઓફ કોંગ્રેસ, વોશિંગ્ટન | ૧૭૦૭૩૫૮ |
| ન્યુયૉર્ક પબ્લિક લાઇબ્રેરી | ૧૬૧૫૯૮૨ |
| બોસ્ટન પબ્લિક લાઇબ્રેરિ | ૯૮૭૨૬૮ |

યુરોપઅમેરિકાની લક્ષાવધિ પુસ્તકોથી ભરેલી લાઇબ્રેરિઓ સાથે આપણા ભરતખંડના પુસ્તકાલયો સાથે સરખાવો.

## કાળ ગણવાની જૂની પદ્ધતિ.

સૂર્ય સિદ્ધાંત અને ભિન્ન ભિન્ન જ્યોતિષ શાસ્ત્રકારોના મત પ્રમાણે દિવસના વિભાગ નીચે પ્રમાણે થાય છે.

- ૬૦ ક્ષણ-૧ લવ.
- ૬૦ લવ-૧ નિમેષ.
- ૬૦ કાષ્ઠા-૧ અતિપળ.
- ૬૦ અતિપળ-૧ વિપળ. (૪ સેકન્ડ)
- ૬૦ વિપળ-૧ પળ. (૨૪ સેકન્ડ)

૬૦ પળ-૧ ઘડી. ૨૪ મિનિટ.
૬૦ ઘડી-૧ અહોરાત્ર.
૬૦ અહોરાત્ર-૧ ઋતુ.
સૌર પદ્ધતિને અનુસરીને:—
૩૦ સાવન દિવસ-૧ સાવન માસ.
૧૨ સાવન માસ-૧ સૌર વર્ષ.
૩૬૦ સૌર વર્ષ-૧ દિવ્ય વર્ષ.
૧ સૌર વર્ષ-૧ દિવ્ય દિન.
૩૬૦ દિવ્ય અહોરાત્ર-૧ દિવ્ય વર્ષ.
૧૨૦૦૦ દિવ્ય વર્ષ-૧ મહાયુગ (૪૩૨૦૦૦૦ સૌર વર્ષ)
૭૧ યુગ-૧ મન્વંતર.
૧૪ મન્વંતર-૧ કલ્પ-૪૩૨૦૦૦૦૦૦૦ સૌર વર્ષ)
૨ કલ્પ-૧ બ્રાહ્મ અહોરાત્ર
૩૬૦ બ્રાહ્મ અહોરાત્ર-૧ બ્રાહ્મ વર્ષ.
૫૦ બ્રાહ્મ વર્ષ-પરાર્ધ.
૨ પરાર્ધ-૧ પર, મહાકલ્પ, અથવા બ્રહ્મઆયુ

આર્યની કાળ ગણના પ્રમાણે ૪૩૨૦૦૦૦૦૦, સૌર વર્ષે એક કલ્પ થાય છે. ૪ યુગોનો એક મહાયુગ થાય છે. એક કલ્પ એટલે ૧૦૦૦ મહાયુગ, અને ૧૪ મન્વન્તર બ્રહ્મ દેવનું આયુષ્ય ૧૦૦ વર્ષનું. એક કલ્પ એટલે તેનો એક દિવસ. બીજો કલ્પ એટલે રાત્રી. આ પ્રમાણે ૩૬૦ અહોરાત્રીનું ૧ વર્ષ આ પ્રમાણે ૧૦૦ વર્ષે બ્રહ્મદેવનો કાળ થાય છે. એને 'દ્વિપરાર્ધ' કહે છે. બ્રહ્મદેવના આયુષ્યમાંથી એક પરાર્ધ ગયો અને હાલ દ્વિતીય પરાર્ધમાં 'વરાહ' નામનો આદિકલ્પ ચાલે છે. આ આદિ કલ્પમાંથી ૭ મન્વંતર ગયા. હાલ વૈવસ્વત મનુનો સાતમો મન્વંતર ચાલે છે. વૈવસ્વત મન્વંતરમાંથી ૨૮ સત્યુગ, ૨૮ ત્રેતા યુગ, અને ૨૮ દ્વાપર યુગ, વહી ગયા. અને ૨૮ મો કલિયુગ ચાલે છે. કલિયુગનો આરમ્ભ ઇ. સ. પૂર્વે ૧૭મી ફેબ્રુઆરી ૩૧૦૨ ને રોજ થયો હતો. એ દિવસે ચૈત્રી અમાવાસ્યા શુક્રવાર હતો. ઇ. સ. પછી ૭૮ વર્ષે શાલીવાહનના શકનો આરંભ થયો. અર્થાત આ વર્ષે કલિયુગને (૧૯૧૭-૭૮+૩૧૦૯) ૫૦૧૮ વર્ષ થયાં છે.

## જાપાનની-દોલત.

આજથી ત્રીસ ચાળીશ ૫૦ વર્ષ પહેલાં અનેક રાજાઓમાં વહેંચાયલો, તથા વહેમાદિ જૂના અને સુધરેલા રિવાજોથી અવનત હાલત. માને પ્રાપ્ત થએલા જાપાન દેશ આજે કેવી ઉન્નત દશાને પામ્યો છે તે નીચે જણાવેલા ત્યાંની દોલતના આંકડાઓથી જાણવામાં થશે.

| | |
|---|---|
| ૪૩ માણસો પાસે | ૧૦૦૦૦૦૦૦ યેન. |
| ૭૩ માણસો પાસે | ૫૦૦૦૦૦૦ યેન |
| ૨૦ માણસો પાસે | ૩૦૦૦૦૦૦ યેન |
| ૧૦૮ માણસો પાસે | ૨૦૦૦૦૦૦ યેન |
| ૪૬૧ માણસો પાસે | ૧૦૦૦૦૦૦ યેન |
| ૧૪૩૩ માણસો પાસે | ૫૦૦૦૦૦ યેન ઉપર |
| ૨૨૦૧ માણસો પાસે | ૫૦૦૦૦૦ યેન |

એક યેન લગભગ ૧॥ રૂપીઆ છે.

જાપાનની કુલ દોલત ૩૪૬ ૦૦૦૦૦૦ યેન છે. આ પૈકી ૧૪૩૩ કારીગરો, ૨૨૩ જમીનદારો, ૫૧ મીલ માલેકો અને ૧૦૫ ઉમરાવો છે.

જૂનું તે સારું તથા નવું પર ભાર મૂકી બેસી રહ્યા હોત તો જાપાનીઓ આવી ઉન્નત દશા પ્રાપ્ત કરી શકત ખરા કે? જાપાન એ જગત સમસ્ત કર્મયોગનું જ્વલંત ઉદાહરણ છે.